દ્વિતીય

# વર્ત્તી બાપ્પા રાવળ

અનુવાદક

ઠક્કુર નારાયણ વિસનજી

" एकेनापि हि वीरेण पादाक्रांतं महीतलम् "-सुभाषितम्.

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં

ઇચ્છારામ દેસાઇએ છાપી પ્રકટ કર્યું; સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઈ

વિક્રમાર્ક ૧૯૭૦ ઇ. સ. ૧૯૧૪

-૪-૦

# પ્રસ્તાવના



પ્રસ્તુત નવલકથા ઇ. સ. ૧૯૦૬ ના નવેમ્બર માસમાં એટલે કે આજથી લગભગ આઠ વર્ષ [illegible] લખવામાં આવી હતી. આ નવલકથા મારી પોતાની સ્વતંત્ર બુદ્ધિનું પરિણામ નથી, કિંતુ [illegible] મરાઠી નવલકથાનો યોગ્ય સુધારણાયુક્ત એક અનુવાદ છે. આ નવલકથા 'ગુજરાતી' ભેટ તરીકે આપવાનો તે વેળાએ મનોભાવ હતો, પરંતુ બીજી કેટલીક નવી નવી નવલકથાઓ 'ગુજરાતી'ની ભેટ તરીકે પ્રકટ થતી ગઈ, અને તેથી **'૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન'** એ નવલકથા પ્રમાણે આ પુસ્તકના પ્રકાશનમાં પણ વિલંબ થતો ગયો. તેનું પરિણામ એ આવ્યું કે, જેવી રીતે **'ચન્દ્રગુપ્ત'** ('૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન')નો બીજા લેખકે ગુજરાતી અનુવાદ કર્યો, તેજ પ્રમાણે **'બાપ્પારાવળ'**નો પણ થોડા સમય પૂર્વે ગુજરાતી ભાષામાં એક અનુવાદ પ્રકટ થઈ ચૂકયો છે. એ કારણથી હવે આ નવલકથા 'ગુજરાતી'ની ભેટ તરીકે ન આપતાં 'ગુજરાતી' મુદ્રાયંત્રની 'સસ્તું સાહિત્ય' નામની ગ્રંથમાળામાંજ પ્રકટ કરવામાં આવી છે, કે જેથી અલ્પ કીંમતમાં લોકોને એના વાચનનો લાભ મળી શકે.

'ગુજરાતી'ની ભેટ તરીકે પ્રસિદ્ધ કરાયલી ઐતિહાસિક નવલકથાઓની કેટલીક પ્રસ્તાવનામાં ઐતિહાસિક નવલકથાની ઉત્તમતા અને મહત્તા વિશેનાં અનેક વાર ઉલ્લેખો અને વિવેચનો આવી ગયેલાં હોવાથી અહીં એ વિશે વિશેષ કાંઈ પણ લખવાની આવશ્યકતા રહેતી નથી. માત્ર આવાં પુસ્તકો લખવાના કાર્યમાં સત્ય ઇતિહાસ ગ્રંથના અભાવે કેટલીક વાર લેખકને કેવી કઠિનતાનો અનુભવ કરવો પડે છે, એનો જ કિંચિદ્ ઉલ્લેખ આવશ્યકીય છે.

આપણા દેશના અને રાજ્યકર્ત્તાઓના સાનુક્રમ અને સુસંગત ઇતિહાસો મળી શકતા નથી; જે કેટલાક ઇતિહાસો મળી આવે છે, તે કાં તો મુસલ્માનોના સમયના અને મુસલ્માન મોર્રિખો–ઇતિહાસવેત્તાઓ–ની લેખિનીથી લખાયલા હોવાથી અને કાં તો ધાર્મિકજનોની વિધાના ફળરૂપ હોવાથી તેમાં એક કે બીજા પ્રકારે કેવળ એકપક્ષીયતાનાજ વિશેષ ઉલ્લેખો કરાયલા હોય છે. આજકાલ જેટલા ઇતિહાસો ઉપલબ્ધ છે, તે સર્વની બહુધા એજ સ્થિતિ જોવામાં આવે છે. એ ઇતિહાસોના વાચનથી સુકોમળ બુદ્ધિનાં બાળકોના હૃદયમાં એવા તો અધમ સંસ્કારો જામી જાય છે કે, જેના યોગે તેઓ પોતાને આજન્મ દીન, હીન, અને આધીનજ માનતા રહે છે. એ નવીન સંતાનોપરજ ભારતની ભાવિ ઉન્નતિનો સર્વ આધાર રહેલો હોવાથી જો તેમનાં હૃદયોમાં આવા સંસ્કારોનો દૃઢતાથી સંચાર થઈ જાય, તો ભવિષ્યમાં તેથી દેશની કેવી અને કેટલી સામાજિક, નાતક, અને ધાર્મિક હાનિ થવાનો સંભવ છે, એની કલ્પના કોઈ પણ વિચારશીલ મનુષ્ય કરી શકે એમ છે. મહાત્મા **ટૉડ્** સાહેબે અને **ફિન્લૉક્ ફાર્બ્સે** સત્ય ઇતિહાસના એ અભાવને દૂર કરવામાટે મહા પરિશ્રમ વેઠીને **'રાજસ્થાન'** અને **'રાસમાળા'** નામક મેવાડ અને ગુજરાતના ઇતિહાસો લખ્યા છે, તે માટે એ ઉભય મહાનુભાવોનો આપણે જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે. **'રાજસ્થાન'**નાં બંગાળી, હિંદી અને મરાઠી ભાષામાં ભાષાન્તરો થયાં છે; અનેઅંગ્રેજી માં એની સચિત્ર, ચિત્ર રહિત, સંપૂર્ણ અને સંક્ષિપ્ત અનેક પ્રકારની આવૃત્તિઓ પ્રકટ કરવામાં આવી છે ગુજરાતમાં પણ હાલમાં એના બે સંપૂર્ણ અનુવાદો બહાર પડી ચૂક્યા

છે, અને તૃતીય અનુવાદનો પ્રથમ ભાગ પ્રકાશમાં આવ્યો છે. પરંતુ ખેદ સાથે જણાવવું પડે છે કે, '**રાજસ્થાન**'ના ગુજરાતી ભાષામાં થયેલા એ ત્રણ અનુવાદમાંના એક પણ અનુવાદને ઉત્તમ અનુવાદની કક્ષામાં મૂકી શકાય તેમ નથી. 'ગુજરાતી'ના આદ્યતંત્રી સદ્‌ગત શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ આજે લાંબા સમયથી '**રાજસ્થાન**'નો ઉત્તમ અને સંપૂર્ણ અનુવાદ કરી રાખ્યો છે, પરંતુ એમાંના કેટલાક સંશયજનક વિષયો અને શંકામય ઘટનાઓનો સંપૂર્ણ નિર્ણય કરીને પછી જ એ ગ્રંથને પ્રકાશિત કરવાનો તેમનો મનોભાવ હોવાથી અને એટલામાં તેમનો અચાનક સ્વર્ગવાસ થઈ જવાથી એ ગ્રંથ અદ્યાપિ છપાઇને પ્રકટ થયો નથી. એના સંશોધનનું કાર્ય ચાલે છે, અને આશા છે કે, એ ગ્રંથ હવે સત્વર જ મુદ્રિત થઇને વાચકોના કરકમળમાં વિરાજશે. '**રાસમાળા**'નો ઉત્તમ અનુવાદ થઈ ગયો છે, એટલે તે વિશે કાંઈ પણ બોલવાનું રહેતું નથી.

મુખ્યતઃ એ '**રાજસ્થાન**'ના આધારે જ પ્રસ્તુત નવલકથાની રચના કરાયલી છે, અને તે ઉપરાંત મેં સ્વર્ગીય બાબૂ **હરિશ્ચન્દ્ર**–હિંદી ભાષાના ભારતેન્દુ–કૃત '**ઉદયપુરોદય**' તથા રાજા **શિવપ્રસાદ** સિતાર–એ–હિંદકૃત '**ઇતિહાસતિમિરનાશક**' આદિ ઐતિહાસિક ગ્રંથોમાંથી પ્રસ્તુત ગ્રંથના લેખનમાં કેટલીક સહાય લીધી છે, અને તે માટે હું એ સ્વર્ગીય વિદ્વાન્ મહાનુભાવોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મૂળ મરાઠી નવલકથાના લેખક રા. **નારાયણ કૃષ્ણ ગદ્રે**નો તો સર્વથી પ્રથમ આભાર માનવો, એ મારું કર્ત્તવ્ય જ છે.

પ્રસ્તુત નવલકથાના નાયક **બાપ્પા**ના ચરિત્રમાંથી જે એક વિશિષ્ટ ઐતિહાસિકતા આપણા જાણવામાં આવી શકે છે, તે એ છે કે, **સિકંદર–એલેક્‌ઝાન્ડર**–ના ભારતવર્ષમાં આવી ગયા પછી **ચંદ્રગુપ્તે મગધ** દેશના **નન્દ**વંશનો નાશ કરીને ઇતિહાસપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ **ચાણક્ય**ની સહાયથી **પાટલિપુત્ર**–વર્ત્તમાન **પટના**–માં આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વે જે નવીન **મૌર્ય** નામક રાજવંશની સ્થાપના કરી હતી, તે **મૌર્ય**વંશના રાજાઓ **ચિત્તોડ**માં સંવત્ ૭૮૪, ઇ. સ. ૭૨૮ સુધી રાજ્ય કરતા હતા. કારણ કે, **ચિત્તોડ**ના જે રાજા **માન**સિંહનો ઘાત કરીને **બાપ્પા મેવાડ**નો સ્વામી થયો હતો, તે **માનસિંહ મૌર્ય**વંશીય હતો અને તેના મરણ સાથે જ **મૌર્ય**વંશનો અંત આવ્યો હતો. **બાપ્પા**એ ત્યારપછી **શિશોદિયા** વંશની સ્થાપના કરી, એટલે કે, **મેવાડ**ના વર્ત્તમાન રાજકુળનો પ્રથમ સંસ્થાપક **બાપ્પા** હતો.

**બાપ્પા** અને તેના સહચારી મિત્રોનાં ચરિત્રમાંથી જે વિશિષ્ટ શિક્ષણ મળી શકે છે તે એ છે કે, **બાપ્પા**ના, ધૈર્ય, સાહસ, શૌર્ય, બુદ્ધિમત્તા, કુટિલતા, અને રાજનિયમ આદિ ગુણો અલૌકિક દેખાય છે. માત્ર તેના હસ્તે જો કોઈ પણ અપકૃત્ય થયું હોય, તો તે એ જ કે, પોતાના આશ્રયદાતા અને આપ્તજન રાજા **માન**સિંહનો વધ કરી તે પોતે રાજ્યનો સ્વામી થયો હતો. પરંતુ એ વિશે પણ બે મત છે; સમાજનીતિ અને ધર્મનીતિ એ કૃત્યને સદોષ વ્યક્ત કરે છે, અને રાજનીતિ એને દોષનું નામ આપતી જ નથી. તેના સહચારી **સાહસી**, **વાળી**, અને **દેવ**નાં સર્વ કાર્યો નીતિ, ઉપદેશ, અને મનોરંજકતાથી મંડિત છે. ભિન્ન રુચિ વાચકોને આમાંથી કાંઈ ને કાંઈ પણ સ્વીકરણીય તત્ત્વ મળી આવશે જ, એવો અમારો દૃઢ નિશ્ચય છે. અસ્તુ.

મુંબઈ તા૦ ૧૮–૫–૧૪ }<br>
સોમવાર. }

ઠક્કુર નારાયણ

# અનુક્રમણિકા

## પ્રથમ ખંડ-અસ્ત



---

## દ્વિતીય ખંડ-ઉદય

# અનુક્રમણિકા

# આર્ય-આદિત્ય

# ચક્રવર્તી બાપ્પા રાવળ

## પ્રથમ ખંડ-અસ્ત

## પ્રથમ કિરણ

### રાજ્યક્રાંતિ-ગુહાદિત્યનો ઘાત

આપણી નવલકથાનો કાળ અષ્ટમ શતકનો છે અને તેનું સ્થાન શૂરનર ઉત્પાદક ભૂમિ રાજસ્થાન (રાજપૂતાના) છે.

સૂર્યકુલભૂષણ પ્રથમ મહારાજા ઈક્ષ્વાકુના નામથી જે વંશ યુગોના યુગ પર્યન્ત ઓળખાતો હતો, તે વંશમાં ત્રેતાયુગના અંતમાં દશરથને ત્યાં શ્રીરામચંદ્રનો જન્મ થયો. એ રામચંદ્રે દશમુખ રાવણ અને તેના સહાયક અન્ય રાક્ષસોનો વધ કરીને ભૂમિનો ભાર ઉતાર્યો; અને પોતે એકનિયમ, એકપત્નીવ્રત તથા એકવચનત્વ આદિ ગુણોને ધારણ કરીને અન્યજનોને સદ્દવર્ત્તનનું પ્રત્યક્ષ ઉદાહરણ બતાવી દીધું, ત્યારથી લોકો ઈક્ષ્વાકુવંશને રામવંશ કિંવા રઘુવંશના નામથી ઓળખવા લાગ્યા. અયોધ્યામાં એ રઘુવંશનું સહસ્રાવધિ વર્ષો પર્યન્ત અકુતોભય અસ્તિત્વ રહ્યું અને ત્યાર પછી વર્ત્તમાન શકથી સોળ કે સત્તર સો વર્ષ પૂર્વે તેની અસીરગઢમાં પુનઃ સ્થાપના કરવામાં આવી. ત્યાંથી એ વંશનો શાલિવાહન અને વિક્રમ આદિ રાજાઓએ ઉચ્છેદ કરવાથી કેટલાંક વર્ષો અજ્ઞાત વાસમાં વીતાવ્યા પછી દ્વિતીય શકશતકમાં કનકસેન ભટ્ટારકે એ પવિત્રતમ સૂર્યવંશનો પોતાના બાહુબળથી ઉદ્ધાર કરીને વલ્લભીપુરમાં રાજ્યપીઠની સ્થાપના કરી. ત્યાં ત્રણ ચાર શતક સુધી ભટ્ટારકના વંશજોએ ઉત્તરોત્તર કીર્ત્તિ સંપાદન કરી અને ત્યાર પછી પુનઃ તે વંશ પરચક્રમાં ઘેરાયો-વલ્લભીપુરનો નાશ થયો; એટલે એ વંશના એક વંશજે ઈડરમાં આવીને નવીનતાથી જ રાજ્યસ્થાપનાની ખટપટ કરી અને તેમાં તે ફળીભૂત થયો. એ જ રાજ્યસંસ્થાપક વીરનરના વંશમાંનો છઠ્ઠો પુરુષ તે ગુહાદિત્ય હતો. એને કેટલાક ગુહસેનના નામથી પણ ઓળખતા હતા.

અમાવાસ્યાની મધ્યરાત્રિનો સમય હતો અને ભીષણ અંધકારનો ભયંકર અધિકાર સર્વત્ર વ્યાપી ગયો હતો. નગરમાં સર્વત્ર શૂન્યતા જ જોવામાં આવતી હતી. નગરસંરક્ષકો પણ શરદ્દૠતુના શીતલ સમીરની લહરીઓના સ્પર્શથી કંપતા અહીં તહીં ખૂણામાં સંતાઈ બેઠા હતા. કેટલાકો તો ઝોકાં પણ ખાતા હતા. માત્ર રાત્રિકીટકોનો કર્કશ ધ્વનિ જ એકસરખો સાંભળવામાં આવતો હતો. ક્વચિત્ અગ્નિકીટોનો ચમકાટ પણ દેખાતો હતો. રાજનગરી હોવા છતાં પણ એ કાળરાત્રિના સમયે તેમાં કંઈ એવી તો ભયંકરતાનો આવિર્ભાવ થયેલો હતો, કે પ્રત્યક્ષ સ્મશાનભૂમિમાં પણ તેવી ભયંકરતા ભાગ્યે જ હોઈ શકે. અર્થાત્ કોઈપણ દુર્ધર, દુષ્ટ અને દારુણ પ્રસંગ આવવાનાં દુશ્ચિન્હો પ્રત્યક્ષ મૂર્ત્તિમાન્ દેખાતાં હતાં. ઝંઝાવાત થવા પૂર્વે જેવી રીતે સર્વત્ર થોડી-

વાર શાંતિ વ્યાપી જાય છે, તેવી જ રીતે અત્યારે નગરીમાં સર્વ સ્થળે શાંતિ પ્રસરેલી હતી. સર્વ નાગરિકો આ વેળાએ કાળનિદ્રામાં ઘોરતા પડ્યા હતા. નિદ્રા, મનુષ્યમાત્રમાટે એક અતિ આવશ્યકીય વસ્તુ છે, અને તેથી જ નિદ્રાના ઉપભોગમાટે પરમેશ્વરે રાત્રિની યોજના કરેલી છે. તથાપિ એવો પણ એક નિયમ જોવામાં આવે છે કે, પુષ્કળ જનોને સુખપૂર્વક નિદ્રાનો ઉપભોગ લેવા દેવામાટે કેટલાક વિશિષ્ટ પુરુષોએ રાત્રિના સમયે સ્વાર્થનું બલિદાન આપી જાગૃત પણ રહેવું જોઇએ. સમાજબંધનમાં બંધાયલા, જીવનકલહમાં ન્યૂન કે અધિક અંશે ઝગડનારા ને સંસારચિંતામાં નિમગ્ન રહેનારા કોઈ પણ વિવક્ષિત જનસમૂહને સુખેથી નિદ્રારૂપ વિશ્રાન્તિશ્રમપરિહારક અને પુનઃ તે જીવનકલહનું જે કોઈ પણ કાર્ય શિરે આવી પડે, તે પાર પાડવામાટેનું નવીન સામર્થ્ય અને ઉત્તેજન આપનારું ઔષધ–લેવાનો સમય મળે, એવી જો તેમની ઇચ્છા હોય, તો તેમણે જાગવું જ જોઇએ. અર્થાત્ જનસમાજના સંરક્ષકની પદવી ધરાવનારાઓએ પોતે પોતાની નિદ્રાની વેળામાં પરિવર્ત્તન કરવું જ જોઇએ. પરંતુ એ નિયમ સદા સર્વકાળ એકસમાન રીતિથી જળવાતો જોવામાં નથી આવતો, એ અપવાદને અનુસરીને જ આજ રાત્રે ઈડર નગરીના સંરક્ષકો કર્તવ્યવિમુખ થઈ ગયા હતા અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેમના દુર્દૈવે જ તેમને તેવા કર્તવ્યહીન બનાવી મૂક્યા હતા.

મનુષ્ય સ્વકર્તવ્યવિમુખ થયો કે, નાશરૂપ ફળ તેને મળવાનું જ, એ એક વિશ્વવ્યાપક નિયમ છે, અને એ નિયમની સત્યતાનો ઈડર નગરીને પણ સત્વર જ અનુભવ થયો. નગરસંરક્ષકોના શરીરપર એકાએક બાણોની વૃષ્ટિ થતાં તેમના પાતકોનું તેમને યથાસ્થિત ફળ મળવા માંડ્યું. નગરમાં અચાનક જાણે ભૂતચેષ્ટાનો જ આરંભ થયો હોયની, તેવો ભાસ થવા લાગ્યો. ચારે તરફથી ભિલ્લોના એક પછી એક અનેક સમૂહોએ નગરમાં પ્રવેશ કરવા માંડ્યો. માર્ગમાં જે કોઈપણ મનુષ્ય આડું આવતું હતું, તેને તલવારથી ઠાર કરીને તેઓ આગળ વધતા જતા હતા. અંતે તેઓ રાજમહાલય પાસે આવીને દ્વાર બંધ હોવાથી ઉભા રહ્યા અને તેમાં કેવી રીતે પ્રવેશ કરવો, એ વિશે પોતપોતામાં વિચાર ચલાવવા લાગ્યા.

"આ મહાલયનાં દ્વાર બહુ જ મજબૂત છે–સહજમાં તોડી શકાય તેવાં નથી; માટે હવે અંદર ઘુસવાનો કોઈ સરળ ઉપાય શોધી કાઢવો જોઇએ." એક ભિલ્લે દ્વારને સ્પર્શ કરીને પોતાનો વિચાર વ્યક્ત કર્યો.

"એક બીજાના ખભાપર ઉભા રહી ભીંતપર ચઢીને અંદર પ્રવેશ કરી બેચાર જણ અંદરથી દ્વાર ઉઘાડી નાખે, તો બધી પીડા ટળી જાય એમ છે." બીજા ભિલ્લે પોતાની અક્કલને જરાક આગળ દોડાવીને કહ્યું.

"પણ રાજપૂત રાજાએ અંદરના ભાગમાં પોતાના બચાવની કાંઈ પણ તૈયારી નહિ રાખી હોય, એમ તમારું ધારવું છે કે શું? ચાર ચાર જણ ઉપર ચઢે અને અંદર ઉતરીને યમરાજની સભામાં રવાના થઈ જાય, તે વિના બીજું એનું કશું પણ વિશેષ લાભકારક પરિણામ આવી શકે જ નહિ. માટે ઉપાય તો એવો શોધી કાઢવો જોઇએ કે, આ દ્વાર ઉઘડે અને આપણે સઘળા એક સાથે ધસારો કરી શકીએ." ત્રીજા ભિલ્લે પોતાની બુદ્ધિનું કિંચિત્ પ્રશંસનીય દર્શન કરાવ્યું.

એ સર્વના બુદ્ધિવાદનું ધ્યાનપૂર્વક શ્રવણ કરીને તેમના અગ્રેસરે સિંહ સમાન ગર્જના

કરીને કહ્યું કે, "હિચકારાઓ! આવા બાયલા જેવા વિચારો શાના કર્યા કરો છો? સમસ્ત નગરમાં તો હવે આપણી સામે લડવા નીકળે એવો કોઈ સૈનિક કે નાગરિક અવશિષ્ટ રહ્યો નથી, માટે જાઓ અને ખેડુતોનાં ઘરમાંથી કોદાળીઓ લઈ આવો. કુઠારના પ્રહારથી આપણે આ દ્વારનો પળ માત્રમાં સંહાર કરીશું અને રાજમહાલયમાં પ્રવેશ કરી શસ્ત્રના આઘાતથી રાજાનો ઘાત કરી રાજ્યમાં આનંદે વિહાર કરીશું."

આજ્ઞા મળતાંજ દશવીશ ભિલ્લો અહીં તહીં દોડ્યા અને ખેડુતોને મારી કૂટીને લગભગ દોઢસેં બસેં કોદાળીઓ એકઠી કરી લાવ્યા. દ્વારપર કુઠારના પ્રહારનો આરંભ થયો. રાજા ગુહાદિત્ય જો કે લડવાની કેટલીક તૈયારી સાથે અંદર ઊભો હતો, પરંતુ દ્વાર તોડવાનો ધ્વનિ સાંભળીને તેના મનમાં ધૈર્ય રહ્યું નહિ. પોતાના મહાલયમાંના સૈનિકોની સંખ્યા બહુ જ ઓછી હતી અને ભિલ્લો અસંખ્ય હતા. તેમ જ રાજાને બહારથી સહાયતા મળવાનો પણ સંભવ હતો નહિ. રાજાએ પોતાની રાણી અને એક જ સુકુમાર પુત્રને કોઈ પણ રીતે ગુપ્ત માર્ગે ત્યાંથી નસાડી દેવાનો વિચાર કર્યો. એ નિશ્ચય કરીને તે રાણી પાસે આવ્યો અને મનને દૃઢ કરીને પ્રેમપુરઃસર તેને કહેવા લાગ્યો કેઃ—

"પ્રાણેશ્વરિ! આજે મારી માનવલીલાનો અંત નિશ્ચિત થઈ ચૂક્યો છે. બચવાનો એકે ઉપાય બાકી રહ્યો નથી. હું તો લડીને રણદેવીને મારા પ્રાણનું બલિદાન આપીશ, પણ તું આ બાળકને લઇને આપણા વિશ્વાસુ અનુચર સત્યશીલ સાથે અહીંથી નીકળી જા. કુમારના અને તારા પોતાના પ્રાણનું રક્ષણ કર. મારી આજ્ઞાનું પાલન કરવું, એ તારો ધર્મ છે."

"પતિની આજ્ઞાનું પાલન કરવું, એ પતિવ્રતાનો ધર્મ છે ખરો, પણ આવી વિપત્તિની વેળામાં પતિને ત્યાગી પોતાના પ્રાણરક્ષણનો પ્રયત્ન કરવો, એ પતિવ્રતા નારીનો ધર્મ નથી. મારા અને આપણા પુત્રના પ્રાણ આપના પ્રાણ કરતાં વધારે મૂલ્યવાન્ નથી; માટે જો અમારા પ્રાણ બચાવવાની આપની ઇચ્છા હોય, તો આપ પણ ગુપ્ત માર્ગે અમારી સાથે ચાલો, અને જો રણમાં પડવાનો જ આપે નિશ્ચય કર્યો હોય, તો પછી અમને પણ મરણને શરણ થવાની આજ્ઞા આપો." રાણીએ નેત્રમાંથી અશ્રુ વર્ષાવીને યથાશક્તિ પતિની આજ્ઞાનું ઉત્તર આપ્યું.

રાજા પાછો તેને સમજાવીને કહેવા લાગ્યો કે;—"જય કે પરાજય ઈશ્વરાધીન છે, પણ શૌર્યથી લડીને મરવાથી ક્ષાત્રિયપુત્રને જે કીર્ત્તિની પ્રાપ્તિ થાય છે, તેની આગળ રાજ્ય અને પ્રાણનું કશું પણ મૂલ્ય છે નહિ. પલાયન કરું તો, સહજમાં મારા પ્રાણ બચી શકે તેમ છે; પરંતુ તેમ કરીને ઇક્ષ્વાકુ અને રામના પવિત્ર વંશને કલંકિત—સદાને માટે કલંકિત કરવાની મારી ઇચ્છા નથી. તું સ્ત્રી છે અને પુત્ર બાળક છે, માટે તમને એ દોષ લાગી શકે એમ નથી; માટે હઠ ન કર અને મારી આજ્ઞાને માન્ય કર."

"આપ સ્વર્ગમાં સિધારો, તો મારા અને પુત્રના જીવનથી શો લાભ થવાનો છે?" રાણીએ પાછો પ્રશ્ન કર્યો.

"લાભ એ કે, જો ઈશ્વરની કૃપાથી તમો બિન્ને નિર્વિઘ્ન જીવિત રહેશો, તો પુત્ર અત્યારે બાળક હોવાથી તું એનું પાલન પોષણ કરી શકીશ; અને પુત્ર જો ભવિષ્યમાં પ્રભાવશાલી અને શક્તિમાન્ નીકળશે, તો તે પોતાના પિતાના શત્રુઓને સંહારશે, પિતાનું વૈર વાળશે અને ગયેલું રાજ્ય પાછું મેળવી રાજસ્થાનના સિંહાસનને શોભાવશે. એમ થવાથી આપણા વંશનું નામ

અચળ રહેશે અને અત્યારે તું અહીં મરવાનો હઠ કરીશ, તો આજે ને આ પળે જ શત્રુના શસ્ત્રરૂપ અગ્નિમાં બળી જળીને શિશોદિયા વંશનું નામ સદાને માટે ભસ્મીભૂત થઈ જશે. વંશનો ઉચ્છેદ ન થાય અને સૂર્યવંશનું અસ્તિત્વ જળવાય, એટલી જ મારી ઇચ્છા છે. મારી ઇચ્છા છે તે તારી ઇચ્છા હોવી જ જોઈએ, એમ ધારીને અત્યારે અહીંથી જા અને નિર્ભય થા. પ્રશ્નોત્તરનો સમય હવે રહ્યો નથી. જે વેળા જાય છે, તેમાં દ્વાર તૂટવાની અણીપર છે, માટે જવાની એટલે કે પલાયનની તૈયારી કર." ગુહાદિત્યે કહ્યું.

એમ કહીને આંગણામાં શત્રુ સાથે લડવામાટે ઉભેલા પોતાના અનુચર સત્યશીલને રાજાએ મહાલયમાં બોલાવ્યો અને તેને પ્રથમ મનનો નિશ્ચય કહી સંભળાવીને અંતમાં કહ્યું કે, "સત્યશીલ! હવે પછી તું તારા આ સ્વામીના મુખનું દર્શન કરવાનો નથી, એટલે જો તું કૃતઘ્ન થાય તો તે તારી કૃતઘ્નતામાટે શિક્ષા કરનાર કે કૃતજ્ઞ થાય, તો કૃતજ્ઞતામાટે તને ઉપહાર દેનાર પુરુષ આ પૃથ્વીમાં જીવતો રહેવાનો નથી. તારે હવે માત્ર ઈશ્વરપ્રીત્યર્થ અને સ્વામિસેવકના ધર્મથી જ મારી રાણી અને મારા કુમારના જીવની રક્ષા કરવાની છે. પાપ અને પુણ્યની ભિન્નતાનો વિચાર ચિત્તમાંથી કાઢી નાખીશ નહિ અને મારી કીર્તિને કલંક લગાડીશ નહિ. તું સુજ્ઞ છે, માટે હું વિશેષ ઉપદેશ નથી આપતો—જા, વિજયી થા."

પ્રભુની આજ્ઞાને શિરસાવંદ્ય કરી રાણી અને કુમારને સાથે લઈ મહાલયમાંના એક ભૂમ્યંતર્ગત ગુપ્ત માર્ગથી તે અનુચર ચાલતો થયો. જતી વેળાએ રાણીનાં અને સત્યશીલનાં નેત્રોમાંથી શ્રાવણભાદ્રપદની જળધારા વર્ષતી હતી; પરંતુ જવા વિના બીજો ઉપાયજ નહોતો. નિર્દોષ બાલ્યાવસ્થામાં વિહરતો કુમારજ માત્ર હર્ષ કે શોકના ભાવથી સર્વથા મુક્ત દેખાતો હતો. રાજા અને રાણીનો અખંડ વિયોગ થયો તે થયો જ.

સ્ત્રી અને પુત્રના ગમન પછી રાજા એક પ્રકારે નિશ્ચિન્ત થયો અને શસ્ત્રાસ્ત્ર ધારી મરતાં મરતાં અનેકને મારવાના હેતુથી આંગણામાં આવીને તે ઊભો રહ્યો. દ્વાર તૂટવાની તૈયારીમાં જ હતું, એટલે પોતાના જે થોડા ઘણા સૈનિકો ઉપસ્થિત હતા, તેમને શત્રુઓપર તૂટી પડવાની આજ્ઞા આપીને ગુહાદિત્યે અંદરથી દ્વાર પોતાના હાથે ઉઘાડી નાખ્યાં. ભિલ્લોએ બાણની વૃષ્ટિ વર્ષાવી અને રાજા તથા તેના સૈનિકો "હરહર મહાદેવ"નો ભયંકર ધ્વનિ કરીને શત્રુસૈન્યમાં ધસી ગયા. પંદર વીસ સૈનિકોએ ભિલ્લોના સેંકડો લડવૈયાઓને તલવારની ધારથી નરકનાં દ્વાર બતાવી દીધાં અને અંતે પોતે પણ રણશય્યામાં સદાને માટે પોઢી ગયા. ઇડરપતિ ગુહાદિત્યે પણ અપૂર્વ સૌર્યનો પ્રભાવ બતાવી, શતાવધિ શત્રુને નરકનગરીમાં વસાવી અંતે પોતે પણ સ્વર્ગપુરીને શોભાવી. થઈ ચૂક્યું-શિશોદિયા વંશનો ભૂપાલ ગુહાદિત્ય કૈલાસવાસી થયો અને ઇડરમાં ભિલ્લોનો અધિકાર થયો. રાજ્યક્રાન્તિ થઈ. ભિલ્લોએ પોતાના સમૂહમાંથી એકને ચૂંટીને સિંહાસને બેસાડ્યો અને સર્વત્ર ભિલ્લ રાજાના નામની આણ ફેરવી દીધી.

મહા કષ્ટ અને પરિશ્રમ વેઠીને પરકીય અને કેટલાક સ્વકીય શત્રુના આઘાતથી રક્ષી રાખેલી અને છ પેઢીથી સતત ચાલતી આવેલી શિશોદિયા વંશની એ એક લઘુ શાખા પણ અંતે છિન્નવિચ્છિન્ન થઈ ગઈ.

દુર્દૈવરૂપ અવર્ષણના પ્રભાવથી શુષ્ક થઈ ગયેલા એ સૂર્યવંશરૂપ સરોવરમાં પુનઃ જીવન આવ્યું કે નહિ? જો આવ્યું હોય તો તે ક્યારે અને ક્યાંથી આવ્યું? એ જાણવાની આપણા

હૃદયમાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય, એ સાહજિક અને સ્વાભાવિક છે અને તે જિજ્ઞાસાને તૃપ્ત કરવામાટે જ પ્રસ્તુત નવલકથા લખવાનો અમે નિશ્ચય કરેલો છે.

---

## દ્વિતીય કિરણ

## માત્ર પાતિવ્રત્યમાટે

મનુષ્યની ખરી પરીક્ષા સંકટમાં થાય છે, વીર સમરાંગણમાં ઓળખાય છે, સન્નિપાત જેવા અસાધ્ય રોગોમાં વૈદ્યની શક્તિ વ્યક્ત થઈ જાય છે અને નિરાધાર સ્થિતિમાં પતિવ્રતાની પવિત્રતા તત્કાળ કળી શકાય છે. પત્નીના મરણ પછી માતૃહીન બાળકોના પિતાના વાત્સલ્યની તેમ જ પ્રતિજ્ઞાવાદમાં પંડિતના પાંડિત્યની પરીક્ષા થઈ જાય છે. એવી રીતે ભિન્ન ભિન્ન વ્યક્તિની પરીક્ષા માટેની–ખરી કસોટીની એક એક ભિન્ન ભિન્ન વેળા હોય છે જ. જ્યારે સર્વ પ્રસંગો સમાધાન અને સુખપૂર્વક વ્યતીત થતા હોય, તે વેળાએ તો સહુ સારાં જ હોય, એમાં કશું પણ આશ્ચર્યકારક નથી. અવકાશની વેળાએ યુદ્ધકથા અને ઘરને ખૂણે રાજકારસ્થાનો કરનારા કાંઈ થોડા મનુષ્યો આપણા જોવામાં નથી આવતા. સૌભાગ્યમાટે દેવપૂજા કરનારી વારયોષિતાઓની વિશ્વમાં કયાં ન્યૂનતા છે? ભીમ અને અર્જુનના ગુણાનુવાદ ગાનારા અને સાંભળનારાઓ–શાબ્દિક વીરરસના લોલુપો માર્ગે માર્ગે ઘણા જ સસ્તા રખડતા નિત્ય આપણા જોવામાં આવે છે. પરંતુ એવા મનુષ્યોથી જગતને લાભ શો? કશો પણ નહિ. એવા પુરુષનામધારીઓને તો "અન્નના કાળ અને ભૂમિના ભાર"ની જ ઉપમા આપી શકાય. એવા પુરુષોના હાથે કોઈ કાળે પણ કોઈ સારું કૃત્ય થઈ નથી શકતું. માત્ર સત્યકૃત્યશીલ અને ગુણીજનોના માર્ગમાં એવા મનુષ્યો સર્વથા કંટક સમાન વિઘ્નરૂપ થઈ શકવાનું જ સામર્થ્ય ધરાવતા હોય છે. આટલું એ નરરાક્ષસો વિશે વિવેચન કરવાનું કારણ એ જ કે, આપણી વાર્તાના પ્રસંગમાં અત્યારે આપણે એવા જ કેટલાક નરપિશાચોનું નિરીક્ષણ કરવાનું છે. પુષ્પ હોય ત્યાં કંટકનું અસ્તિત્વ હોવું જ જોઇએ, તેવી જ રીતે જ્યાં ઉત્તમ જીવોનો નિવાસ હોય, ત્યાં અધમ જીવો પણ હોવા જ જોઇએ, એ એક વિશ્વવ્યાપક નિયમ છે અને તે નિયમને અનુસરીને જ પ્રસ્તુત ગ્રંથમાં ઉત્તમતાનું દર્શન કરાવવામાટે કેટલાક દુષ્ટ જનોની અધમતાનું પણ અમે દર્શન કરાવીશું. અસ્તુ.

ઇડરગઢથી લગભગ દોઢ ગાઉના અંતરે આવેલા નિર્જન પ્રદેશમાંના શ્રી જગદંબાના મંદિર પાસે લોકોની ઘણી જ જબરી ભીડ જામેલી હતી. એમાંના બહુ મનુષ્યો શસ્ત્રાસ્ત્રધારી હતા અને કેટલાક અમથા તમાશો જોવાને આવ્યા હોય તેમ જણાતું હતું. જગદંબાના મંદિર પાસે લોકોની ભીડ થવાનું કારણ શું હશે વારુ? શું આજે જગદંબાના કોઈ મહોત્સવનો દિવસ હતો? કે નગરના લોકો દેવીને કોઈ બલિદાન આપવાને એકઠા થયા હતા? ના; એમાંનું કશું પણ કારણ હતું નહિ–લોકોની ભીડનું કારણ વળી એક બીજું જ હતું. રાજમહાલયમાંથી ગુપ્ત માર્ગે ન્હાસેલી રાણીના શોધમાટે નીકળેલા સઘળા મનુષ્યો અત્યારે અહીં એકત્ર થયેલા હતા. જે શસ્ત્રાસ્ત્રધારી પુરુષો હતા, તે સર્વ ભિલ્લ હતા અને જે અમથા ઊભા હતા, તે આપણે ઉપર વાંચી આવ્યા, તેવા પ્રકારના કેટલાક અધમ સ્વભાવના નાગરિકો હતા. ગુહાદિત્યના સમયમાં સંપૂર્ણ નિર્ભયતા અને આનંદનો જે નાગરિકોએ ઉપભોગ લીધો હતો, તે જ નાગરિકો ભિલ્લોનું રાજ્ય થતાં તેમની

પ્રીતિ સંપાદન કરવાના હેતુથી રાજપરિવારના નિકંદનમાટે તત્પર થયેલા જોવામાં આવતા હતા. ભિલ્લો અને નાગરિકો વચ્ચે એ સમયે નીચે પ્રમાણે વાતચીત ચાલતી સાંભળવામાં આવતી હતી.

"ત્યારે તમારો એ દૃઢ નિશ્ચય છે કે, રાણી અને તેનો પુત્ર આ માતાના મંદિરમાં જ છે? જો તમારી ધારણા ખોટી નીકળશે, તો અમને વિના કારણ રોકી રાખવાના અપરાધમાટે તમારે કઠિન શિક્ષા ભોગવવી પડશે." રાણીના શોધમાટે નીકળેલી ટોળીના અગ્રેસર તરુણ ભિલ્લે એક મુખ્ય નાગરિકને ઉદ્દેશીને કહ્યું.

"ધારણા ખોટી તે કેમ પડે! જુઓ રાજાનો અતિ વિશ્વાસુ અનુચર સત્યશીલ પણ આટલામાં જ ફરતો દેખાય છે અને તે રાણીને અહીંથી કોઈ પણ રીતે આબાદ છટકાવી જવાનો વિચાર કરતો હોય, એમ જણાય છે. જો એને હાથમાં લેવામાં આવે, તો સહજમાં રાણી આપણા હાથમાં આવી શકે એમ છે." એક કુલકલંક અને કુલાંગાર નાગરિકે પોતાની કૃતઘ્નતાનો પૂરેપૂરો પરિચય કરાવ્યો.

તરુણ ભિલ્લે ઝટ પોતાના ચાર પાંચ શસ્ત્રધારી મનુષ્યોને મોકલી સત્યશીલને પોતા પાસે પકડી મગાવ્યો અને કાંઇક ધમકી અને કાંઇક નમ્રતાના ભાવથી તેને કહ્યું કે, "અમને ભય છે કે, જો આ મંદિરનાં બંધ દ્વારને બલાત્કારે ઉઘાડવાનો અમે પ્રયત્ન કરીશું, તો કદાચિત્ રાણી આત્મહત્યા કરીને મરી જશે અને અમારો શ્રમ નિષ્ફળ જશે. માટે કોઈ પણ રીતે સમજાવી મનાવી અથવા તો દગાથી તેને બહાર કાઢી તું અમારા સ્વાધીન કર. તારા એ શ્રમમાટે તને નાણાંની એક સારી રકમ આપવામાં આવશે."

"શું આ રિશ્વતની તીક્ષ્ણ છુરી તમે મારા જ ગળાપર ચલાવવા ઇચ્છો છો? આંખોવાળાને ધોળે દહાડે અંધ બનાવવા ઇચ્છો છો? શું નીચ અને ચળ લક્ષ્મી મને સદાને માટે કામ આવવાવાળી છે? ના–ના–જો કોઈ પણ વસ્તુ અંત સમયે કામ આવવાવાળી છે, તો તે માલેક સાથે કરેલી માત્ર નમકહલાલી છે. હું તમારાં નાણાંની લાલચમાં આવવાનો નથી અને રાણીને તમારા હાથમાં આપવાનો નથી. રાણી જગદંબાના મંદિરમાં છે, એ સમાચાર તમને આ દુષ્ટે જ આપ્યા હશે; કારણ કે, એણે અમને અહીં આવતાં જોયાં હતાં. એણે એની નીચતાનો પરિચય કરાવ્યો છે અને મારે મારી સ્વામિનિષ્ઠાનો પરિચય કરાવવો છે! આવો મેદાનમાં; એવો તે માઇનો પૂત કોણ છે કે, મારા જીવતાં રાણી અને કુમારને અહીંથી લઈ જાય!" એમ કહીને મ્યાનમાંથી તલવાર બહાર કાઢીને સત્યશીલ લડવામાટે તૈયાર થયો.

"લડવાથી તને વિજય તો મળવાનો નથી જ! તેમ છતાં જો મળશે એમ ધારતો હોય, તો તેમાં તું ઠગાય છે. વળી તારી રાણીને ભ્રષ્ટ કરવાની અમારી ધારણા નથી. અમારા નવીન ભિલ્લ રાજાએ પોતાના વિજયના ઉત્સવમાં પોતાની ઇષ્ટદેવીને એક પતિવ્રતા અને સુલક્ષણવતી વનિતાનું બલિદાન આપવાનો નિશ્ચય કરેલો છે અને આ નાગરિકોના અભિપ્રાય પ્રમાણે તેવી સ્ત્રી તે માત્ર એક રાણી જ છે. એટલા માટે જ અમે તેને શોધવા નીકળ્યા છીએ. રાણી અમારા હાથમાં આવશે, એટલે તેના જીવન સાથે તેનાં દુ:ખોનો પણ અંત આવી જશે. માટે માન અને હઠ છોડી દે." તરુણ ભિલ્લ અગ્રેસરે સત્યશીલને રાણીને શોધવાનું કારણ કહ્યું.

એથી સત્યશીલ સામો વધારે છેડાયો અને કોપના આવેશમાં જ કહેવા લાગ્યો કે, "નીચ કૃત્ય કરવામાં જેવી રીતે તમે રાક્ષસરૂપ છો, તેવો જ હું મૂર્ખ ધર્મનિષ્ઠાવાન્ છું. મારા સ્વામીની

આજ્ઞામાં મારી અચલ શ્રદ્ધા છે, કારણ કે મારો ધર્મ અને મારો પરમેશ્વર એક છે. મારા મૃત સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી જો હું કોઈ પણ રીતે તમારી ઇચ્છાને આધીન થાઉં, તો મારા શરીરમાંથી લવણનો એક એક દાણો ફૂટી નીકળે. ઓ ઈશ્વર! મારા બાહુમાં શત્રુને સંહારવાની શક્તિ આપ!" એમ કહીને તેણે તે તરુણ ભિલ્લપર તલવારનો વાર કર્યો, પણ ભિલ્લે તે વાર ઢાલપર ઝીલી લેવાથી સત્યશીલ નિરાશ થયો. બીજી જ પળે તે દુષ્ટ નાગરિકોપર તૂટી પડ્યો અને જોતજોતાંમાં દશવીશને ધૂળ ચાટતા કરીને પાંચ દશ ભિલ્લોને પણ તેણે તલવારના શિકાર બનાવી દીધા. અંતે તેના વક્ષ:સ્થળમાં એક ભિલ્લના બાણનો પ્રવેશ થવાથી નિરુપાય થઇને તે ધરણીપર ઢળી પડ્યો અને "હે પરમાત્મન્! હે રાજન્! મેં મારું કર્ત્તવ્ય યથાશક્તિ બજાવ્યું છે, હવે નિરાધાર કુમાર અને તેના રક્ષણનું કાર્ય, હે જગદીશ્વર! તારા હાથમાં છે!" એ વાક્યો ઉચ્ચારતો ધીમે ધીમે સ્વર્ગનું અક્ષર સુખ ભોગવવામાટે તે આ નશ્વર વિશ્વનો ત્યાગ કરી ગયો.

રાણી મંદિરના અંતર્ભાગમાં હતી અને દ્વાર બંધ હતાં. પરંતુ પાસેની એક ખડકીમાંથી તેણે એ સર્વ ઘટનાનું આદિથી અંત પર્યન્ત અવલોકન કર્યું. સત્યશીલને સ્વર્ગવાસી થયેલો જોઈ તે નિરાશ થઈ ગઈ. નિરાશ થવાનું કારણ એ કે, કુમારના રક્ષણનો ભાર તેના શિરે આવી પડ્યો હતો. જો તે પોતે એકલી હોત, તો મરવામાં તેને કશો વાંધો હતો જ નહિ. અંતે તે જીવપર ઉદાર થઈ ગઈ અને વામહસ્તથી કુમારને કટિ ભાગે રાખી દક્ષિણ હસ્તમાં કરાલ કરવાલ ધારીને અચાનક દ્વાર ઉઘાડી બહાર નીકળી પડી. જગદંબાના મંદિરમાંથી કરમાં ખડ્ગ ધારીને રાક્ષસોના સંહારમાટે જાણે ભવાની પોતે જ બહાર નીકળી હોયની! એવો એ સમયના તેના ભયંકર આદર્શથી ભાસ થતો હતો. સ્ત્રીનું આવું સાહસ નિહાળીને સર્વ પ્રથમ દૃષ્ટિએ તો દિઙ્મૂઢ જેવા બની ગયા. તેમની દિઙ્મૂઢતાનો લાભ લઇને રાણી મહા શૌર્યથી તેમના પંજામાંથી છટકી પાંચ કે છ ગાઉ દૂર નીકળી ગઈ. પરંતુ દુર્ભાગ્ય ત્યાં પણ તેની પાછળ લાગેલું જ હતું. શત્રુઓ તેની પાછળ ચાલ્યા આવતા હતા. પોતે થાકી ગયેલી હોવાથી તેનાથી હવે વધારે દોડી શકાય તેમ પણ હતું નહિ. બચવાનો શો ઉપાય કરવો, એના વિચારમાં તે ભયંકરતાથી ગોથાં ખાવા લાગી.

રાણીના શોધમાં નીકળેલા ભિલ્લોનો અગ્રેસર એક તરુણ ભિલ્લ હતો, એ તો આપણે જાણી ચૂકયા છીએ જ. એ તરુણ સરદાર બહુ જ કામી ને વિષયી પુરુષ હતો. તેની કેટલીક ચેષ્ટાઓને નિહાળતાં પોતાપર તેની પાપદૃષ્ટિ છે, એવો રાણીનો નિશ્ચય થઈ ગયો. એટલે બે ચાર વાર કામકટાક્ષનો પ્રહાર કરીને રાણીએ તેને પોતાના પ્રેમજાળમાં ફસાવવાનું અપૂર્વ સાહસ કરી જોયું. એનું પરિણામ રાણીના ધારવા પ્રમાણે જ થયું. ભિલ્લ સરદારના ભાગ્યમાં રાણીના લાવણ્યદીપમાં પતંગ પ્રમાણે બળિદાન થવાનું આલેખાયલું હોવાથી તેના હૃદયમાં કામજ્વરનો વિકાર વ્યાપી ગયો. સુંદરીના કટાક્ષપાતથી અગ્નિ સમક્ષ જેવી નવનીતની અવસ્થા થાય છે, તેવી રાણી સમક્ષ એ ભિલ્લ નાયકની સ્થિતિ થઈ ગઈ. તેને પકડવાનો પોતાનો પૂર્વનો નિશ્ચય તેણે ફેરવી નાખ્યો અને જાણીજોઇને પોતાની સેનાને ચાર ભાગમાં વ્હેંચી નાખીને તે સર્વને જુદી જુદી ચાર દિશામાં રવાના કરી દીધા. એ સર્વ કાર્ય કરી લીધા પછી તે રાણી પાસે આવ્યો અને રાણી બહુ જ પ્રેમથી હાસ્યવિનોદયુક્ત ભાષણ કરતી કરતી તેને અરણ્યના એક સર્વાંશે નિર્જન અને એકાંત ભાગમાં લઈ ગઈ. કામપાશમાં સંપૂર્ણતાથી સપડાયલો એ તરુણ ભિલ્લ નાયક હવે

પોતાપર કોઇની દૃષ્ટિ નથી, એમ જોઇને રાણી સાથે સ્વતંત્રતાથી પ્રેમસંભાષણ કરવા લાગ્યો અને રાણી પણ તેને વારંવાર વિશેષ અને વિશેષ ઉત્તેજન આપતી અધિક ઉન્માદમાં લીન કરવાનો અને તેટલો ચાતુર્યયુક્ત પ્રયત્ન કરવા લાગી.

ચાલતાં ચાલતાં રાણી અને તરુણ ભિલ્લ નાયક એક અરણ્યસરોવરના તીરે આવી પહોંચ્યાં અને એક પાષાણસોપાનપર વિશ્રાંતિ ને આનંદનો ઉપભોગ લેવામાટે બેઠાં. સરોવરનો સમસ્ત તીરપ્રદેશ ઘન વૃક્ષરાજિથી આચ્છાદિત થયેલો હતો, તેથી સર્વત્ર શીતલ છાયા વિસ્તરેલી હતી. બેઠા પછી તરુણ ભિલ્લ નાયક રાણીના સૌન્દર્યની સ્તુતિ કરતો મદનના પ્રભાવથી કહેવા લાગ્યો કે;—

"આજે તારા સૌન્દર્યના ભંડારનું નિરીક્ષણ કરીને મારાં નેત્રો કૃતાર્થ થયાં છે. આવું લાવણ્ય, આવું યૌવન, આવા હાવભાવ અને આવી સરળતા અદ્યાપિ મેં કોઈ પણ કામિનીમાં જોઈ નથી. ખરેખર તારું સૌંદર્ય અલૌકિક છે. તારા કટાક્ષબાણથી મારું હૃદય વીંધાઈ જાય છે. અલંકાર ન હોવા છતાં પણ તારું નૈસર્ગિક રૂપ કેવું મનોહર દેખાય છે! અંજનહીન અક્ષિમાંથી અપૂર્વ પ્રકાશનો પ્રવાહ વહેતો જોવામાં આવે છે! ચાલવાના પરિશ્રમથી તારા મુખમંડળમાંથી ટપકતા સ્વેદના બિંદુ ઇંદુમાંથી ઝરતા અમૃતબિંદુની સ્મૃતિ કરાવે છે. સ્વેદથી ભીંજાયલાં તારાં વસ્ત્રોમાંથી લઘુ અને કઠોર કુચ પોતાની ઉન્નતતા અને શ્યામતાથી પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે, તેમને છુપાવવાનો તું પ્રયત્ન કરે છે, કેમ?"

"હું એક સાધારણ સ્ત્રી છું. આપ વ્યર્થ મારા લાવણ્યની પ્રશંસા કરો છો." રાણીએ પણ પોતાનું પાંડિત્ય વ્યક્ત કરવાનો આરંભ કર્યો. "ખરી વાત તો એ છે કે, આપના જેવું સુંદર અને મનોહર સ્વરૂપ મેં આજ સૂધી કોઈ પુરુષમાં જોયું પણ નથી અને સાંભળ્યું પણ નથી. લોકો કહે છે કે, ચન્દ્રમાને શૃંગારની આવશ્યકતા નથી, તે સત્ય છે. મારા ધારવા પ્રમાણે તો આજે ચંદ્રમા જ પૃથ્વીપર ઊતરી આવ્યો છે. શું કામદેવથી પણ આ રૂપની સમાનતા કરી શકાય તેમ છે? એવી તે કઈ અબળા હોઈ શકે, કે જે તમારા જેવા પુરુષને જોવા છતાં પણ ધૈર્ય ધારીને બેસી રહે? તમે અવિવાહિત હો, એમ લાગે છે; કારણ કે, જો તમારી અર્ધાંગના હોત, તો પોતાના આવા ઇન્દ્ર સમાન પતિને તે કોઈ કાળે પણ ગૃહથી બહાર નીકળવા દેત નહિ. મારાં અહોભાગ્ય કે, આપના જેવા પુરુષની મને આમ અચાનક અને ન ધારેલી રીતે પ્રાપ્તિ થઈ."

રાણીની આ મુક્ત મુખે અને હાવભાવથી કરેલી પ્રશંસા સાંભળીને ભિલ્લ નાયક પોતાને જીવતાં જ સ્વર્ગમાં વિહરતો જોવા લાગ્યો. તેના આનંદનો પાર રહ્યો નહિ. આજે જ તેણે પોતાના મનુષ્યજન્મની સાર્થકતા થયેલી માની. તેના વિચાર પ્રમાણે હવે આકાશ અને અવનીમાં લેશ માત્ર પણ અંતરનું અસ્તિત્વ રહેલું નહોતું. મદનનો એવો જ પ્રભાવ હોય છે.

મદનવિલાસનો આનંદપૂર્વક ઉપભોગ લેવાના હેતુથી ભિલ્લ નાયકે પોતાનાં શસ્ત્રાસ્ત્રો ઉતારીને દૂર મૂક્યાં અને રાણીએ ચાતુર્યથી તેમને જાણે ન જાણતાં થઈ ગયો હોય તેવી રીતે પગનો ઠસકો મારીને સરોવરમાં નાખી દીધાં. મદનજ્વાળાથી બળતા ભિલ્લને એના ભાવિ પરિણામનું ભાન રહ્યું નહિ. કામવેદના અસહ્ય થવાથી તે જેવો "પ્રાણપ્રિયે!" કહીને રાણીને આલિંગન આપવા ગયો, તેવો જ પાદપ્રહારથી તેને પૃથ્વીપર પછાડીને રાણીએ પોતાની તીક્ષ્ણ તલવાર વિદ્યુદ્વેગે તેની છાતીમાં ખોસીને કહ્યું કે, "લે ચંડાળ પાપી! મને પ્રાણપ્રિયાના નામથી બોલા-

વવાનું અને મારા પતિના વધનું આ ફળ લે!!! તારા પ્રાણ લેવામાટે જ હું તને કૃત્રિમ મોહના જાળમાં ફસાવીને અહીં લાવી હતી. હવે તારી પ્રાણપ્રિયા ચિતાને આલિંગન આપ અને નરકમાં ભોગવ તારાં ભયંકર પાપનો સંતાપ!"

ભિલ્લનાયકના રક્તનું રાણીએ પોતાના મૃત પતિ અને પિતૃઓને તર્પણ આપ્યું અને પોતાના ત્રણ વર્ષના પુત્રને લઇને તત્કાળ તે ત્યાંથી પલાયન કરી ગઈ–ક્ષણના અર્ધ ભાગમાં ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ.

રાજમહિષીએ પોતાના ક્ષાત્રજન્મ અને વીરપત્નીત્વની સાર્થકતા કરી દેખાડી. એટલું બધું અદ્વિતીય સાહસ તેના અંગમાં શામાટે આવ્યું? માત્ર પાતિવ્રત્યમાટે! તેનામાં એ સાહસ કરવાનું ધૈર્ય આવ્યું, તેનું કારણ શું? માત્ર વીરનારીની પદવી મેળવવાની અનિવાર્ય ઇચ્છા અને એ ઇચ્છા તેના મનમાં શાથી ઉદ્ભવી? પોતાની અને પોતાના કુળની શીલશુદ્ધતાથી. તાત્પર્ય એ જ કે, અંગમાં જો શીલનો આવિર્ભાવ હોય, તો તે સાથે શૌર્ય, ધૈર્ય, પ્રસંગાવધાન, યુક્તિ અને જય, એ સર્વ પદાર્થો પોતાની મેળે જ આવીને નિવાસ કરે છે.

કપટભાવથી પણ પરપુરુષમાં પોતાનો પ્રેમ દર્શાવવો, એ કૃત્ય કિંચિદંશે જો કે સતીત્વનો ભંગ કરે છે, પરંતુ આપત્સમયે એ કૃત્ય ક્ષમ્ય ગણાય છે. કારણ કે પાંચ સમયે અસત્ય વદવામાં પાપ ગણેલું નથી. *વિવાહકાળમાં, રતિના સમયમાં, પ્રાણનાશની વેળામાં, સર્વ સંપત્તિના અપહારના અવસરે અને ધર્મના રક્ષણમાટે અસત્ય વદવામાં દોષ નથી. પાતિવ્રત્ય સ્ત્રીનો મુખ્ય ધર્મ છે, અને તેના રક્ષણમાટે જ કપટથી રાણીએ પ્રેમ દર્શાવ્યો હતો. એટલે કે, રાણીએ જે કૃત્રિમ પ્રેમ દર્શાવ્યો, તે પણ **માત્ર પાતિવ્રત્યમાટે!**

---

## તૃતીય પ્રકરણ
## વિપ્ર સુશર્મા

સૂર્ય વિના પ્રભા, જીવન (જળ) વિના મત્સ્ય અને મેઘ વિના સૌદામિની જેવી રીતે જીવન ટકાવી નથી શકતી, તેવી જ રીતે પતિવ્રતા નારીને પણ પતિ વિના પોતાનું જીવન ભારરૂપ થઈ પડે છે. તથાપિ આશા એક વિલક્ષણ વસ્તુ છે. માયાપાશ એક મહા દુર્ભેદ્ય દુર્ગ છે. એ દુર્ભેદ્ય દુર્ગમાં વસીને આશાની સહાયતાથી મનુષ્યમાં પર્વત સમાન દુઃખો સહન કરવાનું સામર્થ્ય આવી જાય છે. એ નિયમને અનુસરીને પોતાના પુત્રની કાંઈ પણ સુસ્થિતિ થવાના હેતુથી રાજમહિષી પુષ્પગંધા પર્વત, વન અને ઉપવનમાંથી ક્ષુધા, પિપાસા, શીતલતા, ઉષ્ણતા અને વર્ષા આદિ વેદનાઓને સહન કરતી પોતાનો માર્ગ કાપતી જતી હતી. વારંવાર મનમાં પતિનું

---

* "विवाहकाले रतिसंप्रयोगे प्राणात्यये सर्वधनापहारे ।
धर्मस्य चार्थे ह्यनृतं वदेत पंचानृतान्याहुरपातकानि." ॥ महाभारत.

આ શ્લોકમાં "धर्मस्य चार्थे" ને સ્થાને "विप्रस्य चार्थे" એવો પણ કેટલાકો પાઠ કરે છે, પરંતુ વિપ્ર–બ્રાહ્મણ–ની ગણના પણ ધર્મશિક્ષકમાં થતી હોવાથી ભાવાર્થમાં ભેદ નથી.

સ્મરણ થઈ આવવાથી સ્વાભાવિક રીતે તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળતો હતો. તેના મનમાં એમ ભાસતું હતું કે, "સ્વર્ગમાં પ્રાણનાથ મારી માર્ગપ્રતીક્ષા કરતા હશે; માટે આ બાળકને અહીં વૃક્ષલતામાં ઈશ્વરના આધારે મૂકીને મારે તેમનાં ચરણોની સેવામાટે ત્યાં જવું જ જોઇએ." વળી થોડીવાર પછી તેના મનમાં એવો વિચાર આવતો હતો કે, "પિતૃતર્પણના અધિકારી આ પુત્રનો જો નાશ થશે, તો પછી પરલોકમાં પિતૃઓની, મારા પતિની અને મારી શી ગતિ થશે વારુ? માટે મરણ પૂર્વે આ અર્ભકના જીવનની કાંઈ પણ સારી વ્યવસ્થા મારે કરવી જ જોઇએ. જો એના જીવનનું રક્ષણ ન થાય, તો પછી હું સતી થાઉં તેથી શો લાભ?" એવા અનેક પરસ્પર વિરુદ્ધ વિચારો તેના હૃદયસમુદ્રમાં ભયંકર વિક્ષોભ ઉત્પન્ન કરતા હતા. દિવસે પ્રવાસ, રાત્રે ચિંતા, અને ક્ષુધા પિપાસાની અત્યંત વેદના હોવાથી નિદ્રાદેવી તો એ અભાગિની રાજરમણીનાં નેત્રોમાં આવવાનો શ્રમ લેતી જ નહોતી. પોતાની પીડાને તો તે વધારે ગણકારતી નહોતી, પણ બાળકની દુર્દશા દેખીને તેનું હૃદય ચીરાઈ જતું હતું! પણ કિશોર બાળકને પોતાની માતાની એ હૃદયવ્યથાની કલ્પના માત્ર પણ હતી કે? ક્યાંથી હોય? તેના મનમાં સૃષ્ટિની પણ કલ્પના નહોતી. ક્ષુધા કે પિપાસાની કિંચિન્માત્ર વેદના થતાં બાળક રડતો હતો; પણ તેને છાનો રાખવાનો માતા પાસે એક પણ ઉપાય હતો નહિ. માતા પોતાનાં મિષ્ટ વચનોથી બાળકના હૃદયને શાંત કરવાનો બહુએ યત્ન કરતી હતી; પણ એ વચનોના રહસ્યને સમજવાની શક્તિ બાળકના મસ્તિષ્કમાં અદ્યાપિ ક્યાં આવી હતી? અર્થાત્ બાળક પણ નિરુપાય અને નિર્દોષ હતો. કારણ કે, અદ્યાપિ તે માત્ર ત્રણ વર્ષના વયનો અર્ભક હતો–અજ્ઞાન અને ઉચ્છૃંખલતાની પ્રતિમા હતો. એ પુત્ર વારંવાર અનેક પ્રકારના આડા અવળા પ્રશ્નો પૂછીને નિરાધાર માતાને ગભરાવી નાખતો હતો. તે ઘડીકમાં પોતાના રાજમહાલયના સમાચાર પૂછતો હતો અને ઘડીકમાં પોતાના પિતાના કુશળસમાચાર જાણવાની ઇચ્છા દર્શાવતો હતો. વળી પોતાના નિત્યના પરિચયમાં આવતા પરિજનો અને દાસીદાસનાં નામોના અસ્પષ્ટ ઉચ્ચાર કરીને તેમના સમાચાર પણ પૂછતો હતો. અર્થાત્ એક બે નહિ કિન્તુ સહસ્રાવધિ પ્રકારના પ્રશ્નો તે ઘડી ઘડી પૂછ્યા કરતો હતો. નિરાધાર માતા એ પ્રશ્નોનાં ઉત્તર શી રીતે આપી શકે વારુ? જ્વાલામુખી પર્વતની જ્વાળા શાંત કરી શકાય, આકાશમાં થીંગડું લગાવી શકાય અને વાયુના વેગનો અવરોધ કરી શકાય; પરંતુ આવા વિષમકાળમાં શિશુવયસ્ક બાળકની જિજ્ઞાસા કોઈ કાળે પણ તૃપ્ત કરી ન શકાય, એ એક વિશ્વવ્યાપક નિયમ જ છે. એ નિયમની કલ્પના અનુભવ વિના થવી કઠિન છે. વંધ્યા વનિતાના મસ્તિષ્કમાં જેવી રીતે પ્રસવવેદનાની કલ્પના આવી નથી શકતી, તેવી જ રીતે જેમણે એવાં બાળકોને રમાડ્યાં નથી હોતાં, તેમના મનમાં બાળકોની જિજ્ઞાસાની કલ્પના આવવી સર્વથા અશક્ય છે. માતા બિચારી પોતાના નિર્દોષ અને જ્ઞાનહીન બાળકને શું ઉત્તર આપે? જો તેને તે ધમકાવીને મૂક રાખવાનો પ્રયત્ન કરે, તો તેથી તેના કોમલ અંતઃકરણમાં ભયનો આઘાત થતાં કાંઈ બીજું જ અશુભ પરિણામ થવાની ભીતિ હતી. અને પુત્રને કોઇપણ રીતે ન સંતાપવો, એ તો રાણીનું પરમ કર્ત્તવ્ય થઈ રહ્યું હતું. કારણ કે, એ પુત્ર વિના આ વિશ્વમાં તેનો બીજો કોઈ પણ આધાર હતો નહિ. માતા અપત્યપ્રેમની સાક્ષાત્ મૂર્ત્તિ જ મનાય છે; એટલે પુત્રના આડા અવળા પ્રશ્નોના, મનમાં લેશમાત્ર પણ કોપ ન કરતાં, તે ઉત્તમ કે મધ્યમ ગમે તેવા ઉત્તરો

આપીને તેના નિઃસર્ગવિકસિત મુખકમળનું અવલોકન કરી અસહ્ય દુઃખમાં પોતાના દિવસો જેમ તેમ કરીને વીતાડતી જતી હતી. પ્રવાસના પરિશ્રમથી તેનાં ગાત્રો શિથિલ થઇ ગયાં હતાં. અન્નનો આહાર ન મળવાથી તેના શરીરની શુષ્ક લતા સમાન અવસ્થા થયેલી જોવામાં આવતી હતી, અને દુઃખાગ્નિની પ્રખર જ્વાળાના સ્પર્શથી હુતાશનીમાં પૂરેલા એરંડ જેવી તેની દશા થઈ ગઈ હતી, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ તો નથી જ. કોઈ કોઈ વાર અરણ્યમાં કેટલાંક ખાવા જેવાં ફળ મૂળો મળી આવતાં હતાં, તો તેના આહારથી જ તે પોતાની ક્ષુધાને શાંત કરતી હતી. પુત્રના ઉદરભરણમાટે તેને જે વિપત્તિ ભોગવવી પડતી હતી, તેનું વર્ણન થવું અશક્ય છે. અર્થાત્ ભિક્ષાવૃત્તિ કરીને પણ પુત્રને તે થોડું ઘણું અન્ન નિત્ય ખવડાવતી હતી. એવી સ્થિતિમાં દિવસો પછી દિવસો અને સપ્તાહ પછી સપ્તાહ વીતવા લાગ્યા. તોપણ અવસ્કંદમાં અટવાયલી તેની નૌકા તીરે પહોંચી ન શકી–નૌકાદુઃખના સમુદ્રમાં અટવાતી જ રહી.

અનાથનો નાથ અને દીનનો દાતા દયાઘન પરમેશ્વર વિપત્તિમાં કોઈ વેળાએ પણ દૂર હોતો નથી. તે પ્રત્યેકના હૃદયનો સાક્ષી થઇને નિત્ય જાગતો જ બેઠેલો હોય છે. માત્ર યોગ્ય પ્રસંગની અને પરીક્ષામાં વિજય થવાની જ તે માર્ગ પ્રતીક્ષા કરતો હોય છે. એકવાર ભક્તની દૃઢ શ્રદ્ધાનો નિશ્ચય થયો, એટલે તે વિઘ્નવિનાશક પરમાત્મા કોઈ ને કોઈ સ્વરૂપ ધારીને પોતાના ભક્તને દર્શન આપે છે અને તેની આશા–મનોભાવના પરિપૂર્ણ કરે છે. એક દિવસે માતા અને પુત્ર ઉભય ઉષઃકાળમાં એક વૃક્ષતળે નિદ્રાવશ થયેલાં હતાં. સૃષ્ટિ પોતાના પ્રિયમિત્ર મિત્ર (સૂર્ય)ના ઉદયની માર્ગપ્રતીક્ષા કરતી હોયની! તેવી દેખાતી હતી; ચંડૂલ પક્ષીઓ ગાનના તાનમાં ગિલ્તાન થયેલાં હતાં; ઈતર પક્ષિઓ પણ પોતપોતાના મધુર ધ્વનિનો પરિચય કરાવતાં હતાં; ગરીબ મજૂર લોકો લાકડાં કાપવામાટે અને ઘાસ વાઢવામાટે પોતપોતાનાં હથિયારો કાંધે ઉપાડીને અને દોરડાંઓ લઇને જંગલમાં જતા જોવામાં આવતા હતા; પારધી પોતાના ફાંસા લઇને વનમાં અહીંતહીં શિકાર શોધવાને નીકળી ચૂક્યા હતા; ચોર અને લૂટારા ચોરેલા અને લૂટેલા ધન તથા પદાર્થોના વિભાગ પાડી પોતપોતાના ભાગને પૃથ્વીમાં દાટી સત્યાસત્યદ્રષ્ટા સૂર્યનારાયણનો પોતાનાં પાપથી કલંકિત થયેલાં મુખો ન દેખાડવાના હેતુથી બહુ જ ત્વરાથી પોતપોતાનાં ઝૂપડાં-માં જઇને ભરાઈ બેસતા હતા. એવા ઉષઃકાળના રમણીય સમયમાં એક સત્વશીલ બ્રાહ્મણ એ જ અરણ્યમાંથી પોતાનો પંથ કાપતો ચાલ્યો જતો હતો. તેની પ્રાતઃસંધ્યાનો સમય થયેલો હોવાથી ત્યાં પાસે જ આવેલા એક સ્વચ્છ જળના નિર્ઝરણની દિશામાં તે વળ્યો; અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, “ઉદય સમયે સૂર્યને, સમંત્રક અર્ઘ્યથી માર્ગમાં થતા અસુરોના અવ-રોધથી મુક્ત કરીશું, એટલે વિપ્રનું કર્ત્તવ્ય પણ બજાવ્યું કહેવાશે અને સહસ્રરશ્મિના આરોગ્ય-દાયક તથા પુણ્યફલદાયક પવિત્ર દર્શનથી આપણો દિવસ પણ સુખમાં જશે. તેમ જ વળી પરલોકમાર્ગનાં સુખસાધનોમાં પણ એક સાધનની એથી અભિવૃદ્ધિ થશે.” આવો વિચાર કરીને તે જળસંચયના તીરે બેઠો.

એ માતા અને પુત્ર જે સ્થાને સૂતેલાં હતાં, તે સ્થાનથી જળાશય કાંઈ વધારે દૂર હતું નહિ. સૂર્યે જાણે પોતાના વંશજને ઓળખી લીધો હોયની! તેવી રીતે તે બાળક રાજકુમાર અને તેની માતાને મમતાથી સુવર્ણકિરણોવડે પસવારવાનો આરંભ કર્યો. શરદૃતુની શીત-લતાની પ્રબળતાથી રાત્રે ન આવેલી નિદ્રા અત્યારે માતાપુત્રને પૂરેપૂરી ગળે પડી હતી. જેમ જેમ

શીતલતાની ન્યૂનતા થતી જતી હતી, તેમ તેમ તે વનવાસી માતા અને પુત્ર વધારે અને વધારે ગાઢ નિદ્રામાં લીન થતાં જતાં હતાં. કુળના પક્ષપાતથી જ ભાનુએ એ માતાપુત્રને પોતાનાં બાલ કિરણોનો નિત્ય કરતાં લાંબા સમય સૂધી લાભ આપ્યો હોય! એમ પ્રત્યક્ષ દેખાવા લાગ્યું. તે દ્વિજશ્રેષ્ઠનાં સ્નાનસંધ્યા આદિ કૃત્યોની સમાપ્તિ થવા આવી હતી. સ્નાનવિધિ કરીને સૂર્યને ભક્તિપુરઃસર અર્ધ્યદાન આપવાથી વધારે કર્મકલાપ તેને એ સ્થળે કરવાનો ન હોતો. મધ્યાહ્ન પૂર્વે તે ગૃહે પહોંચી શકે એમ હોવાથી ગાર્હસ્થ્યને યોગ્ય સર્વ બ્રહ્મકર્મો ત્યાં જઇને જ કરવાનો તેનો મનોભાવ હતો. પ્રહરનો તૃતીય ભાગ જવા પૂર્વે જ એ વિપ્રે પોતાના પ્રાતરાન્હિકની સંપૂર્ણતા કરી નાખી અને ભૂમાતાને તથા સૂર્યનારાયણને પ્રેમ અને આદરપૂર્વક નમસ્કાર કરી તે પાછો પોતાના પંથે પડ્યો. રાજપુત્ર અને તેની માતા જે વૃક્ષતળે નિદ્રાવશ થયેલાં હતાં, તે વૃક્ષતળેથી જ તેના જવાનો માર્ગ હતો, એટલે તે એ જ માર્ગે વળ્યો.

રાજમહિષી પુષ્પગંધા એક અદ્દભુત સ્વપ્નના સમીક્ષણમાં નિમગ્ન થયેલી હતી. એ સ્વપ્નમાં પ્રથમ મનોરાજ્યનો પુષ્કળ ભાગ હતો. પરંતુ તેના એ મનોરાજ્યમાંની કેટલીક ઘટનાઓ ભવિષ્યમાં સત્ય થવાની હોવાથી તેના સ્વપ્નાનંદમાં અધિકતા કરી તેના દુઃખનું દમન કરવાના હેતુથી તે સર્વસાક્ષી પરમ વત્સલ પરમેશ્વરે તેના મનોરાજ્યને સુસ્વપ્નમય બનાવી દીધું હતું. જાગૃતિમાં એ સ્વપ્નનું કેટલુંક ફળ તેને મળવાનું હતું. સ્વપ્નમાં પુષ્પગંધાએ એમ જોયું કે, પોતે પોતાના પતિ સાથે એક નંદનવનસમાન ક્રીડોદ્યાનમાં બેઠી છે, એટલામાં સ્વામીના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થવાથી આ નશ્વર વિશ્વથી કંટાળી જવા વિશેના તે ઉદ્દગારો કાઢે છે. એ સાંભળીને રાણી પોતે "જો આપ પ્રેમથી અને અત્યંત આદરથી આ અવનીમાં પણ પ્રજાપાલન આદિ પોતાનાં કર્તવ્યો ઉત્તમતાથી પરિપૂર્ણ કરશો, તો તેમાં કાંઈ સ્વર્ગીય સુખાનંદ કરતાં ન્યૂન આનંદ છે, એમ નથી;" એવો ઉપદેશ આપે છે. તથાપિ પતિનું મન માનતું નથી અને રાજ્યકાર્યભારના ક્લેશનું તે વિવેચન કરીને રાણીને સંભળાવે છે અને પાણીના બુદ્દબુદા જેવા અત્યંત અસ્થિર સ્વભાવવાળા, પાળેલા શિંગડાવાળા બકરા જેવા ચીડિયા, પોતાના રાજાપર કે માલિકપર ચાહોમ કરીને તૂટી પડનારા અને સર્પદ્દદયી ભિલ્લો કઈ વેળાએ કઈ આપત્તિ લાવશે, તે કલ્પી શકાતું નથી. માટે આપણે આપણા પરલોકમાર્ગની સાધના કરવી, એ જ વધારે ઉત્તમ છે, ઇત્યાદિ વિચારો રાણીના બુદ્ધિવાદના ઉત્તરમાં રાજા વ્યક્ત કરે છે. અંતે રાણી નિરુપાય થઇને કહે છે કે, "વારૂ ત્યારે જે માર્ગ આપને પસંદ હોય, તે માર્ગે ચાલવામાં મને પણ આનંદ મળશે. જ્યાં આપ ત્યાં હું. વૃક્ષને ત્યાગીને જેવી રીતે છાયા કદાપિ રહી નથી શકતી, તેવી રીતે જ આપને ત્યાગીને મારાથી પણ દૂર રહી શકાય તેમ નથી જ. આપના મનમાં જો પ્રચંડ વૈરાગ્યની ભાવના થએલી હોય, તો છાયાના ધર્મને અનુસરીને મારે પણ આપ સાથે એકરૂપ થવું જોઇએ જ. આદિમાયા પાર્વતી **શ્રી** શંકરની અર્ધાંગના થયેલી છે, તેમ હું પણ આપની અર્ધાંગના થઈશ." એવો પતિપત્નીનો વાદપ્રવાદ ચાલતો હતો–સ્વપ્નગત સંવાદ ચાલૂ હતો, એટલામાં તે વિપ્ર એ માતા અને પુત્ર સૂતેલાં હતાં ત્યાં આવી પહોંચ્યો. પ્રથમ રાણીપર તેની દૃષ્ટિ પડી. તેના અનુપમ સૌંદર્યનું અવલોકન કરીને અને તેની આવી દુર્દશા દેખીને તેના મનમાં બહુ જ દયા આવી. જેમ જેમ તે તેને વિશેષ ધ્યાનથી જોવા લાગ્યો, તેમ તેમ તેના મનમાં વધારે અને વધારે આશ્ચર્ય થવા લાગ્યું. કારણ કે, રાણી જે સ્વપ્નનો અનુભવ લેતી

હતી, તે સ્વપ્નના ભિન્ન ભિન્ન પ્રસંગોના ભીતિ, આનંદ, આશ્ચર્ય, વિસ્મયતા, પ્રેમ, આશા, નિરાશા, નિશ્ચય અને સમાધાન ઇત્યાદિ ભિન્ન ભિન્ન મનોવિકારોની છટા તેના મુખમંડળમાં ક્રમવાર સ્પષ્ટતાથી દેખાતી હતી. એ જોઇને બ્રાહ્મણના મનમાં બહુ જ વિસ્મયતા થવા લાગી. બાલસૂર્યનાં કોમલ કિરણોથી તેનું મુખકમળ વિશેષ પ્રફુલ્લ અને તેજસ્વી થયેલું દેખાતું હતું. એટલામાં તેની પાસે જ પડેલા બાળકપર વિપ્રની દૃષ્ટિ પડી. બાળકના બહુધા સર્વ અવયવો માતાના પલ્લવ તળે ઢંકાયલા હતા, માત્ર મુખ બહાર હતું અને તેનાપર બાલ રવિનાં કિરણો પડેલાં હોવાથી તે એક પૂર્ણ વિકસિત સૂર્યવિકાસિત કમળજ હોયની! તેવું દેખાતું હતું. તેમ જ એ બાળકનાં ચરણો પણ બહાર રહી ગયેલાં હતાં. મહા કૌતુક અને આશ્ચર્યપૂર્વક તે વિપ્ર એ બાળકનાં મુખ અને ચરણોને જોવા લાગ્યો, ને વચવચમાં તેની માતાના શરીરના એકેએક અવયવને સૂક્ષ્મ દૃષ્ટિથી નિહાળવા લાગ્યો. અલ્પ સમયમાં જ તેનો એવો નિશ્ચય થઈ ગયો કે, "એ માતા અને પુત્ર અવશ્ય રાજવંશીય મનુષ્યો જ હોવાં જોઇએ." થોડીવાર રહીને પાછો તે મનમાં કહેવા લાગ્યો કે, "પરંતુ એમનો સત્ય શોધ કેવી રીતે મેળવવો? આ સાધ્વીને હું જાગૃત કરું? અથવા આ બાળકને એકાદ કાંકરી મારીને જગાડું? ના; એ બિચારાં કાળચક્રના ફેરામાં ફસાઇને આવા ઘોર અરણ્યમાં નીકળી આવ્યાં છે. શીતલતાથી રાત્રે એમને જરાપણ નિદ્રા નહિ આવી હોય. તેથી અત્યારે; આ માતા નિદ્રાવશ થઈ ગયેલી છે. પણ શું એ શુદ્ધ નિદ્રામાં છે? ના–નિશ્ચયપૂર્વક એ નિદ્રામાં નથી જ. એ કોઇપણ પ્રકારના સુખસ્વપ્નનો અનુભવ લેવામાં લીન થયેલી છે. ત્યારે હવે શું કરવું? અહીંથી હવે જવાય તેમ તો નથી જ. એનો શોધ કરીને યથાશક્તિ પરામર્ષ કર્યા વિના અહીંથી જવું, એ સર્વથા અયોગ્ય છે. તેમ જ આમ એની પાસે મૂક મુખે ઊભા રહેવામાં પણ ભીતિ છે. કારણ કે, એની પાછળ કોઈ પકડવા આવે, એવો સંભવ છે, અને ઓછામાં પૂરું આ જળાશળપાસેનું સ્થાન હોવાથી વનચારીજનો હવે અહીં આવવા માંડશે, અને જો વધારે વાર અહીં રહીશું, તો અવશ્ય કોઈ આપત્તિ પણ આવી પડશે. માટે હું ચાર ડગલાં આગળ વધી થોડીવાર ઊભો રહીને જોઉં કે, શું થાય છે? પછી જે થવાનું હશે તે થઈ રહેશે." એવા પ્રકારના વિચાર કરતો કરતો તે સુશીલ બ્રાહ્મણ ત્યાંથી પાસે આવેલા એક બીજા વિશાળ વૃક્ષ તળે જઇને ઊભો રહ્યો.

બ્રાહ્મણ જરાક દૂર ગયો ન ગયો, એટલામાં રાજકુમાર નિદ્રામાંથી જાગૃત થયો અને તેના ચલનવલનથી તેની માતા પણ પોતાના આનંદમય સ્વપ્નમાંથી જાગૃત અવસ્થામાં આવવા લાગી. તથાપિ સ્વપ્નસૃષ્ટિનું તેના હૃદયમાં કાંઈ એવું તો દૃઢ પરિણામ થઈ ગયું હતું, કે જાગૃત અવસ્થામાં પણ તેના મુખમાંથી એકાએક એવો ઉદ્‌ગાર નીકળી ગયો કે;–

"દ્વિજવર્ય! ત્યારે આ મારા પુત્રને આપ પોતાના આશ્રયમાં લ્યો અને મને આ માયાપાશમાંથી મુક્ત કરો! ત્વરા કરો, વિલંબ ન લગાડો. મને મારા પતિના સ્વર્ગીય સુખની ભાગિની થવા અને ત્યાં તેમની સેવા કરવામાટે જવા દ્યો. મારી આટલી વિનતિ અવશ્ય માન્ય કરો. જુઓ મારા માટે મારા પ્રાણનાથ ખોટી થતા ઉભા છે. મને સત્વર માર્ગસ્થ કરો. હું આપના શરણે છું." એમ કહીને તે ઝટ ઊઠીને ઊભી થઈ ગઈ, અને થોડા અંતરે માતાપુત્રની સ્થિતિના અવલોકનમાટે ઊભા રહેલા બ્રાહ્મણનાં ચરણોમાં મસ્તક નમાવવાના હેતુથી તે આગળ ચાલી. ત્યાં આવીને નમ્રતાથી તે ભૂદેવને વિનતિ કરતી કહેવા લાગી કે, "મહારાજ! હું આપનાં

પવિત્ર ચરણોમાં મસ્તક નમાવું છું અને પલ્લવ પ્રસારું છું-મને આટલી ભિક્ષા અવશ્ય આપો. હું આપની ધર્મકન્યા છું." એમ કહેતી કહેતી કાંઇક શુદ્ધિમાં અને કાંઇક સ્વપ્નાવસ્થામાં તે મહાસાધ્વી બ્રાહ્મણના "ના" કહેવા છતાં પણ તેનાં ચરણોમાં પડી ગઈ, અને એથી તે પૂર્ણ શુદ્ધિમાં આવતાં તે બ્રાહ્મણે બહુ જ વાત્સલ્યભાવથી તેને પૂછ્યું કે;-

"હે મહાસાધ્વી! તું કોણ છે? તું આમ આવા અરણ્યમાં માત્ર બાળક સાથે એકલી અટૂલી કેમ આવી છે? તારો જે વૃત્તાંત હોય, તે શાંતિથી મને કહી સંભળાવ."

બ્રાહ્મણનો પ્રશ્ન તો સાંભળ્યો, પણ લજ્જા અને વિસ્મયતાથી એનું યથાસ્થિત ઉત્તર આપવાનું સાહસ તેનાથી કરી શકાયું નહિ.

એટલામાં પુત્ર પણ પૂરેપૂરો જાગીને પોતાની માતા પાછળ ત્યાં આવ્યો અને ત્યાં એક અપરિચિત મનુષ્યને ઊભેલો જોઇને જરાક ભયભીત જેવો થઈ ગયો. પરંતુ થોડી જ વારમા માતાનો હાથ પકડીને તે તેની સાથે લડવા લાગ્યો. એ હૃદયદ્રાવક આદર્શ નિહાળીને બ્રાહ્મણનાં મનમાં આનંદ અને શોકનો ભાવ એકસમયાવચ્છેદે ઉદ્ભવ્યો. અંતે રાણીના મુખથી તેમના દુ:ખનો સર્વ વૃત્તાંત સાંભળ્યો અને ત્યાર પછી તે અનાથ અબળાને આશ્વાસન આપતો તે કહેવા લાગ્યો કે, "ભગિની! તું જો મારી સાથે મારે ઘેર આવીશ, તો હું તારા અને તારા પુત્રમાટે તારી ઇચ્છા અનુસાર યથાશક્તિ સર્વ પ્રકારની વ્યવસ્થા કરીશ. તારે મારા વચનમાં વિશ્વાસ રાખીને ત્યાં સૂધી આવવાનો શ્રમ માત્ર લેવો જોઇશે."

એવી રીતે વિપ્ર સુશર્માએ તેના મનનું સાંત્વન કર્યું અને પ્રસંગને અનુસરીને રાણી પણ તેની સાથે તેને ઘેર જવાને તૈયાર થઈ. ચાર મમતાના શબ્દો બોલતાં તે બાળક પણ બ્રાહ્મણ સાથે પળોટાઈ ગયો અને ઘડીકમાં માતાની અંગુલીના આધારથી તેમ જ ઘડીકમાં બ્રાહ્મણની હસ્તાંગુલીના આધારથી ધીમે ધીમે ચાલવા લાગ્યો.

ચાલવામાં જેમ જેમ સમય વધારે વીતતો ગયો, તેમ તેમ રાણી પુષ્પગંધાના મનમાં એ બ્રાહ્મણપ્રતિ વિશેષ અને વિશેષ આદર તથા પૂજ્યભાવ બંધાતો ગયો. "એ બ્રાહ્મણ તે પરમેશ્વર કે સાક્ષાત્ વેદોનારાયણ જ છે." એમ તેનું મન વારંવાર તેને કહેવા લાગ્યું. "અંતે ઈશ્વરે આ વિપ્રના રૂપમાં અહીં આવીને દુ:ખમાંથી અમારો ઉદ્ધાર કર્યો છે, માટે હવે પ્રાણનાથને વિવાહસમયે આપેલા વચન પ્રમાણે આ પુત્રને આ બ્રાહ્મણના હસ્તમાં સોંપીને મારે હવે ગમે તેમ કરીને પણ સહગમનની તૈયારી કરવી જોઇએ." એવા અનેક પ્રકારના વિચારો કરતી કરતી અને કવચિત્ સંસારવિરક્તિદર્શક વાક્યો ઉચ્ચારતી મહાસાધ્વી પુષ્પગંધા બ્રાહ્મણ સાથે પોતાનો પંથ કાપતી જતી હતી. ચાલતાં ચાલતાં તૃતીય પ્રહરનો સમય થવા આવ્યો. સૂર્યના તાપનો સંતાપ વધેલો હતો. ધારેલા સ્થાને પહોંચવામાટે હજી લગભગ બે ગાઉ જેટલું ચાલવાનું હતું. ક્ષુધા અને તૃષાની વેદનાથી માતા અને પુત્રનો જીવ વ્યાકુળ થઈ ગયો હતો. ક્ષુધાથી તેમનાં નેત્રોમાં અંધારી આવવા લાગી અને મુખમાંથી ઉષ્ણતાની અસરથી ફીણ આવવાનો સમય નિકટ આવી પહોંચ્યો. તેમના કંઠ શુષ્ક થવા લાગ્યા-કુમાર ખાવામાટે તરફડવા લાગ્યો. બ્રાહ્મણથી તેમનું એ દુ:ખ જોઈ શકાયું નહિ, પરંતુ તે પણ અત્યારે નિરુપાય હતો. અંતે પાસે જ એક ઉદ્યાન હોવાની તેને સ્મૃતિ થઈ આવી અને તેથી તે, તે ઉદ્યાનમાં જઇને થોડાંક ફળો લઈ આવ્યો. ફળોના આહારથી માતા અને પુત્રના જીવને થોડો ઘણો સંતોષ થયો અને

તેમનાં અંગમાં આગળ ચાલવાની થોડી ઘણી હિમ્મત આવી. કુમારને બ્રાહ્મણે પોતાના સ્કંધપર લઈ લીધો અને રાણીને જરા ઉતાવળથી ચાલવાની વિનતિ કરીને પોતે આગળ આગળ ચાલવા લાગ્યો. કહ્યું જ છે કે;–

"જેને ઈશ્વર રક્ષતો, મારિ શકે નહિ કોય;
વાળ ન વાંકો કરિ શકે, છો ભવ વૈરી હોય."

---

# ચતુર્થ કિરણ

## ચિતાપ્રવેશ

સુશર્મા બ્રાહ્મણને ઘેર આવ્યા પછી રાજમહિષી પુષ્પગંધાએ તેને પોતાનો સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો. બ્રાહ્મણનું હૃદય સ્વભાવિક રીતે જ કોમલ હોય છે, અને તેમાં પણ સુશર્માનું હૃદય તો વળી વધારે કોમળ હતું. રાણી પુષ્પગંધાનો દુઃખવૃત્તાંત સાંભળીને તેના મનમાં બહુ જ ખેદ થયો. તેનું હૃદય કરુણાથી ભરાઈ આવ્યું. તેણે અનેક પ્રકારે દુઃખિની અબળાના મનનું સાંત્વન કરવાનો પ્રયત્ન કર્યો. તે કહેવા લાગ્યો કે:–

"માતા! જો હોય બાળ, તો હણી નાખે કાળ," એ કહેવત તો તમે સાંભળી હશે જ. ઈશ્વરે કૃપા કરીને તમને સૂર્ય જેવો તેજસ્વી પુત્ર આપ્યો છે, એટલે તમારે આટલી બધી ચિન્તા કરવી જોઇતી નથી. તમારા વિના આ બાળકનો આ જગતમાં બીજો કયો આધાર છે વારુ? એ વયમાં આવશે, એટલે અવશ્ય પોતાના વંશનો ઉદ્ધાર કરશે. મારો તો એવો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે, આ તમારો બાળસૂર્યસમાન તેજસ્વી પુત્ર પોતાના તારુણ્યમાં મધ્યાહ્નકાળના સૂર્ય પ્રમાણે પોતાનાં પરાક્રમરૂપ પ્રખર કિરણોથી ત્રિભુવનમાં સત્તા પ્રસારશે અને જગતના મુખથી તમને વીરમાતાની પદવી અપાવશે. એ પોતે વિશ્વનો એક અદ્વિતીય અને અલૌકિક વીરનર કહેવાશે. મારો તમને અને તમારા પુત્રને એવો અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે કે, સદા સર્વદા તમે ઉન્નતિને પામતા રહો!"

એવી રીતે ભૂદેવે રાણીને બહુ બહુ રીતે ધૈર્ય આપ્યું, પરંતુ તેના મનનો વ્યાધિ તિલમાત્ર પણ ન્યૂન થયો નહિ. પતિમાં તેનો અત્યંત પ્રેમ બંધાયલો હોવાથી પતિના સદાના વિરહની સ્મૃતિ તેની સુખાશાનો ઉચ્છેદ કરી નાખતી હતી. તે વારંવાર સુશર્મા બ્રાહ્મણનાં ચરણોમાં નમીને તેને વિનવતી કહેવા લાગી કે;—

"મહારાજ! આપ સાક્ષાત્ વેદોનારાયણ પરમેશ્વર જ મને મળ્યા છો, એવી મારી માન્યતા છે. માટે આપની આજ્ઞાનું મારાથી ઉલ્લંઘન કરી શકાય તેમ નથી જ. પરંતુ શું કરું? મારો એક પણ ઉપાય ચાલતો નથી. હું બહુયે વિવેક કરવાનો યત્ન કરું છું, પણ મારાથી કશુંય કરી શકાતું નથી. આપ કહો છો, તે હું બધું સમજું છું. આપના જેવા બ્રહ્મનિષ્ઠ અને સત્કર્મવાન્ દ્વિજવર્યના આશીર્વાદથી મારો આ પુત્ર ખરેખર જ ભવિષ્યમાં ત્રિભુવનમાં વિજય વર્ત્તાવશે, એ વિશે, હે મહાભાગવત! મારા મનમાં લેશ માત્ર પણ શંકા નથી. અને તેથી જ મારી આપને

આ અંતિમ પ્રાર્થના છે કે, આપ મારા આ બાળકને પાળવાનું મને અભિવચન આપો—આને પોતાના પુત્ર તરીકે સ્વીકારો; અને મને સતી થવાની આજ્ઞા આપો. આજથી આ બાળના આપ માતામહ થઈ ચૂકયા છો; એટલે હવે પોતાના દૌહિત્રને સંભાળવો કે ન સંભાળવો, એ આપની ઇચ્છાને આધીન છે. અરણ્યમાં આપના દર્શનનો લાભ મળવા પૂર્વે હું એક સુખસ્વપ્નમાં નિમગ્ન થયેલી હતી. સ્વપ્નમાં હું મારા પ્રાણનાથ સાથે પરલોકપ્રયાણસંબંધી પ્રેમકલહમાં ગુંથાયલી હતી. તેમની મને એવી આજ્ઞા થએલી છે કે, પુત્રને આપને સ્વાધીન કરવો અને મારે પરલોકયાત્રાનો માર્ગ સ્વીકારવો; કારણ કે, તેમણે જે એક મહાપુરુષનું વર્ણન કર્યું હતું, તેવા જ આપ છો; એમાં તિલમાત્ર પણ ભેદ નથી. સ્વપ્નમાં મને તેમણે જે મૂર્તિનું દર્શન કરાવ્યું હતું, તે મૂર્ત્તિ આપની જ છે. મેં પણ તેમને વચન આપ્યું હતું કે, આપની આજ્ઞા પ્રમાણે હું પુત્રને ભૂદેવના શરણે નાખીશ ને સત્વર જ આપની ચરણસેવામાં ઉપસ્થિત થઈશ. આ સંભાષણ ચાલતું હતું, એટલામાં હું એકાએક જાગૃત થઈ અને તત્કાળ આપને જોતાં જ દોડીને આપનાં ચરણોમાં પડી ગઈ. માટે ભગવન્! વ્યર્થ વિલંબ ન કરો—મારા પતિ મારી માર્ગપ્રતીક્ષા કરતા હશે. મને આજ્ઞા આપો. આ બાળકને પોતાનો કહો અને આ અભાગિની કન્યાને દુ:ખના બંધનથી મુક્ત કરો!!!”

સતીની આવી વિનતિ સાંભળીને બ્રાહ્મણ અત્યંત ચિંતામાં નિમગ્ન થઈ ગયો. એના સતી થવાના નિશ્ચયનું કેવી રીતે પરિવર્ત્તન કરવું, એની તેને સૂઝ પડી નહિ. માતાના મરણ પછી માત્ર ત્રણ વર્ષના વયના બાળકને પાળીને મોટો કેવી રીતે કરી શકાશે, એનો પણ તેના મનમાં મોટો વિચાર થઈ પડ્યો. પુત્રવતી સ્ત્રીને સતી થવાની આવશ્યકતા નથી, એટલું જ નહિ પણ શાસ્ત્રો પણ પુત્રવતીના ચિતાપ્રવેશનો નિષેધ કરે છે, એ નિયમને સુશર્મા સારી રીતે જાણતો હતો, તેથી તેણે રાણીને સમજાવીને કહ્યું કે;—

“ મહારાજ્ઞિ! શાસ્ત્રમાં પણ પુત્રવતીના ચિતાપ્રવેશનો પ્રતિષેધ કરેલો હોવાથી સતી થશો, તો સામા તમે પાપનાં ભાગી થશો. વળી આ અલ્પવયસ્ક બાળકનું મારાથી રક્ષણ કરી શકાશે નહિ. તમે વિચાર કરો અને ત્યાર પછી જ આવા સાહસકર્મમાં પ્રવૃત્ત થાઓ.”

સુશર્માએ બાળકને પાળી ન શકવાની ભીતિ દેખાડવા છતાં પણ તે દૃઢનિશ્ચયવતી, નિષ્કલંક, પતિપ્રેમબદ્ધ અને સતી સાધ્વીનો નિશ્ચય મેરુપર્વત પ્રમાણે અચળ જ રહ્યો. અંતે તેણે જણાવ્યું કે;—

“ મેં તો બાળકને આપનાં ચરણોમાં નાખી દીધો છે, માટે એના હિત કે અહિતની મારે ચિન્તા કરવાની નથી. જોઇએ તો એને અત્યારે જ મારી નાખો. સહગમનનો મારો નિશ્ચય હવે કોઈ કાળે પણ ફરવાનો નથી. મારા પ્રાણનાથ પરલોકમાં વાસ કરે અને હું આ નશ્વર વિશ્વમાં નિવાસ કરું એ બને જ કેમ? મને અત્યારે જ પરલોકપ્રયાણની અનુમતિ આપો!”

અંતે પવિત્ર સાધ્વી પતિપરાયણા પુષ્પગંધાના દૃઢ નિશ્ચયને તે આધીન થયો—ઇચ્છા ન છતાં પણ આધીન થવું જ પડ્યું. પરંતુ અંતમાં તેણે રાણીને એક પ્રાર્થના કરી કે, “ સાધ્વી! તમે ભલે સતી થાઓ; પણ ચિતાપ્રવેશ કર્યા પૂર્વે પ્રથમ તમારા કૈલાસવાસી પતિની ઉત્તરક્રિયા કરો અને તેના પિષ્ટપિંડને સમંત્રક અગ્નિદાહ કરીને તેમાં જ દેહદહન કરો, તો વધારે સારું.”

થોડીકવાર વિચાર કર્યા પછી રાણીએ ઉત્તર આપ્યું કે, "વિપ્રદેવ! આપની એ ઇચ્છા મને સર્વથા માન્ય છે. એમ કરવામાં મને કશો પણ બાધ નથી. પતિના નામથી કરેલા પિષ્ટપિંડ સાથે બળી મરવું, એ વધારે સારું છે."

એમ કહીને રાણીએ, પોતે જે કેટલાંક અમૂલ્ય રત્નો સંભાળીને લઈ આવી હતી, તે ભૂદેવનાં ચરણોમાં મૂકીને, કહ્યું કે, "ધર્મપિતા! મારા પતિનો પરલોકવાસ થયો છે અને અલ્પ કાળમાં હું પણ પરલોકવાસિની થવાની છું. માટે આ રત્નો હવે મારા ઉપયોગનાં નથી. આ પુત્ર પણ તમારો છે અને આ સંપત્તિ પણ તમારી છે. આની તમારી ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા કરવાની તમને પૂર્ણ સ્વતંત્રતા છે, મારો હવે એનાપર કશો પણ અધિકાર નથી."

બ્રાહ્મણ સુશર્માએ એ સર્વ સંપત્તિને શિવસ્વ જાણીને મુક્તહસ્તે તેના કેટલાક ભાગનો ગુહાદિત્યના ઔર્ધ્વદેહિકમાં વ્યય કર્યો અને ત્યાર પછી તેણે પુષ્પગંધાના સહગમનની વ્યવસ્થા કરવા માંડી.

ગ્રામના બહિર્ભાગમાં નદીના તીરે એક ચંદનની ચિતા કરવામાં આવી અને બીજી પણ જે જોઇએ તે વ્યવસ્થા થઈ રહ્યા પછી સતીને ઘરમાંથી લઈ જવાનો સમય આવી પહોંચ્યો. એ વેળાએ સુશર્માએ સતીને હસ્તદ્વય જોડીને જણાવ્યું કે, "હે મહાસતી! તમે જે રત્નો મને વિશ્વાસપૂર્વક આપ્યાં છે, તેમાંનાં કેટલાંકનો તમારા પતિની ઉત્તરક્રિયા અને તમારા ચિતાપ્રવેશમાં મેં વ્યય કરેલો છે, અને અવશેષ ભાગનો હું તમારા પુત્રના અભ્યુદયમાટે જ વ્યય કરીશ. મારા જીવમાં જીવ છે, ત્યાં સુધી તમારા પુત્રને દુઃખી થવા નહિ દઉં, પછી તો જેવી ઈશ્વરેચ્છા. તમે હવે ઈશ્વરમાં વિશ્વાસ રાખીને એ ચિંતાને ત્યાગી દેજો."

રાણીએ તેને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપીને કહ્યું કે, "પિતા! તમે મને જેવી રીતે આજે ચિંતામુક્ત કરી છે, તેવી રીતે ઈશ્વર તમને સદૈવ ચિંતામુક્ત રાખે, એવો આ પુત્રીનો પ્રેમપૂર્વક આશીર્વાદ છે!"

સર્વ જવાની તૈયારી કરતાં હતાં, એટલામાં ત્યાં એક શંકાશીલ સ્ત્રી આવી હતી. તે રાણીને પૂછવા લાગી કે, "અગ્નિકાષ્ઠનું ભક્ષણ કરવાનું કાર્ય બહુ જ કઠિન છે, એનો આપે કોઈવાર વિચાર કર્યો છે ખરો કે? મુખથી બોલવું જેટલું સહેલું છે, તેટલું કરવું નથી. માટે આપ બોલો છો, તે કરી શકો તો જ ચિતા પાસે ચાલવાનું સાહસ કરજો. એમ ન થાય કે, ક્યાંક હાંસી થવાનો પ્રસંગ આવી પહોંચે!"

એ વચન સાંભળતાં જ પાસે અગ્નિ બળતો હતો, તેની જ્વાળામાં સતીએ પોતાનો જમણો હાથ નાખ્યો અને વેદનાનું કાંઈ પણ ચિહ્ન ન દર્શાવતાં કેટલીકવાર સુધી અગ્નિમાં હાથ જેમનો તેમ રહેવા દીધો. તેમ જ ડાબા હાથની હથેળીમાં અંગાર લઇને તેમાં ધૂપ છાંટીને લગભગ એક ઘડી સુધી હાથ જેમનો તેમ અચળ રાખ્યો. એ ચમત્કાર દેખાડ્યા પછી તેણે સર્વને ઉદ્દેશીને કહ્યું કે, "મારા અંતઃકરણમાં હવે દેહનું ભાન રહેલું નથી. અર્થાત્ હવે મને જીવન અને મરણ ઉભય એક સમાન છે."

એક પ્રહર દિવસ ચઢી ચૂકયો હતો. એ સમયે પ્રથમ ગુહાદિત્યના નામથી કરેલા પિષ્ટપિંડને લોકો નદીતીરે સ્મશાનભૂમિમાં લઈ આવ્યા અને પાછળથી સુશર્મા સાથે સતી પણ ત્યાં

આવી પહોંચી. એ વેળાએ ત્યાં ગ્રામનિવાસી સ્ત્રી, પુરુષ અને બાળકોનો એક ભવ્ય સમાજ સતીના દર્શનમાટે ત્યાં એકત્ર થયેલો જોવામાં આવતો હતો. પ્રથમ પુષ્પગંધા સ્ત્રીસમાજમાં ગઈ અને ત્યાં સ્ત્રીઓ સાથે કેટલોક વાર્ત્તાલાપ કરીને અને તેમને ઇચ્છિત આશીર્વાદો આપીને થોડી જ વારમાં પાછી ચિતા પાસે આવી પહોંચી, સુશર્મા મહાશોકમાં નિમગ્ન થઈ ગયો હતો. તેને સતીએ સંસારની ક્ષણભંગુરતાનું વિવેચન કરીને આશ્વાસન આપ્યું. અંતે કેટલીક સૌભાગ્યવતી સ્ત્રીઓ તેને ચિતા પાસે લઈ ગઈ. ત્યાં થોડોક અગ્નિ પ્રજ્વળી રાખવામાં આવ્યો હતો. તેની આસપાસ તેણે અને બીજા ત્રણ બ્રાહ્મણોએ બેસીને થોડીવાર અગ્નિદેવની પૂજા અર્ચા કરી. ત્યાર પછી સતીએ ચિતાને ત્રણ પ્રદક્ષિણાઓ કરી. તૃતીય પ્રદક્ષિણા પૂરી થતાં જ સતીએ શાંત મુદ્રાથી પોતાના ધર્મ-જનક વિપ્ર સુશર્મા અને પોતાના અજ્ઞાન બાળકની આજ્ઞા લીધી. એક બ્રાહ્મણે ઘીમાં ભીંજવેલો એક કાકડો સળગાવીને સતીના હસ્તમાં આપ્યો. તે તેણે લીધો અને ચંદનકાષ્ઠના ઉપરના ભાગમાં સાધારણ કાષ્ઠઆદિ જ્વાળાગ્રાહી પદાર્થોની નાની પર્ણકુટિકાના આકારે રચેલી ચિતાના દ્વારમાં તત્કાળ પ્રવેશ કર્યો. એ ક્ષણે સર્વ બ્રાહ્મણો અને ઇતર જાતિનાં મનુષ્યો તેનાં ચરણોમાં પડીને વંદન કરવા લાગ્યાં, અને તેણે તે બધાંને શુભફલસૂચક આશીર્વાદો દીધા. ચિતામાં પ્રવેશ કર્યા પછી સતીએ પોતાના પતિના પિષ્ટપિંડને અત્યંત આદરથી નમન કર્યું અને પતિના કલ્પિત શિરોભાગને અંકમાં ધારણ કરી તે પદ્માસનવાળી બેઠી. થોડીવાર પછી પોતાના હાથે જ સતીએ ચિતાને પ્રજળાવી. જોતજોતામાં સતીનું શરીર બળવા માંડ્યું. પરંતુ તે તો શાંતિમાં જ બેઠી હતી; દુઃખ કે વેદનાને સૂચવનારો એક પણ શબ્દ તેના મુખમાંથી નીકળ્યો નહિ. માત્ર સતીને ચિતાપર ચઢતી જોવા આવનારાં સ્ત્રીપુરુષોના હૃદયમાં જે આશ્ચર્ય અને જે દુઃખનો આવિર્ભાવ થયો, તેની કલ્પના તેમના પોતાના જ મનમાં હશે. એનું વર્ણન કરવાની અમારામાં શક્તિ નથી.

નિયત કરેલી સર્વ ઘટના યોગ્ય દિવસે અને યોગ્ય વેળાએ સંપૂર્ણ થઈ. રાજકુમાર પિતૃ-હીન તો પ્રથમથી જ થયો હતો અને આજે માતૃહીન પણ થયો. આકાશ પિતા અને અવની માતા, એવી નિરાધાર સ્થિતિમાં તે આવી પડ્યો. હર ! હર !! એ કેવો દુર્ધર પ્રસંગ! રાજકુ-ળમાં જન્મ લેવા છતાં પણ આવી અવદશા! એથી પ્રત્યક્ષ ધારી શકાય છે કે, પૂર્વ જન્મનાં કર્મોની કાંઈ વિચિત્ર પ્રબળતા હોય છે! રાજમહિષી પુષ્પગંધા પણ કેવી ધીર, વીર અને ગંભીર સ્ત્રી અને કેવો તેનો દૃઢતમ નિશ્ચય! કેવી તેની પતિનિષ્ઠા! સતીનું વ્રત ધારીને જીવતાં જ અગ્નિની જ્વાળામાં પ્રવેશ કરી બળી મરવામાં તેના શરીરમાં જરા જેટલો પણ કંપ ન થયો અને તેના મનમાં ભીતિનો ભાવ આવવા ન પામ્યો. જેવા આનંદથી લગ્નસમયે તે પતિસાથે વિવાહ-શિલાપર વિરાજેલી હતી, તેવા જ કિંબહુના તેના કરતાં પણ અધિક આનંદથી તે પતિસંગે મરણ-શિલાપર પણ વિરાજી!!! સાધારણ રીતે સંસારમાં એવી એક માન્યતા થઈ ગયેલી જોવામાં આવે છે કે, માયાપાશ મહાવિકટ હોય છે, અને મહાન્ યોગીજનો તથા વિરાગી પુરુષો પણ એ માયાજાળને તોડી નાંખવાની શક્તિ નથી ધરાવતા. **શ્રીમચ્છંકરાચાર્ય** જેવા મહાનુભાવ પણ માતૃમાયાપાશના વિકારમાં બદ્ધ થઈ ગયા હતા, એ સર્વને વિદિત છે જ. પરંતુ આપણી બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિની અબળાઓ પતિના પરલોકપ્રયાણ પછી એ માયાના પાશને માત્ર એક જ ઝટકાથી કેવી રીતે તોડી નાંખે છે, એના ઇતિહાસનો અભ્યાસ કરવાથી ઉત્તરમીમાંસા આદિ ગહનશાસ્ત્રોના અભ્યાસથી પણ ન થનારો એવો ઉત્તમ સંસ્કાર આપણા મનમાં રોપાય છે કે,

તેથી આપણને આ દુર્જય માયાપાશને તોડી નાંખવાનું કાર્ય બહુ જ સરળ અને સહજ ભાસવા માંડે છે. આપણી આ પરમ પુણ્યવતી ભરતભૂમિમાં એવી સહસ્રાવધિ અને લક્ષાવધિ કુળકામિનીઓએ પતિના મૃત્યુપશ્ચાત્ ચિતામાં પ્રવેશ કરીને અમર કીર્ત્તિ મેળવેલી છે અને એવી સતી નારીઓના ઉદરથી જન્મેલા મહાપુરુષોએ વારંવાર ભરતભૂમિના શિરપરથી દુઃખનો ભાર ઓછો કરીને "दुर्लभं भारते जन्म" એ તેના વર્ણનની પોતાના ઉત્તમ ગુણોથી સાર્થકતા સિદ્ધ કરી દેખાડી છે. ભારતવર્ષમાં એવાં અલૌકિક અને અદ્વિતીય ગુણશાળી નરનારીરત્નો વારંવાર ઉત્પન્ન થતાં હોવાથી અનેક કવિઓ અને અનેક તત્ત્વજ્ઞાની પંડિતો ભરતભૂમિને સ્વર્ગ કરતાં પણ અધિક પુણ્યકર્મનિવાસસ્થાનના નામથી ઓળખે છે, અને એમાં બહુ અંશે તથ્ય રહેલું છે, એમ કોઈ પણ કહી શકે તેમ છે. કરકંકણને દર્પણની શી આવશ્યકતા હોય? આવી ભરતભૂમિમાં આપણને જન્મ મળ્યો છે, તે માટે મનમાં અભિમાન ધારીને આપણે આપણા સદાચારી પૂર્વ પુરુષોનાં કૃત્યોનું અનુકરણ કરીએ, એમાં જ આપણા ભાવી ઉદયની અને આપણી ભાવી ઉન્નતિની સર્વ આશાઓ સમાયલી છે. અસ્તુ.

---

## પંચમ કિરણ

## ઇતિહાસનું કિંચિદ્ દિગ્દર્શન

રાજકુમાર બાપ્પા બ્રાહ્મણ સુશર્માના ગૃહમાં શુકલપક્ષના ચંદ્ર પ્રમાણે દિવસે દિવસે વૃદ્ધિગત થવા લાગ્યો. પ્રથમ તો માતૃવિયોગથી કેટલાક સમય સુધી તે શોકમાં રહ્યો અને શરીરે ક્ષીણ પણ થયો; પરંતુ અધિક કાળ વ્યતીત થતાં અને બાલ્યાવસ્થાની વધતી જતી જિજ્ઞાસાઓને લીધે તેના મનમાંથી ધીમે ધીમે માતાનું સર્વથા વિસ્મરણ થઈ ગયું. માતાના મુખનું દર્શન કરવા અને માતાના અંકમાં રમવાને બદલે તે માતૃભૂમિના નિસર્ગસુંદર ચમત્કારોના દર્શનમાં અને તેના પૃષ્ઠભાગે રમવામાં નિમગ્ન થઈ ગયો. તેની એ ઉચ્છૃંખલ અવસ્થાનો અંત થાય અને આપણને મનોહર લાગતું તેનું તારુણ્ય આવી પહોંચે, ત્યાં સુધીના મધ્ય કાળમાં તે સમયના અને તે સમયથી કિંચિત્ પૂર્વના ઇતિહાસનું જો અમે વાંચકોને દિગ્દર્શન કરાવીશું, તો તે અનુચિત તો નહિ જ ગણાય.

પંચમ શકશતકનો અંત અને છઠ્ઠાના આરંભનો સમય તે આપણી નવલકથાના નાયક બાપ્પાની બાલ્યાવસ્થાનો કાળ હતો. એ વેળાએ સમસ્ત વિશ્વમાં એક નવીન ધર્મ પોતાની યૌવનાવસ્થામાં વિરહતો જોવામાં આવતો હતો. બાર અને સોળ વર્ષની વચ્ચેના ઉચ્છૃંખલ સ્વભાવના બાળકો પ્રમાણે એ ધર્મના અનુયાયી જનોનો અત્યાચાર સર્વત્ર વિસ્તારને પામ્યો હતો. એ ધર્મથી સર્વ શાંતિશાળી પ્રાચીન રાજ્યોને બહુ જ વિડંબના વેઠવી પડી. એ ધર્મના ઊંધી ખોપરીના અને નવી ગાંડાઈમાં છકેલા લોકોથી લડવાનું કાર્ય, વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ આર્યજનોમાટે બહુ જ અગવડ ભરેલું થઈ પડ્યું. જો કે તે વેળાના આર્યજનો પણ યુદ્ધના વ્યવસાયમાં કેળવાયલા અને કસાયલા હતા; છતાં શાંતિના અતિપરિચયથી અને તેથી ઉદ્ભવેલી પ્રેમની પ્રબળ શૃંખલામાં બદ્ધ થયેલા હોવાથી તેમના મનમાં યુદ્ધમાટે અત્યંત તિરસ્કાર વ્યાપી ગયો હતો. એટલા માટે જ્યારે

જ્યારે પણ યુદ્ધનો પ્રસંગ આવે, ત્યારે ત્યારે તે પ્રસંગને ટાળી દેવામાં જ તેઓ પોતાના કર્ત્તવ્યની પરિપૂર્ણતા થયેલી ધારતા હતા. અહીં કોઈ એવો આક્ષેપ કરશે કે, "એ વેળાએ ભારતીય યુદ્ધ જેવાં યુદ્ધો આર્યોએ કરેલાં હોય, એમ તો જો કે જાણવામાં નથી આવ્યું, પરંતુ પરસ્પર કલહ અને ક્ષુદ્ર કારણોથી થતો રાજકુળનો નાશ ઇત્યાદિ ઘટનાઓ તો આર્યોના સમૂહમાં નિત્યના પરિચયની થઈ ગયેલી હતી. અને એથી જ આપણા ભારતવર્ષમાં આટલી બધી નિઃસત્ત્વતા અને નિર્બળતા વ્યાપેલી જોવામાં આવે છે. બહુધા સર્વ આધુનિક ઇતિહાસકારો પોતાની શોધક બુદ્ધિના આધારે મેળવેલી માહિતીથી તે સમયના ક્ષત્રિયસમાજપર એવો આક્ષેપ કરે છે; ત્યારે તમારા વિધાનની અને એમના આક્ષેપની એકરૂપતા કેવી રીતે થઈ શકે?" એ શંકા સર્વાંશે યોગ્ય છે અને તેના નિરસનમાટેનું ઉત્તર પણ અમારી પાસે તૈયાર છે. તે નીચે પ્રમાણે:—

પરસ્પરના કલહમાં જોઇતા યુદ્ધના શૌર્ય અને આવેશ આદિક ગુણો અને વિધર્મી, વિદેશીય અને એકસંપી–દારિદ્રયથી દલિત થયેલા, લૂટમાટે જ સજ્જ થયેલા તેમજ પોતાનાં ઘરબાર, પુત્રપરિવાર ઇત્યાદિને તિલાંજલિ આપીને પરદેશમાં આવેલા સૈન્ય સામે લડીને વિજય મેળવવાના કાર્યમાં જોઇતા શૌર્ય અને આવેશ આદિ ગુણોમાં બહુ જ ભેદ રહેલો છે. પોતપોતામાં લડતાં રાજકુળોના કલહથી પ્રજાને બહુ જ થોડો અપાય થતો હતો અથવા તો પ્રજાને લેશ માત્ર પણ અપાય ન હોતો થતો, એમ કહીયે તોપણ તે ચાલી શકે તેમ છે. તેમજ ધર્મ, શાસ્ત્ર, સમાજ, વ્યવહાર, અને નીતિ ઇત્યાદિનાં બંધનો ચિરસ્થાયી અને સર્વસંમત હોવાથી કોઈ કોઈ વાર રાજાઓમાં પરસ્પર જાગતા કલહથી–અથવા તો આધુનિક ઇતિહાસવેત્તાઓના અભિપ્રાય અનુસાર પ્રતિપળે થનારા ક્લેશ અને રાજ્યક્રાન્તિથી પ્રજાના સુખમાં લેશ માત્ર પણ ન્યૂનતા થતી ન હોતી. એવી ક્રાંતિના સમાચાર પણ ભાગ્યે જ લોકોના સાંભળવામાં આવતા હતા, અને તે સાંભળવાની કોઈ એવી ખાસ ઇચ્છા પણ રાખતું ન હોતું. કારણ કે, ગ્રામસંસ્થા, પંચ, ભૂમિની ફળદ્રૂપતા, સમાધાનવૃત્તિ, જગત્‌માંના બીજા સર્વ દેશો કરતાં કળાકૌશલ્ય આદિ પ્રત્યેક જાતિની ઔદ્યોગિ-સુધારણામાં અગ્રેસરત્વ અને ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાથી પ્રત્યેકની ઐહિક સુખ સંબંધી તેમજ ઉદ્યોગબાહુલ્ય સંબંધી મહત્ત્વાકાંક્ષાને પ્રાપ્ત થયેલું મર્યાદિત સ્વરૂપ ઇત્યાદિ નિયમોનું કાંઈ એવું તો વિલક્ષણ પરિણામ થયું હતું કે, સમાજના ઉચ્ચપદવીધર લોકોના મત્સરથી ઉત્પન્ન થતા પરસ્પર કલહનું સાધારણ જનસમાજમાં કાંઈ પણ પરિણામ થઈ ન હોતું શકતું. મહાસાગર સમાન અત્યંત ગંભીરતાવાન્ આપણો આર્યસમાજ, રાજકુળના પુરુષોના માનાપમાન અને ઈર્ષાથી થનારા કોઇપણ પરિવર્ત્તનથી ખળભળી જાય, એ શકય જ ન હોતું. એ અમારા અભિપ્રાયની સત્યતામાટે અમે અહીં માત્ર એક જ ઉદાહરણ આપીશું અને તે એક ઉદાહરણ જ સંપૂર્ણ છે. હિમાલયથી તે કન્યાકુમારી સુધીના ભૂમિભાગનો કોઈ પણ એક પ્રદેશનો રાજા બીજા પ્રદેશમાં રાજ્ય કરવાને આવે, તો તે નૃપના પ્રજાપાલનના અને શાસનના સર્વ નિયમો તો સર્વમાન્ય **મનુઆદિ** સ્મૃતિકારોની આજ્ઞા અનુસાર પૂર્વના રાજા જેવા જ હોવાના. રાજ્યની ક્રાંતિ થવાથી રાજા, રાજાના આપ્તજનો, સરદારો, મંત્રી, સચિવ અને સૈન્યના અધિકારી ઇત્યાદિ જનોને કેટલુંક દુઃખ ભોગવવું પડે છે ખરું, પણ પ્રજાને એથી કાંઈ પણ હાનિ થતી નથી. એવી સ્થિતિ હોવાથી તે કાળના રાજાઓનાં નામો અને તેમનાં ધર્માર્થે કરેલાં કેટલાંક સત્કૃત્યો વિના તેમનાં વિશેષ ઇતિહાસનાં સાધનો આપણને મળી શકતાં નથી. ધર્મના ઇતિહાસો આપણામાં એટલા તો અભિમાનયુક્ત અને વિસ્તૃત લખાયલા મળી આવે છે

કે, તેમના વાચનથી આપણું મન ખરેખરજ આશ્ચર્યથી ચકિત થઈ જાય છે. આપણા ભારતવર્ષની એવી સ્થિતિ હોવાથી પ્રથમ કહ્યા પ્રમાણેના ઉચ્છૃંખલ વૃત્તિના પરધર્મીય જનો સાથે લડવામાં આપણા આર્યો કાંઇક પાછા પડતા હતા. સમુદ્રમાં આનંદથી તરી જનાર હાથી પણ વર્ષાકાળના પૂરવાળા ન્હાના ઝરામાં તરી નથી શકતો, તેવીજ દશા આપણા તે સમયના આર્યોની હતી. એથી નિર્વિવાદ સિદ્ધિ થાય છે કે, આર્યો, પોતાના હૃદયમાં દયા અને અનુકંપાનો અધિક ભાવ હોવાથીજ પાછા પડતા હતા, નહિ કે, તેમના અંગમાં અશક્તિ, અશૌર્ય અને સાહસહીનતા હોવાથી. પયગંબરી ધર્મના વર્ષાઋતુના મહાપૂર આવેલા ઝરા પ્રમાણેના મોજાઓએ ત્યાં યૂરોપની સરહદને અને અહીં આર્યાવર્ત્તની વાયવ્ય સીમાને એક સરખી હાનિ પહોંચાડી હતી. સિંધ અને પંજાબ સુધીનાં પ્રદેશને એ યવનસમૂહે બે ચાર વાર ઉધ્વસ્ત કરી નાખ્યો હતો. તેઓ કેટલીકવાર એથી પણ આગળ દૃષ્ટિ દોડાવતા હતા. એ કાળમાં ઉસ્માન ખલીફ઼ નામનો પ્રથમ ખલીફ઼ પયગંબરી સામ્રાજ્યનો અધિપતિ હતો. એટલે કે, દમાસ્કસનો સુલ્તાન હતો. એણે ટાઈગ્રેસ નદીપર એક બશરા નામનું નગર વસાવ્યું હતું. એનાજ સમયમાં તુર્કસ્તાનના એક અબુલ્આસ નામના સરદારે ગુજરાત સૂધી આવવાનું સાહસ બતાવ્યું હતું. પરંતુ સિંધમાં આલોરના રાજા સાથે તેની થયેલી લડાઇમાં ક્ષત્રિયોએ તેના સૈન્યની બહુજ હાનિ કરી નાખવાથી તે નિરાશ થઇને પાછો ફર્યો હતો. એ યુદ્ધમાં મળેલા પરાજયનું કારણ શોધી લાવવામાટે ઉસ્માન ખલીફે પ્રથમ કેટલાક જાસૂસો હિંદુસ્તાનમાં મોકલ્યા અને ત્યાર પછી એક મોટા લશ્કર સાથે તે પોતે હિંદુસ્તાનપર ચઢી આવવાની તૈયારીમાં હતો, એટલામાં અચાનક વિઘ્ન આવી પડવાથી તે કાર્ય જેમનું તેમ અધૂરુંજ રહી ગયું. ઉસ્માનનો હેતુ પાછળથી ખલીફ઼ અલીએ પૂરો કર્યો. અલીની ફૌજે પ્રથમ સિંધ પ્રાન્તને પોતાના કબ્જામાં લીધો. પણ એ દેશ લાંબો વખત તેના તાબામાં રહ્યો નહિ. માત્ર બે ચાર વર્ષમાંજ તેના અધિકારીઓને ત્યાંથી પોતાનાં બિછાનાં લપેટવાં પડ્યાં. ત્યાર પછી અબ્દુલ ખલીફ઼ની કારકીર્દીમાં ખુરાસાનના યજીદે હિંદુસ્તાન લેવામાટે બહુએ માથાફોડ કરી, પણ થોડીઘણી લૂટ વિના બીજો તેને કોઈ પણ પ્રકારનો જાણવા જેવો લાભ મળી શક્યો નહિ.

આવી સઘળી ધામધૂમો ચાલતી હોવાથી ખ્રીસ્તીધર્મને એશિયામાંથી પોતાનું થાણું ઉપાડવું પડ્યું હતું, અને અત્યાર સૂધીમાં પણ જનધર્મના આકારમાં તેનો જોઇએ તેવો અધિકાર થઈ નથી શક્યો. યૂરોપમાં પણ એ પયગંબરી ધર્મની ભયંકર ગર્જનાનો વિસ્તાર થવાથી ખ્રીસ્તીધર્મની સુખનિદ્રાનો સર્વથા નાશ થયેલો હતો.

**આર્યઆદિત્ય**ના ઉદયકાળમાં રાજકીય, સામાજિક અને ધાર્મિક વાતાવરણની સ્થિતિ ઉપર કહ્યા પ્રમાણે હતી. અર્થાત્ એવા અંધકારમાંથી અને ભીષણ ધૂમ્રરાશિમાંથી પોતાનો માર્ગ કરીને **આર્યઆદિત્યે** પોતાનાં પ્રખર અને ઉજ્જ્વલ કિરણોના પ્રકાશનો પ્રભાવ દેખાડવાનો હતો

---

## ષષ્ઠ કિરણ

## મૃગયા અને મૈત્રી

**બાપ્પા** આ વેળાએ આઠ નવ વર્ષની વયનો થયેલો હતો. પોતાની માતાના મરણનું દુઃખ તે બહુધા વિસરી ગયો હતો. તોપણ તેના મનમાં નિત્ય "હું રાજપુત્ર છું, મારાં માતપિતા મહાપરાક્રમી મનુષ્ય હતાં, મહાન્ પરાક્રમી ચાવદાર્યકુલદિવાકર મારો વંશ છે, એટલા માટે મારે

મારાં પૂર્વજોની કીર્તિને શોભાવે એવું કાંઇપણ મહત્કૃત્ય આ પૃથ્વીમાં કરવું જ જોઇએ. એમ થાય, તો જ મારા માનવજન્મની સાર્થકતા થઈ કહેવાય." એવા એવા વિચારો આવ્યા જ કરતા હતા. નિત્ય અવકાશની વેળાએ **વિપ્ર સુશર્મા** તેને **રામાયણ** અને **મહાભારત**માંની સૂર્યચંદ્ર વંશીય અનેક પરાક્રમી રાજાઓની ઐતિહાસિક કથાઓ રસભરેલી રીતે કહી સંભળાવતો હતો; તેમ જ તેને વારંવાર ક્ષત્રિયધર્મનું શિક્ષણ પણ આપતો રહેતો હતો. આપદ્ધર્મ અને રાજધર્મ ઇત્યાદિનું રહસ્ય તેને સમજાવવામાટે તે વખતોવખત પંચતંત્રમાંની આખ્યાયિકાઓ વર્ણવતો હતો, અને **બાપ્પા** પણ તે અત્યંત કૌતુક અને બહુ જ આદરથી સાંભળ્યા કરતો હતો. **બાપ્પા**નો સ્વભાવ ઘણો જ સાહસી અને ઉચ્છૃંખલ હોવાથી ગુરુને તેનાપર કેટલીકવાર કોપ કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થતો હતો. **સુશર્મા** પોતાના એ ક્ષત્રિયશિશુની ઉચ્છૃંખલતા અને નૈસર્ગિક ઉગ્રતાની પોતાનઃ બ્રાહ્મણત્વને ઉચિત ક્ષમાથી કાંઈપણ બોલ્યા વિના આંખમીચામણી કરી જતો હતો. કારણ કે, તેની ઉગ્રતા અને સાહસિકતાનો સમૂલ ઉચ્છેદ થવો તો અશક્ય જ હતો. તેમ જ ટોકીટોકીને તેને નિર્બળ અને સહનશીલ બનાવી દેવો, એ પણ એકપક્ષે ઉચિત નહોતું જ. "એ ક્ષત્રિયપુત્ર છે; માટે ક્ષાત્રતેજની જેમ બને તેમ એ શિષ્યમાં વધારે વૃદ્ધિ કરવાનો જ પ્રયત્ન કરવો જોઇએ; એ જ મારું મુખ્ય કર્ત્તવ્ય કર્મ છે." એમ જ તે સમજતો હતો. એટલે **બાપ્પા**ની નૈસર્ગિક ઉગ્રતા—ઉચ્છૃંખલતા અને સાહસિકતાનો દિવસે દિવસે એક સરખો વધારો જ થતો ગયો. માત્ર પોતાના એ ગુરુ અને ગુરુપત્નીની જ તે થોડી ઘણી આજ્ઞામર્યાદા રાખતો હતો. ગુરુનો કે ગુરુપત્નીનો તેણે કોઈવાર પણ અનાદર કર્યો ન હોતો અથવા તેમને સામો જવાબ આપ્યો નહોતો. બાકી જો કોઈ 'તું' કહે તો, 'તારો બાપ હું' કહીને **બાપ્પો** તૈયાર ઊભેલો જાણવો, એવો તે હઠવાદી હતો.

વડનગર જો કે એક નાનું ગામડું હતું, તો પણ તેમાં મનુષ્યવસતિનું પ્રમાણ સારું હતું. તેમાં પચ્ચીસ ત્રીસ બ્રાહ્મણોનાં ઘરો હતાં. જમીનદાર અને જાગીરદારોનાં મળીને સો સવ્વાસો બીજાં ઘરો હતાં અને વાણિયા તથા ઉદ્યમી કારીગરો વગેરે લોકોનાં પણ પાંચ પચ્ચીસ છૂટાં છવાયાં ઘરો વસેલાં જોવામાં આવતાં હતાં. ઉપરાંત જંગલોમાં ભિલ્લોની વસતિ બહુ જ વધારે હતી અને તે બધા ઈડરના રાજાના પક્ષના જ હતા. રાજાના બળપર તેઓ પોતાના આસપાસના પ્રદેશમાં ગમે તેવી જોહાકી બેધડક ચલાવ્યા કરતા હતા. લૂટફાટ કરવાનો તો તેમનો જાણે વંશપરંપરાનો જ વ્યવસાય હતો. એમાં વળી તેમને થોડો ઘણો રાજસત્તાનો આધાર મળ્યો, એટલે પછી બાકી જ શું રહે? ઊંટ ને વળી ઊકરડે ચઢયો. પ્રથમ જ ઉલ્લાસ અને તેમાં વળી આવ્યો ફાલ્ગુન માસ! એવી જ તેમની સ્થિતિ થઈ ગઈ. વળી તેમના જે રાજાએ **ગુહાદિત્ય**ને મારીને તેની ગાદીની માલેકી પોતે લઈ લીધી હતી, તે, તેની સ્ત્રી અને પુત્ર પોતાના હાથમાં ન આવવાથી કાંઈક ડરતો જ રહેતો હતો. કારણ કે, તેને એમ ભાસતું હતું કે, "કોણ જાણે રાજપુત્ર મોટો થઇને મારાપર ચઢાઈ કરે તો? અને મારી સત્તાનું સત્યાનાશ કાઢે તો?" એવા વિચારથી જો રાજપુત્ર હાથમાં આવે તો તેને મારી નાખીને પોતાના માર્ગને નિષ્કંટક બનાવવાને તે એકીટસે તલપી રહ્યો હતો. રાજપુત્રને પકડી લાવનારને માટે મોટાં મોટાં ઇનામો આપવાનું તેણે જાહેર કર્યું હતું. એટલે સર્વ ભિલ્લો એ રાજકુમારના શોધમાટે અનેક અને વિલક્ષણ પ્રકારના પ્રયત્નો ચલાવ્યા કરતા હતા.

આણી તરફ **બાપ્પા**ની ઉચ્છૃંખલતા પણ દિવસે દિવસે વધતી જ ચાલી હતી. તીરકામઠું લઇને તે બીજા નાનામોટા તરુણો સાથે જંગલોમાં અને પર્વતપ્રદેશમાં જવા આવવા લાગ્યો હતો,

અને કોઈ કોઈ વાર તે હરિણ અને સાબર ઇત્યાદિના શિકાર પણ મારી લાવતાં શીખ્યો હતો. સંક્ષેપમાં કહેવાનું એ જ કે, થોડા જ દિવસમાં તે પોતાના બરોબરિયા મિત્રોના મંડળમાં અગ્રેસર તરીકે મનાવા લાગ્યો. જંગલમાં ભિલ્લ લોકોના છોકરાઓ સાથે કોઈ કોઈ વાર તેમનો ઝગડો થઈ પડતો, તો તેવા વખતે બાપ્પા તેમને એવો તો સરસ મેથીપાક જમાડી દેતો, કે ફરીથી ભિલ્લપુત્રો એને છેડવાનો વિચાર કરતાં પણ કંપતા હતા. જેમ જેમ બાપ્પાનો એ મૃગયા ઇત્યાદિનો રંગ વધતો ગયો, તેમ તેમ સુશર્માને તેને સંભાળવાનું કાર્ય વધારે અને વધારે જોખમ ભરેલું થતું ગયું. સુશર્માને ત્યાં બાપ્પાને બધો બ્રાહ્મણી આહાર જ મળતો હતો; પણ તેના મૃગયાના મિત્રો હવે તેને બહુ જ આનંદથી હરિણનું માંસ અને એવા જ બીજા પદાર્થો ખવડાવવા લાગ્યા હતા, અને કોઈ પર્વના દિવસે તેને પોતાને ઘેર પણ જમવાને લઈ જતા હતા. એમ થવાથી ઘણીકવાર ઘેર પાછા ફરવામાં બાપ્પાને સ્વાભાવિક જ વિલમ્બ થઈ જતો હતો. કેટલીકવાર એના માટે બીજા કેટલાક બાળકોના માતાપિતાની બૂમો પણ સુશર્માને કાને આવતી હતી. સારાંશ કે, એકંદર રીતે જોતાં બાપ્પાને હવે પોતાના ઘરમાં રાખવાનું તે વિપ્રવર્યને ભારી પડવા લાગ્યું, ને તે તેમ જ તેની પત્ની તેને બીજા કોઈ સ્થાને રાખી આવવાનો વિચાર કરવા લાગ્યાં. બાપ્પામાં તે સ્ત્રીપુરુષ ઉભયનો બહુ જ સ્નેહ બંધાઈ ગયો હતો, ને વળી સ્વર્ગવાસિની રાણી પુષ્પગંધાને પણ તેમણે વચન આપેલું હતું કે, "અમે બાપ્પાનું અમારા પુત્ર પ્રમાણે જ લાલનપાલન કરીને જગતમાં તેને ક્ષાત્રકુલને યોગ્ય હોય, એવા માર્ગમાં લગાડી દઇશું." તાત્પર્ય કે, હવે બાપ્પાના નિવાસની શી વ્યવસ્થા કરવી, એની તે પૂજ્ય બ્રાહ્મણને ઘણી જ ચિંતા થઈ પડી હતી. "તારે પોતાના અને પોતાનાં માતાપિતાના નામનો કોઈ પાસે પણ ઉલ્લેખ કરવો નહિ." એવી સુશર્માની બાપ્પાને સખ્ત તાકીદ હતી. તેણે બાપ્પાનું નામ સુદેવ રાખ્યું હતું. એટલે તેના સોબતીઓ તેને એ નામથી જ બોલાવતા હતા. તો પણ તેના મિત્રોને અને ગામના બીજા રાજપૂત ક્ષત્રિય જમીનદારોને સુદેવ એક ક્ષત્રિયપુત્ર અને રાજકુમાર છે, એવી ક્યાંકથી ખાનગી બાતમી મળેલી હતી.

એક દિવસે પોતાના ગોઠિયાઓ સાથે શિકાર કરવા નીકળેલો બાપ્પા જે એક હરિણની પૂંઠે પડ્યો, તે મિત્રોને છોડીને ઘણો જ દૂર ડુંગરોમાં નીકળી ગયો. તેના એક બે સોબતીઓએ ઘણીકવાર સુધી તેનો પીછો પકડી રાખ્યો હતો. પરંતુ તે હરિણે બાપ્પાને એવી તો બેચારવાર થાપ આપી કે; પોતાના ગોઠિયાઓના પાછળ રહી જવાનું તેને ભાન માત્ર પણ રહ્યું નહિ. તે ઇર્ષાથી એક શ્વાસે હરિણ પાછળ દોડતો જ રહ્યો. એટલામાં કર્મધર્મસંયોગે બનાવ એવો બન્યો કે, તે જ પર્વતમાં એક ઠાકોરપુત્રે એક વાઘના જોડાંને ઘેર્યું હતું અને તે પોતાના ત્રણ ચાર તીરંદાજ મિત્રો સાથે તે વાઘને મારવાનો લાગ જોયા કરતો હતો. જે ગુહામાં તે વાઘ અને વાઘણનો વસવાટ હતો, તેમાં તેમનાં બે બચ્ચાં હતાં. એ બચ્ચાં હવે સારાં મોટાં થયેલાં હતાં અને આઠ પંદર દિવસમાં માબાપને છોડીને સ્વતંત્ર રહી શકે એમ હતું. બાપ્પાવાળું હરિણ એ બેમાંના એક વ્યાઘ્રનું બલિદાન થયું.

એ વ્યાઘ્રે હરિણ ખાધું, તે બાપ્પાએ નજરો નજર જોયું પણ ખરું. તે પંચાનનનું તે ઉગ્ર સ્વરૂપ જોઇને બાપ્પાને પણ મનમાં થોડી ઘણી ભીતિ તો લાગી. કારણ કે, અત્યાર સુધીમાં કોઇવાર પણ તેણે વાઘનો શિકાર કર્યો જ ન હોતો. તેણે પોતાના સોબતીઓ પાછળ હશે, એવી આશાથી

આસપાસ નજર દોડાવી અને ચાર પાંચ વાર બૂમો પણ પાડી. પરંતુ નજદીકમાં કોઈ હોય તો આવે ને? એટલે કોઈ આવ્યું પણ નહિ, અને કોઇએ જવાબ પણ આપ્યો નહિ. **બાપ્પાના** ખરા ક્ષાત્ર તેજની પરીક્ષાનો પ્રસંગ આવી પહોંચ્યો. **બાપ્પાએ** પોતાના કામઠાપર તીર ચઢાવ્યું અને એકીવખતે ચારે તરફ નજર ફેરવતો આગળ ચાલવા લાગ્યો. એટલામાં વ્યાઘ્રનાં તે બન્ને બચ્ચાં એકદમ **બાપ્પાના** શરીરપર ધસી આવ્યાં. **બાપ્પાએ** પણ પોતાના શરસંધાનનો એવો તો અચૂક પ્રયોગ કર્યો કે, બે બાણોથી તે બન્ને વ્યાઘ્રસંતાનોને તેણે ઘાયલ કરી નાખ્યાં ને ત્યાર પછી તેમની પાસે જઈ તેમના ગળામાં પોતાના સેલાનો ફાંસો નાખીને ત્યાંથી તે પાછો વળ્યો. હજી તો તે ચાર છ પગલાં ચાલ્યો હશે, એટલામાં તેના સોબતીઓમાંના બે ચાર જણ શોધવા નીકળેલા તે તેને મળી ગયા. એથી તેના હૃદયમાં એક પ્રકારનો નવો ઉત્સાહ આવ્યો. તેણે પોતાના તે સોબતીઓને વાઘનાં બચ્ચાં કેવી રીતે દેખાયાં વગેરે બધી હકીકત માંડીને કહી સંભળાવી, અને બહુ જ અભિમાનથી તે પોતાના બીજા સોબતીઓને જઈ મળ્યો. તેઓ પણ એક બે શિકાર કરી આવ્યા હતા. ત્યાર પછી સર્વ જણ મળીને વાઘનાં તે બે બચ્ચાં સાથે રમવા અને મસ્તી તોફાન કરવા લાગ્યા. રમતાં રમતાં તેમાંના એક વાઘે એક જમીનદારના છોકરાના પગમાં એવું તો બટકું ભર્યુ કે, તે ત્યાં તરફડતો પડી ગયો. એટલે બધા છોકરાઓનો એવો આગ્રહ થયો કે, "એ વાઘના બચ્ચાંને અત્યારેનાં અત્યારે અને અહીંનાં અહીંજ મારી નાખવાં જોઇએ."

"તમે ગમે તેવો આગ્રહ કરો, પણ હું એ વાઘનાં બચ્ચાંને કોઈ કાળે પણ મારવાનો નથી. જેમને હું મારા જીવના જોખમે અહીં પકડી લાવ્યો છું, તેમને હું મારી નાખું કે મારી નાખવા દઉં, એ વિચાર પણ તમારા મનમાં કેમ આવવા પામ્યો? હું કોઈ પણ રીતે એમનું રક્ષણ કરીશ." એ પ્રમાણે **બાપ્પાએ** પોતાના બધા ગોઠિયાઓને ખુલ્લે ખુલ્લો જવાબ આપી દીધો.

બીજા સોબતીઓએ વળી પણ અનેક પ્રકારે તેને સમજાવ્યો અને મનાવ્યો, પણ તેમાંનો એક પણ વિચાર તેના ધ્યાનમાં ન આવ્યો. અંતે કંટાળીને તે વાઘનાં બચ્ચાંને લઈ પોતાના સોબતીઓને છોડીને તે ત્યાંથી દૂર જવા ચાલતો થયો. તે હજી તો ચાળીસ પચાસ પગલાં ચાલ્યો હશે, એટલામાં નિસર્ગની એક અદ્‌ભુત ઘટના બની.

જો કે વર્ષાઋતુના દિવસો નહોતા, તોપણ એકાએક આકાશમાં વાદળાં ઘેરાઈ આવ્યાં અને થોડી જ વારમાં સારી રીતે જળવૃષ્ટિ થવાનાં ચિન્હો સર્વત્ર સ્પષ્ટ દેખાવા લાગ્યાં. ચારે તરફથી ધૂઘૂ કરતો વાયુ વાવા લાગ્યો અને જંગલમાંની ઉડતી ધૂળે તો પ્રલયકાળનું જ્ઞાન કરાવી દીધું. બધાનાં નેત્રોમાં ધૂળનો પ્રવેશ થવાથી બધા આંખો ચોળવા લાગ્યા. એટલે **બાપ્પાએ** ઘણી જ આર્જવતાથી એ બધાને બૂમો મારીને કહ્યું કે;—

"ભાઇઓ! જો આપણે બધા એકએક કરી જૂદી જૂદી દિશામાં છૂટા પડી જઇશું, તો આપણો આ તોફાનમાં આજે કાંઈ નિભાવ થઈ શકે એમ નથી. માટે આપણે બધાએ સાથે મળીને કોઈ એક જ સુરક્ષિત સ્થાન શોધીને ત્યાં બેસવાની તજવીજ કરવી જોઇએ. આજે અત્યાર સુધી આપણને નાસ્તો પાણી કરવાનો વખત પણ હજી મળ્યો નથી."

હાના હાના કરતાં ઘણાકોએ **બાપ્પાની** વિનતિ માન્ય કરવા પછી તેનાપર કોપાયલા તેના સોબતીઓ પાછા આવીને તેને મળ્યા અને એ બાળક વીરોનું ટોળું પહાડની નીચેના એક કોતરમાં ભરાઈ બેઠું. એ સારી નિર્ભય જગ્યા હતી અને ઉપર નીકળી આવેલી ખડકની કોર પણ

કાળા પક્કા પત્થરની અને મોટી તેમ જ જંગી હતી. એ કોતરની બાજૂમાં જ પાણીનો એક ઝરો વહેતો હતો અને પાંચ દશ હાથના અંતરે જ તેનો એક નાનો ધોધ થયો હતો. એ ધોધમાં પાણી સારું અને પીવા જેવું હતું. વાદળાંનો ઘેરાવો હજી ચાલૂ જ હતો. વાયુ વિરુદ્ધ દિશાનો હોવાથી એ પ્રવાહમાં ધૂળનો અથવા વર્ષવા માંડે તો વર્ષાનો મારો પડવાની લેશ માત્ર પણ ભીતિ હતી નહિ. ત્યાં પહોંચતાં જ બાપ્પાએ પોતાના લાડકાં વાઘનાં બચ્ચાંને એક શિલાસાથે બાંધી મૂકયાં; અને ત્યાર પછી બધા મિત્રોએ મળીને તે વાઘે કરડેલા છોકરાના જખમની વ્યવસ્થા કરવાનો વિચાર ચલાવ્યો. તેના જખમને બાંધીને તેનાપર એકસરખી પાણીની ધારા વહેતી રાખવાની તજવી જ થયા પછી સર્વેએ પોતપોતાનું ભાતું બહાર કાઢયું અને વનભોજનનો આરંભ કર્યો.

એટલામાં આકાશમાં વીજળીનો ચમકાટ થવા લાગ્યો અને મેઘની ભયંકર ગર્જના થવા સાથે અગાધ જલવૃષ્ટિનો પણ આરંભ થઈ ચૂકયો. આટલી વાર ફૂંકતો પવન એકાએક બંધ થઈ ગયો અને સર્વત્ર ભયંકર વૃષ્ટિનો જ ધ્વનિ કર્ણગોચર થવા લાગ્યો. થોડીવારમાં તો પર્વતપરથી ધોધો કરતા પાણીના ભયંકર ધોધ નીચે પડવા લાગ્યા, અને તે સાથે કેટલાક પાષાણો પણ નીચે તણાઈ આવવા લાગ્યા. આ સૃષ્ટિમાંનાં પંચમહાભૂતોમાંના વાયુ અને જળ જેવાં અત્યંત વેગવાન્ અને સ્થૂળ ભૂતોસાથે ઝઘડવાનો બાપ્પા અને તેના મિત્રોને એ પ્રથમ પ્રાપ્ત થયેલો પ્રસંગ જ હતો. આમ એકાએક સંકટ આવી પડવાથી તેમને ભોજન પણ ભાવ્યું નહિ. કેટલાક બીકણ બાળકોના તો પ્રાણ જ ઉડી ગયા. વીજળીનો ચમકાટ, મેઘનો ગગડાટ અને કરાંનો વર્ષાવ, એવો દેખાવ નિર્જન વનમાં અને પર્વતની કંદરામાં કૌતુકથી જોવામાટે મનુષ્યના મનમાં અદ્વિતીય ધૈર્યની આવશ્યક્તા હોય છે અને તે સર્વમાં હોઈ શકતી નથી. કિંબહુના એવું ધૈર્ય ઘણા થોડાકોમાં જ જોવામાં આવે છે. બાપ્પાનું વય આ વેળાએ જો કે કેવળ દશ વર્ષનું જ હતું, તોપણ સ્વાભાવિક રીતે તેનામાં ધૈર્યની જોઇએ તેટલી વિપુલતા હતી, એટલે તે એટલો બધો ગભરાયો નહિ. પણ બીજાઓમાં એટલું ધૈર્ય ન હોવાથી તેમનાં શરીર ભયથી કંપાયમાન થવા લાગ્યાં. કેટલાકોને તો એમ જ ભાસ્યું કે, “જે કોરનીચે આપણે બેઠા છીએ, તે આ પાણીના મારથી જે વખત જાય છે, તેમાં નીચે પડવાની અને આપણે નક્કી આજે મરણશરણ થવાના જ.” પરંતુ બાપ્પાએ તે બધાને ધૈર્ય આપીને કાંઇક ધીટ બનાવ્યા. એટલે તેઓ કાંઈક ખાવા લાગ્યા અને કેટલાકો તો કરાં પણ વીણી લાવવા લાગ્યા. એ કરાં વીણવાનું ઉદાહરણ પણ તેમને પ્રથમ બાપ્પાએ જ બતાવ્યું હતું.

બીજી તરફ વૃષ્ટિના પ્રારંભ પહેલાં ધૂળથી દશે દિશાઓ વ્યાપ્ત થઈ ગઈ, તે વેળાએ આંખમાં ધૂળ પડવાથી અહીંતહીં ચક્કર મારતા તે વાઘનો ઉપર કહેલા ઠાકોરપુત્રે અચાનક શિકાર સાધ્યો હતો. એટલે તે અને તેના મિત્રો બેસવામાટે કોઈ સારી જગ્યા શોધતા હતા, એટલામાં જળવૃષ્ટિનો આરંભ થયો. એટલે તેમના માથે શિકારને જ્યાંનો ત્યાં જ પડતો મૂકીને જેવી મળે તેવી બચાવની જગ્યા શોધવાની ફરજ આવી પડી. પણ તરત જ તેવું કોઇપણ સ્થાન તેમને મળી શક્યું નહિ, અને તેમની ઘણી જ દુર્દશા થઈ. તેમનાં બધાં વસ્ત્રો ભીંજાઇને પાણીથી તરબોળ થઈ ગયાં અને કરાંનો તેમનાં શરીરોને એવો માર પડ્યો કે, તેમનાં હાડકાં પાંસળાંમાં એકસરખી કળતર થવા માંડી. સારાંશ કે, ટાઢથી કંપતાં તેમને નીચે ભરાયલા અને ઉપરથી પડતા પાણીમાં બેસીને જ પોતાનો વખત જેમતેમ વીતાડવો પડ્યો.

ઋતુવિનાની જ એ વૃષ્ટિ હતી, એટલે પ્રહરના ત્રીજા ભાગમાં તો તેની સમાપ્તિ થઈ ગઈ. જલવૃષ્ટિ બંધ થવા સાથે જ ગ્રહણ છૂટતાં જેવી રીતે પ્રકાશ પડવા માંડે છે, તેવી જ રીતે સર્વત્ર સૂર્યનો ઉષ્ણ પ્રકાશ પ્રસરી ગયો. થોડા વખતમાં તો જાણે વર્ષાદ પડ્યો જ ન હોયની! એ પ્રમાણે જ બધો દેખાવ બદલાઈ ગયો. નિઃસર્ગદેવતાનું એક ક્ષણ માત્રમાં કેવું અગમ્ય અને વિચિત્ર પરિવર્તન થઈ જાય છે, એનું આ પણ એક પ્રત્યક્ષ ઉદાહરણ છે.

તડકો નિકળતાં જ ઠાકોરપુત્ર અને તેના મિત્રો પોતપોતાના વસ્ત્રો ઇત્યાદિ નિચોવીને તેમને સૂકવવાની તૈયારી કરવા લાગ્યા. બીજી તરફ બાપ્પા અને તેના મિત્રો ખાઈ પીને આનંદથી તાજા તવાના થયા અને પોતપોતાના મારેલા શિકારો લઇને ઘેર પાછા ફરવાનો વિચાર કરવા લાગ્યા.

પોતાનાં બાળકોનું હરણ થયેલું જોઈને અને પતિ પણ કયાંય ન મળવાથી છંછેડાયલી વાઘણ–બાપ્પાએ પકડેલાં વાઘનાં બચ્ચાંની મા–ગાંડી બનીને બરાડા મારતી પર્વતમાં અહીં તહીં ફરવા લાગી. તેની બરાડ અને તે બરાડના પ્રતિધ્વનિથી સમસ્ત વનપ્રદેશ કંપાયમાન થઈ ગયો. શિકારના કાર્યમાં સારી રીતે અનુભવ મેળવી ચૂકેલા ઠાકોરપુત્રના મિત્રોને એ બરાડા સાંભળતાં જ હવે પછી સત્વર જ આવનારા સંકટની જાણ થઈ ગઈ. તેમણે પોતાનાં ધનુષ્ય તૈયાર કર્યાં અને ઘણી જ સાવધતાથી માર્ગ કાપવા માંડ્યો. ધનુષ્યની દોરીઓ પાણીથી ભીંજાઇને બહુધા નિર્બલ થઈ ગઈ હતી, એટલે તેમનામાં અક્કડતા રહી નહોતી. એ વાત જાણતાં જ તે સર્વના ધૈર્યનો લોપ થઈ ગયો. છતાં પણ ધૈર્ય ધારીને ધનુષ્ય પીઠે લટકાવી મ્યાનમાંથી તલવારો કાઢી હાથમાં રાખીને પ્રસંગ આવે તો તેની સામે થવાની તૈયારી કરીને પાછા તેઓ ચાલવા લાગ્યા.

બાપ્પાનું મિત્રમંડળ પણ પર્વતની તળેટીમાં જ હતું. તેમનાં પણ વાઘણની ભયંકર ગર્જના સાંભળતાં જ અવસાન ઉડી ગયાં. એટલામાં તો પર્વતની એક કંદરામાંથી કાવરી બાવરી બનેલી વાઘણ પોતા તરફ આવતી તેમના જોવામાં પણ આવી. એટલે કોઈ વૃક્ષપર ચઢી જઇને પોતાનો બચાવ કરવાની યુક્તિ તેમણે શોધી કાઢી. એ યુક્તિને અનુસરીને પ્રથમ બીકણ અને નાની ઉમ્મરના મિત્રો વૃક્ષ પર ચઢયા ને ત્યારપછી બીજાઓ પણ ચઢી ગયા. બાપ્પા, એ વેળાએ હજી નીચે જ ઊભેલો હતો. એના અંગમાં એ ક્ષણે એક પ્રકારનું અદ્ભુત અવસાન આવી ગયું હતું. અંતે એ અને બીજા બે ત્રણ હૃષ્ટ પુષ્ટ અને ધૈર્યવાન્ મિત્રો એક બીજા વૃક્ષપર ચઢીને બેઠા. સઘળા પાસે ધનુષ્ય અને બાણ તો હતાં જ, અને કેટલાકો પાસે તો નાની નાની તલવારો પણ હતી.

વાઘણ પોતાના પતિના શબને જોતાં જ ગગનભેદક આક્રાંત કરવા લાગી, અને પોતાનું પૂછડું પછાડીને ભૂમિને તેણે કંપાયમાન કરી દીધી. તેમ જ કાવરી બાવરી બનીને તે અહીંતહીં દોડવા લાગી. એટલામાં તેને ત્યાં મનુષ્યો હોવાનો ભાસ થતાં જ અમુક અનુરોધ રાખીને તે ઠાકોરપુત્ર અને તેના મિત્રોવાળી દિશામાં આવી પહોંચી અને તેમની એક બીજા સાથે આંખો મળી ગઈ. ઠાકોરપુત્ર અને તેના મિત્રો તે વાઘણનું ઉગ્રતમ સ્વરૂપ જોઈને અને પોતાના ધનુષ્યોને દોરી ઢીલી થવાથી નિરુપયોગી થયેલાં જાણીને "આના પંજામાંથી છૂટવાનો શો ઉપાય કરવો ?" એની ચિંતામાં પડી ગયા. તથાપિ તેમણે વાઘણને તળેટીમાં લાવીને ખુલ્લા મેદાનમાં તેની સામે થવાનો ઠરાવ કર્યો; અને તે પ્રમાણે તેમણે પોતા તરફથી તેને ડરાવવાના પેંતરા કરવાની શરૂઆત કરી. વાઘણ પણ ચીકારોપર ચીકારો કરતી તેમનામાં ધ્યાન રાખીને તેમની પાછળ પાછળ દોડવા લાગી. સદ્ભાગ્યયોગે

ઠાકોરપુત્રનો ઉદ્દેશ ઘણેક અંશે સફળ થયો. તો પણ તે પોતે તળેટીમાં પહોંચવા પહેલાં જ તે વાઘણના પંજામાં સપડાઈ જવાની અણીપર આવી લાગ્યો. તેમનામાં માત્ર વીસ પચ્ચીસ હાથનો જ અંતર રહેલો હતો, અને તે પોતે જે સ્થાને ઉભો હતો, ત્યાંથી ન્હાસવાનો સગવડ ભરેલો માર્ગ ન હોવાથી એ અંતરને વધારવાનો કોઈપણ ઉપાય હતો નહિ. આવો જીવ સટોસટનો પ્રસંગ હોવા છતાં પણ એ વાઘણનો શિકાર કર્યા વિના ન્હાસી જવાનું–બાયલાને છાજે તેવું કામ કરવાનું–તેને યોગ્ય લાગ્યું નહિ. કારણ કે, "ક્ષત્રિયનો પુત્ર હાથમાં આવેલા શિકારને છોડીને ન્હાસી ગયો!" એવી ચર્ચા જનસમાજમાં ન જ થવી જોઇએ, એમ તેનું હૃદય તેને વારંવાર કહ્યા કરતું હતું. ઠાકોરપુત્ર ઉભો હતો, ત્યાંથી બાપ્પા અને તેના મિત્રો જે વૃક્ષપર ચઢીને બેઠા હતા, તે વૃક્ષોનો સમૂહ કાંઈ ત્રીસ કે ચાળીસ હાથ કરતાં વધારે અંતરપર હતો નહિ. બાપ્પા વગેરે આ બધો દેખાવ સારી રીતે જોઈ શકતા હતા. તેમાં પણ બાપ્પાને તો એનું સર્વ કરતાં વધારે જ કૌતુક ભાસતું હતું અને તેના મનનો ઉત્સાહ વધતો જતો હતો. તેણે પોતાનું ધનુષ્ય બાણ ચઢાવીને સજ્જ કરી રાખ્યું હતું; અને પ્રતિક્ષણે તે વાઘણ પોતાના દાવમાં આવે અને ચીત થઈ જાય, તો જ મઝા પડે, એવો તે વિચાર કર્યા કરતો હતો.

વાઘણને ચાર જણે ચારે બાજુએથી રોકીને વચમાં ફસાવી દેવી અને ત્યાર પછી સાવધતા રાખી પાસે પાસે થઈ, તેને અંગપર આવવા દઇને ઠાર કરી નાખવી, એવો ઠાકોરપુત્રના મંડળનો સંકેત થયેલો હોવાથી તે પ્રમાણેના પંતરા કરવાનો તેમણે આરંભ કરી દીધો. વાઘણ થોડીવાર સૂધી તો જરાક ગભરાટમાં પડી ગઈ, પરંતુ પાછળથી હિંમત લાવીને એક ચીત્કાર કરી સારી રીતે નેમ તાકીને તેમનામાંના એકપર તેણે એવી તો તરાપ મારી કે, પોતાના બચાવનો તેને વખત ન મળવાથી તત્કાળ તે તેના પંજામાં સપડાઈ ગયો. ઠાકોરપુત્ર અને બીજા મિત્રો તેની સહાયતામાટે દોડી ગયા, અને તેણે પોતે પણ વાઘણને પેટમાં તલવાર ભોકી દેવાનો પ્રયત્ન કર્યો. પણ તે વાર ખાલી જવાથી તે નિરુપાય થયો. વાઘણને એ વારથી એક જખમ તો થયો જ. સારું થયું કે, સાથીનું માથું વાઘણના હાથમાં આવ્યું નહોતું, નહિ તો તે ક્ષણે જ તે રામ બોલો થઈ ગયો હોત. વાઘણનો પંજો છાતીમાં પેસવાથી તેની છાતીમાંથી રક્તનો પ્રવાહ વહેવા માંડ્યો. એટલામાં પોતાને મારવાને બીજા ત્રણ જણને આવતા જોઇને વાઘણે તેને છોડી દીધો, અને પાછી દાવ સાધીને તે ઠાકોરપુત્રના શરીરપર ઉછળી. ઠાકોરપુત્રે પણ અણીનો વખત જાણીને મહા ધૈર્યથી તેની સાથે મલ્લયુદ્ધ કરવાનો નિશ્ચય કરીને પોતાના સ્થાનપરથી લેશ માત્ર પણ ન ચળતાં સામેથી જ તેને પોતાના અંગપર આવવા દીધી. વાઘણે પણ એવી નેમ સાધી હતી કે, એકદમ તે તેના તલવારવાળા હાથપર જ જઇને પડી. એથી થયું એમ કે, તેના હાથમાંની તલવાર તો પડી ગઈ, પણ પોતાના હાથમાં તેના પંજા પકડી લેવાનો દાવ તેને ફાવ્યો. થઈ ચૂક્યું. બન્નેની ઝુંબેસની શરુઆત થઈ ચૂકી. તેના બીજા સાથીઓની વાઘણના શરીરપર હલ્લો કરવાની હિંમત થઈ નહિ. વળી મલ્લયુદ્ધ કરતાં તે ઠાકોર અને વાઘણ ગમે ત્યાં આડાં અવળાં થયાં કરતાં હતાં–તેમનું નિશ્ચિત એક સ્થાન રહ્યું નહોતું. એટલે એક નેમ ધરીને વાઘણપર વાર કરવાની મોટી પંચાત થઈ પડી હતી. તેથી માત્ર બીવરાવવા વિના વાઘણને મ્હાત કરવાનો તેના મિત્રોના હાથમાં બીજો એક પણ ઉપાય હતો નહિ. ઠાકોરપુત્ર અદ્યાપિ પોતે ઘણું જ ધૈર્ય ધારીને લડ્યા કરતો હતો. તેના દંડ અને ઉરોભાગમાંથી રક્તની એક સરખી ધારા વહેતી હોવા છતાં

પણ તેણે પોતાનું માથું વાઘણના પંજામાં આવવા દીધું નહોતું. પરંતુ એ સ્થિતિ હવે વધારે વાર ટકી શકે, એવો સંભવ જણાતો નહોતો.

બાપ્પા અને તેના સાથીઓએ તે વાઘણને બીવરાવવામાટે વૃક્ષોપરથી જોર જોરથી બૂમો પાડવા માંડી, પરંતુ તે વાઘણના મનમાં એ બૂમોનું લેશ માત્ર પણ પરિણામ ન થતાં, તે તો સામી જીવપર ઉદ્દાર થઇને વધારે જ ચીડાઈ ગઈ. તેને ડરાવવાના ઠાકોરપુત્રના સોબતીઓએ પણ અનેક પ્રયત્નો કર્યા; પણ સર્વ વ્યર્થ. રક્તસ્રાવને લીધે ઠાકોરપુત્રની શક્તિની ક્ષણે ક્ષણે વધારે અને વધારે ક્ષીણતા થતી જતી હતી, અને તેથી તેને પોતાના જીવવાની બહુ જ થોડી આશા રહી હતી. લડતાં લડતાં તે અને વાઘણ બાપ્પા જે વૃક્ષપર બેઠેલો હતો, ત્યાંથી દશ બાર હાથના અંતરપર આવી લાગ્યાં. એ વેળાએ બાપ્પાના મનમાં શરસંધાન ચલાવવાનો વિચાર આવ્યો. પરંતુ તેમનાં સ્થાનો એટલી તો ત્વરાથી બદલાઈ જતાં હતાં કે, એકને મારતાં બાણ ક્યાંક બીજાને જ વાગી જશે તો? એવી વારંવાર ભીતિ થયા કરતી હતી. બાપ્પા તરફના બે છોકરાઓ એકવાર તો સર્વથા બાણ ચલાવવાની તૈયારીમાં હતા, તેમને બાપ્પાએ અટકાવીને કહ્યું કે:—

"જો ખરેખરી શૌર્ય બતાવવાની કોઈ વેળા હોય, તો તે આ જ છે. આપણે અત્યારે નીચે ઊતરી તલવારથી જ એ વાઘણના સમાચાર લેવા જોઇએ. એમ કરવા વિના ઠાકોરપુત્રના બચવાનો સંભવ નથી જ."

એ સાંભળીને એક સોબતીએ જવાબ આપ્યો કે, "ના રે ભાઈ! એમ કરવું અને મરણને પોતે જ બોલાવવું બરાબર છે. માટે આપણી તો એમાં અક્કલ ચાલતી નથી."

"જેવી તમારી ઇચ્છા. હું તો ઝાડપરથી ઊતરીને આ મારી નાનકડી તલવારથી એ વાઘણના સમાચાર લઇને એ ઠાકોરપુત્રના પ્રાણ બચાવવાનો જ. પછી જે થવાનું હોય તે થાય, એની મને જરાય દરકાર નથી. વાઘણ સાથે આવી રીતે અપૂર્વ શૌર્યથી લડતા એક અદ્વિતીય યોધાને જો આવી વેળાએ આપણે સહાયતા ન કરીએ, તો પછી આપણું જીવન શા ઉપયોગનું?"

એમ કહેતાંની સાથે જ દશ વર્ષના વયનો બાળક બાપ્પા રાવળ તત્કાળ વૃક્ષપરથી નીચે ઊતર્યો, અને તેના સોબતીઓ તેને અટકાવતા છતાં તેણે વેગથી પરંતુ છૂપી છૂપીને વાઘણની પીઠ પર હલ્લો કર્યો. એટલામાં એના વાર કરવાની પળે જ વાઘણે તેના શ્વાસોચ્છવાસનો ધ્વનિ સાંભળ્યો, અને તેવો જ પોતાના પંજામાં સપડાયલા શિકાર સહિત બાપ્પા તરફ ફરવાનો યત્ન કર્યો. તથાપિ બાપ્પાએ મોટેથી બૂમ મારીને ઠાકોરપુત્રને કહ્યું કે;—

"વીર પુરુષ! ડરીશ નહિ. ધૈર્ય ધર. આ જો, મેં એને ઠાર કરી જ સમજજે. માત્ર તું એનો પંજો છોડીશ નહિ."

એમ કહીને તેણે તે વાઘણની પીઠપર એવો તો સફાઇથી તલવારનો વાર કર્યો કે, સર્વના મુખમાંથી "વાહવાહ–વાહવાહ"ના ઉદ્દ્ગારો નીકળેલા સાંભળવામાં આવ્યા. તલવારનો ઘા પડવાથી છેડાયલી વાઘણે એવા તો આવેશથી ઠાકોરપુત્રને એક આંચકો આપ્યો કે, નિરુપાય થઈ જવાથી તેને તેનો પંજો છોડવો જ પડ્યો. પંજો છૂટતાં જ તેને ત્યાં જ મૂકીને તે બાપ્પાના શરીરપર ઊછળી. પરંતુ તેટલા અવકાશમાં બહુ જ ચપળતાથી બાપ્પાએ તેના શરીરમાં તલવારનો

એક બીજો ભયંકર વાર કરીને તેને મરણતુલ્ય ઘાયલ કરી નાખી. ઠાકોરપુત્રે પણ એ અમૂલ્ય પ્રસંગને વ્યર્થ જવા દીધો નહિ. પોતાના શરીરમાં અવસાન-શક્તિ-ન રહેલું હોવા છતાં પણ એક હાથે પોતાની કમ્મરમાંની કટાર કાઢીને તેણે તે વાઘણના પેટમાં ભોકી દીધી. પરંતુ ઠાકોરપુત્રને એ કટાર પાછી કાઢવાનું ભાન રહ્યું નહિ, અને રક્ત વધારે વહેલું હોવાથી તેને મૂર્છા આવી ગઈ. માત્ર તે હવે બહુધા વાઘણના પંજામાંથી મુક્ત થઈ ચૂકયો હતો; પરંતુ એનું પણ તેને ભાન હતું નહિ. બાપ્પાએ છેવટના એક વારથી તે વાઘણનો શિરચ્છેદ કરી નાખ્યો.

પોતાનું કાર્ય પૂરું કરીને "હજી ઠાકોરપુત્ર શું કરે છે? દૂર કેમ નથી થયો?" એમ ધારીને જેવો બાપ્પા જુએ છે, તેવો તે પાસે જ તેને મૂર્છિત થઇને પૃથ્વીપર પડેલો દેખાયો. બાપ્પાના મિત્રો પણ બધા હવે ઝાડપરથી નીચે ઊતરી આવ્યા હતા, તે પણ એ તરફ આવવા લાગ્યા બાપ્પાએ ઠાકોરપુત્રને શુદ્ધિમાં લાવવાના યત્નો કરવા માંડ્યા. એટલામાં ઠાકોરપુત્રના મિત્રો પણ પોતાના વાઘણના પંજાથી પ્રથમ ઘાયલ થયેલા સોબતીને ઊપાડીને ત્યાં આવી લાગ્યા. ધીમે ધીમે ઠાકોરપુત્ર સાવધ થવા માંડ્યો. ઈશ્વરની કૃપાથી સર્વ સારું થવાનો સ્પષ્ટ સંભવ દેખાવા લાગ્યો. યથાવકાશ બાપ્પાના સાહસ અને પોતાના બચાવની પરસ્પર સંબંધ ધરાવતી કથા જ્યારે ઠાકોરપુત્રના જાણવામાં આવી, ત્યારે તેના હૃદયમાં બાપ્પામાટે બહુ જ આદરબુદ્ધિ ઉત્પન્ન થઈ. બાપ્પાને આ પ્રથમ જ આવેલો આવો સંકટનો પ્રસંગ એક ઉત્તમ પાઠ જેવો થઈ પડ્યો. તેના મનમાં એથી મહત્ત્વાકાંક્ષાના અંકુરનો ઉદ્ભવ થયો. તેને પોતાની શક્તિ અને પરાક્રમશીલતાનો આજે પૂરેપૂરો અનુભવ થયો. તાત્પર્ય કે, એ પ્રસંગના સંયોગે બાપ્પાની અને ઠાકોરપુત્રની પરસ્પર મૈત્રીનું બીજ રોપાયું, અને તેથી તેના આયુષ્યક્રમને વિચરવાનો એક નવો જ માર્ગ મળ્યો. તે શો અને કેવી રીતે ઇત્યાદિ મનોરમ વૃત્તાંત હવે પછી વર્ણવવામાં આવશે.

આવા એક અદ્વિતીય પરોપકારી અને શૂરવીર પુરુષમાટે કોઇના મનમાં પણ માન ઉત્પન્ન થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. એવા હિંમતબહાદુર નરપુંગવો જ રાજ્યના સંકટમય શકટને પોતાના બાહુબળ અને બુદ્ધિબળરૂપ અશ્વોની સહાયતાથી નિર્વિઘ્ન ચલાવી લઈ જઈ શકે છે. પરાક્રમહીન અને સ્વાર્થીજનો જેમ માતૃયૌવનવનકુઠાર થઈ પડે છે, તેમ જ તેઓ લોકોના આદરને પાત્ર પણ થઈ નથી શકતા. એટલા માટે જ એમ કહેવામાં આવે છે કે, "આ પરિવર્ત્તનશીલ સંસારમાં જન્મતું કોણ નથી? પણ જન્મવાની સાર્થકતા તો માત્ર તેની જ છે કે, જેના જન્મવાથી વંશની કાંઈ પણ ઉન્નતિ થઈ શકે." આજે આવું અલૌકિક કૃત્ય કરીને બાપ્પાએ પોતાના વંશને દરિદ્રાવસ્થામાં છતાં પણ ઉન્નતિશીલ બનાવ્યું, એટલા માટે ખરેખર જ તેના જન્મની સાર્થકતા થયેલી ગણી શકાય; એમાં લેશ માત્ર પણ શંકાનું સ્થાન નથી જ. વળી એક કવિએ નિમ્નલિખિત ઉદ્ગારો કેટલા બધા સત્ય અને અર્થપૂર્ણ કાઢ્યા છે!

દોહરો—"જનની! જણ તો હરિભગત, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, રખે ગમાવે નૂર!"



# સપ્તમ કિરણ

## સમરસિંહ

"Friendship! Mysterious cement of the soul!
Sweet'ner of life! and solder of society!"

*Blair.*

ગત કિરણમાં વર્ણવેલી ઘટનાને કેટલાક દિવસ વીતી ગયા છે. એક દિવસે બપોરના વખતે **સુશર્મા**ના ગૃહમાં એક તરુણ ક્ષત્રિય વીર અને **સુશર્મા** વાતો કરતા બેઠા હતા. **બાપ્પા** પણ પાસે તેમની વાતો સાંભળતો બેઠેલો હતો. **સુશર્મા**ની પત્ની ઘરના કામકાજમાં રોકાયલી હતી.

"મહારાજ! આ બાળક આપના ઘરમાં એક દેવ જ અવતર્યો છે, એમાં જરા પણ સંશય નથી. નહિ તો, એક દશ વર્ષના બાળકના અંગમાં આવું શૌર્ય અને આવો પરાક્રમો હોય, એ માનવામાં જ કેમ આવે? એ કોઈ સાધારણ નહિ, પણ અલૌકિક પુરુષ જ છે." **સમરસિંહે** **બાપ્પા**ની સ્તુતિ સાથે પોતાના બોલવાનું મંગળાચરણ કર્યું.

પ્રિય વાચક! એ **સમરસિંહ** બીજો કોઈ જ નહિ, પણ **બાપ્પા**એ જેને વાઘણના પંજામાંથી બચાવ્યો હતો, તે ઠાકોરપુત્ર જ હતો. એ **સમરસિંહ** તે **ભંડેરગઢ**ના ઠાકોર **વીરસિંહ**નો પાટવી પુત્ર થતો હતો. **બાપ્પા** સાથે તેની મૈત્રી થવાનું પરિણામ એ થયું કે, તે પોતે પોતાનું થોડુંક સૈન્ય લઇને **બાપ્પા**ને ત્યાં આવ્યો અને ત્યાં એક બીજાની ઓળખાણ થવા પછી તેમ જ યોગ્ય આદરાતિથ્ય અને શિષ્ટાચાર પ્રમાણેનો વાર્તાલાપ થવા પછી, **સમરસિંહે** ઉપર પ્રમાણે **બાપ્પા**ના સ્તુતિસ્તોત્રનું ગીત ગાયું.

"એ ઈશ્વરની અને આપના જેવા અમારા શુભચિન્તકોની કૃપા અને સદ્દભાવનાનું જ ફળ છે." એમ કહીને વિપ્ર **સુશર્મા**એ વિનયપૂર્વક પૂછ્યું કે, "એ તો ઠીક, પરંતુ મારા જેવા એક દીન અને દરિદ્રી બ્રાહ્મણને ત્યાં ખાસ આપનું પધારવું શા ઉદ્દેશથી થયું છે, તે જો અડચણ ન હોય, તો કૃપા કરીને કહી સંભળાવશો?"

"મારો ખાસ આવવાનો ઉદ્દેશ એટલો જ છે કે, જો આપ આજ્ઞા આપો, તો હું આ મારા પ્રાણપ્રિય મિત્રને મારે ઘેર લઈ જઇને રાખું. આપ મારી વિનતિ માન્ય કરશો જ, એવી આશાથી જ મેં આપનાં ચરણમાં આવવાનું સાહસ કરેલું છે. એનો મારાપર એટલો મોટો ઉપકાર થયેલો છે કે, તેનો બદલો તો કોઈ કાળે પણ વાળી શકાય તેમ નથી જ. છતાં એની થોડી ઘણી સેવા કરવાનો મારો મનોભાવ છે." **સમરસિંહે** તેવા જ વિનયથી ઉત્તર દીધું.

**સમરસિંહ**ની એ માગણી સાંભળીને **સુશર્મા**ના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક થવા લાગ્યા. તેને પ્રથમ એવો વિચાર આવ્યો કે, "મારે એની વિનતિને માન આપવું જ જોઇએ." વળી મનમાં એવો ભાવ ઉત્પન્ન થયો કે, "એમ કરવામાં અપાય થવાનો સંભવ પ્રત્યક્ષ જણાય છે." એવા પરસ્પર વિરુદ્ધ વિચારોથી તેનું અંતઃકરણ ક્ષુબ્ધ થતાં તેણે સાશંક મુદ્રાથી **બાપ્પા** તરફ નજર કરી, અને એના ઉત્તરમાં **બાપ્પા**એ પણ કાંઈ એવી મુદ્રા કરી કે, **સુશર્મા**ના મનોવિક્ષોભમાં ન્યૂનતાને બદલે સામી વૃદ્ધિ જ થતી ગઈ. અંતે તેણે **સમરસિંહ**ને એવું ઉત્તર આપ્યું કેઃ-

"આપના જેવા એક મહાનુભાવની વિનતિ અમાન્ય કરવી, એ જો કે શિષ્ટાચારનું લક્ષણ તો નથી જ. વળી આપના મહાલયમાં આ રાજતનયનું મારા ઘર કરતાં વધારે સારું લાલનપાલન થશે, એ પણ હું સારી રીતે જાણું છું. આપનો તો આ બાળકમાં નિષ્કપટ સ્નેહ બંધાયલો છે, અને તે સ્નેહ દિવસે દિવસે વધતો જ જવાનો, એ વિશે પણ મારે સંશય કરવાનું કશું પણ કારણ નથી. કારણ કે, આપ આ સુદેવને પોતાનો પ્રાણદાતા ધારો છો. એ બધી વાતો ખરી; પરંતુ સુદેવ ઘણો જ ઉચ્છૃંખલ બાળક છે. અદ્યાપિ એને જગતનો લેશ માત્ર પણ અનુભવ થયો નથી; અને અનુભવ હોવા જેટલી હજી એની અવસ્થા પણ થઈ નથી. હજી તો હમણાં જ એને દશમું વર્ષ પૂરું થયું છે. આ ત્રણ વર્ષનો હતો, ત્યારે એની માતાએ એનો હાથ મને સોંપ્યો હતો, અને પતિના પિંડ સાથે બળીને પોતે સતી થઈ હતી. તે સાધ્વીને મેં એવું વચન આપ્યું હતું કે, એ મોટો થશે, ત્યાં સુધી હું એનું પાલન કરીશ. એ વચનને કદાચિત્ બાધ આવે, એની જ રહી રહીને મને ભીતિ થયા કરે છે. બીજું ના પાડવાનું કશું પણ કારણ નથી."

વિપ્રનું એ ઉત્તર સાંભળીને સમરસિંહ કાંઇક વિચારમાં પડી ગયો, અને થોડી વાર રહીને પૂર્વ પ્રમાણે જ વિનયપૂર્વક કહેવા લાગ્યો કે, "ભૂદેવ! કદાચિત્ આ બાળકના જીવનને કાંઈ પણ હાનિ થાય, એવી આપના મનમાં શંકા હોય, તો તે કાઢી નાખજો. મનુષ્યમાં પ્રામાણિકતાનો ગુણ જ મુખ્યત્વે હોવો જોઇએ. શ્વાનમાં એ ગુણ પૂર્ણાંશે રહેલો છે, પણ આજ કાલના મનુષ્યોમાં તે કવચિત્ જ મળી આવે છે, તેથી આપના મનમાં શંકા થાય, એ સ્વાભાવિક છે. છતાં પણ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મારામાં અપ્રામાણિકતા નથી."

"શું આ આપનું ઘર નથી? હું નથી સમજી શકતો કે, આપના જેવા રાજપુરુષના મહાલયમાં મારા આ પાળેલા દીન પુત્રના પ્રવેશથી એટલી બધી તે શી શોભા આવી જવાની હતી! આવા દીન બ્રાહ્મણના પાળેલા બાળક સાથે આવી ગાઢ મિત્રતા રાખવાથી સંભાવિત પુરુષો કદાચિત્ આપની જ નિન્દા કરે, એવો સંભવ છે." સુશર્માએ પાછો વાતને ટાળવાનો યત્ન કરી જોયો.

"પ્રેમ એક અલૌકિક વસ્તુ છે. એને રંગ, રૂપ, ધનતા કે નિર્ધનતાની કશી પણ આવશ્યકતા હોતી નથી. પ્રેમ કોનામાં અને કેવા પ્રકારે બંધાઈ જશે, એ કોઇથી પણ કહી શકાતું નથી. પ્રેમ સદા સર્વદા અંધ હોય છે. પરમેશ્વરે એ પ્રેમવિકારની ભાવના પ્રાણિમાત્રના હૃદયમાં ઉત્પન્ન કરેલી છે. એ પ્રેમ પ્રામાણિકતા અને શાંતિથી અપરિમિત અને અસહ્ય સંકટો તથા દુ:ખો દીર્ઘકાલ સહન કરવાને શક્તિમાન્ છે. એ ઈશ્વરીય પ્રેમપ્રવાહનો ઉદ્ભવ માનસિક અને નિરપેક્ષ હોય છે. એ કદાપિ વિષયો કિંવા મનોવિકારોને આધીન થતો નથી. અને નિંદા કે સ્તુતિનું એને ભાન જ હોતું નથી." સમરસિંહે તત્ત્વજ્ઞાનથી ભરેલું માર્મિક ઉત્તર આપ્યું.

"ત્યારે એને લઈ જવાનો આગ્રહ તો તમે છોડવાના નથી જ, કેમ?" સુશર્માએ વળી પાછો સવાલ કર્યો.

"એ આગ્રહ નહિ, પણ અભ્યર્થના જ છે. જો બાળક માટે ચિન્તા જ થતી હોય, તો આપ પણ ત્યાં જ પધારો. આપના નિવાસમાટેની યથાયોગ્ય સર્વ વ્યવસ્થા કરી આપવામાં આવશે. ત્યાં જ અગ્નિહોત્રનું કાર્ય પવિત્રતાથી ચલાવ્યા કરજો. યોગક્ષેમની આપે લેશ માત્ર પણ ચિંતા કરવી નહિ." સમરસિંહે સુશર્માને પણ ચાલવાનો આગ્રહ કરતાં કહ્યું.

તેણે જ્યારે આવી આગ્રહપૂર્વક અને ખરા પ્રેમથી પ્રાર્થના કરી, ત્યારે સુશર્મા સર્વથા નિરુપાય થઈ ગયો. છતાં પણ તે માની બ્રાહ્મણે પોતાની નિઃસ્પૃહતાનું તો દર્શન કરાવ્યું જ. સમરસિંહની બીજી પ્રાર્થનાના પ્રત્યુત્તરમાં તેણે જણાવ્યું કે;–

"અગ્નિનારાયણના પ્રતાપથી મને અહીં પણ કોઈ વસ્તુની ન્યૂનતા નથી, અને ઘેર બેઠાં પૂર્વજોના પુણ્યવડે જે કાંઈ પણ મળે છે, તેના કરતાં વધારે મેળવવાની મારી ઇચ્છા પણ નથી. હું સુદેવને એક સપ્તાહની રજા આપું છું; પણ આઠમે દિવસે એને પાછો કૃપા કરીને અહીં પહોંચાડી દેજો."

"આપની આજ્ઞા શિરસાવંદ્ય છે. આ કૃપામાટે આપનો હું આજન્મ ઋણી થયો છું." એમ કહીને પોતાના પ્રાણદાતા મિત્ર સુદેવ (બાપ્પા)ને લઇને સમરસિંહ પોતાના ગૃહ–એટલે ભંડેરગઢ તરફ જવાને નીકળ્યો.

'મિત્ર' એ વિશેષણ કોઇના નામ સાથે આજે નિર્ભયતાથી જોડી શકાય એમ છે ખરું કે? ના. દુઃખ અને સુખમાં સમાન રહીને સહાયતા કરે, તે જ ખરો મિત્ર કહેવાય છે, અને એવો મિત્ર કોઇને કવચિત્ જ મળી આવે છે. સમરસિંહ, બાપ્પાનો એવો દુર્લભ મિત્ર થઈ પડે, તો તો પછી તે બાપ્પાના જેવો ભાગ્યશાળી બીજો કોઈ પુરુષ હોઈ જ કયાંથી શકે? વારુ જે થશે તે પોતાની મેળે જ જણાઈ રહેશે.

---

## અષ્ટમ કિરણ

## ભંડેરગઢમાં સાત દિવસ

વીરસિંહ-સમરસિંહનો પિતા, તે ભંડેરગઢ અને તેના આસપાસના વીસ પચીસ ગાઉ જેટલા ફરતા પ્રદેશનો ધણી હતો. તે જાતિનો યદુવંશીય ક્ષત્રિય હતો; અને તે પોતાના વંશનું મુખ્ય કર્ત્તવ્ય જે ગોપાલન, તે ઉત્તમ પ્રકારે ચલાવ્યા કરતો હતો. તેની ગોશાળામાં નિત્ય સહસ્રાવધિ ગાયો પોષાતી જોવામાં આવતી હતી. પોતાના પુત્રના એ નવીન મિત્રની એકંદર ચર્યાનું અવલોકન કરતાં તે મહાન્ પરાક્રમી અને ભાગ્યવાન્ નિપજવાનો, એવો વીરસિંહનો દૃઢ નિશ્ચય થઈ ગયો. બાપ્પા અને સમરસિંહ જ્યાં ત્યાં સાથેના સાથે જ ફરતા હતા અને એક મોટો અને બીજો નાનો એવી મિત્રોની વિચિત્ર જોડી જોઇને ગઢમાંના સર્વ લોકો સર્વથા આશ્ચર્યચકિત થઈ જતા હતા. સમરસિંહ ખાસો બાવીસ ત્રેવીસ વર્ષના વયનો તરુણ અને બાપ્પા માત્ર દશ વર્ષનો બાળ, એટલે લોકોના મનમાં એમની મિત્રતામાટે કૌતુક થવું જ જોઇએ. એક બાલ્યાવસ્થાથી જ સર્વ પ્રકારના સ્વતંત્ર રાજ્યૈશ્વર્યમાં વધીને મોટો થયેલો અને બીજો ધર્મપિતા અને ધર્મમાતાના ગૃહમાં શુષ્ક બ્રાહ્મણી અન્નભક્ષણથી પોષાયલો. એવી રીતે તે બન્નેની પરિસ્થિતિમાં જો કે મહાન્ ભેદ રહેલો હતો, તોપણ તેમને જોનારાઓના હૃદયમાં તેમનામાટે જે ભાવ બંધાતો હતો, તેમાં એ ભેદને થોડીવારને માટે પણ સ્થાન મળી શકતું નહોતું. એટલું જ નહિ, પણ કેટલીકવાર તો એ ભેદથી સર્વથા વિચિત્ર ઘટના જ બની જતી હતી. માત્ર બે ત્રણ દિવસ વીત્યા એટલામાં તો પ્રજાજનો સમરસિંહ કરતાં બાપ્પાને જ વધારે માનની દૃષ્ટિથી જોવા લાગ્યા. તે રોજરોજ નવીન નવીન એવી તો સાહસથી ભરેલી અને ચાતુર્યપૂર્ણ કૃતિઓ કરતો રહેતો હતો કે, તે જોઇને સર્વજનો વિસ્મયમાં તલ્લીન થઈ જતા હતા. શસ્ત્રવિદ્યા અને અશ્વારોહણ ઇત્યાદિ ક્ષત્રિયોને

આવશ્યકીય વિદ્યાઓનું તેને પદ્ધતિ પ્રમાણે તો શિક્ષણ મળ્યું નહોતુંજ. તેમાં પણ ઘોડે બેસવાનો તો એ ગઢમાં આવતાં તેને પ્રથમજ પ્રસંગ મળ્યો હતો, એમ કહેવામાં કશી પણ અડચણ આવે એમ નથી. ભિલ્લ બાળકોની સંમતિથી તે માત્ર શરસંધાન કરવામાં સારો નિષ્ણાત થયો હતો, તેમજ પોતાની નાની નાજુકડી તલવારનો તે શિક્ષણ વિના પણ બહુજ સારો અને સફાઇથી ઉપયોગ કરી શકતો હતો. પરંતુ ભંડેરગઢમાં આવ્યા પછી જેમ જેમ સમરસિંહ પોતાના એ કિશોરવયસ્ક પ્રાણદાતા મિત્રને મલ્લશાળા, અશ્વશાળા અને શસ્ત્રાગાર ઇત્યાદિ સ્થાનોમાં લઈ જવા લાગ્યો, તેમ તેમ પ્રથમ કૌતુક અને પછી સ્વભાવસિદ્ધ મહત્ત્વાકાંક્ષાથી બાપ્પા તે તે વિષયમાં પોતાનું જ્ઞાન વધારવાની એટલી બધી ઉત્કટ ઇચ્છા બતાવવા લાગ્યો, કે તેના કેટલાક અદ્ભુત પ્રશ્નો સાંભળીને સર્વ જન તેની સહસ્રમુખે એક સરખી પ્રશંસા કરવામાંજ પ્રવૃત્ત થઈ ગયા. સમરસિંહે પણ બાપ્પાના પ્રશ્નોનાં બની શકે ત્યાંસુધી પ્રયોગ સહિત ઉત્તરો આપવાની પૂર્ણ ઉદારતા કરી. તૈલબુદ્ધિ ધરાવતા બાપ્પામાટે એટલુંજ બસ હતું. તે પોતે નજરે નિહાળેલી કેટલીક કૃતિઓનું ત્યાંને ત્યાંજ એટલી બધી ચતુરતાથી અનુકરણ કરી બતાવતો કે, બધા મોઢામાંજ આંગળી ઘાલી રહેતા. કહેવાનું તાત્પર્ય એટલુંજ કે, ભંડેરગઢમાં વીતાડેલા સાત દિવસમાં બાપ્પાએ સામાન્ય મનુષ્ય સાત વર્ષમાં પણ ભાગ્યેજ શીખી શકે, તેટલી કળાઓનો બહુધા પરિપૂર્ણ અભ્યાસ કરી લીધો, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિ કરી છે, એમ કહેવાઈ શકાશે નહિજ. વીરસિંહ તો બાપ્પાની આવી અલૌકિક ચેષ્ટાઓ જોઇને તેમાં એવો લુબ્ધ થઈ ગયો હતો કે, તેને તે પોતાનો નાનો છોકરો કરી લેવાની અણીપર આવી પહોંચ્યો હતો. એક દિવસે સંધ્યા સમયે ઠાકોર વીરસિંહ પોતાના આંગણામાં પોતાના પાંચ દશ મિત્રો સાથે હુક્કો પીતો બેઠો હતો અને સમરસિંહ તથા બાપ્પા પણ એટલામાં અચાનક ત્યાં આવી લાગ્યા. વાતપરથી વાત નીકળતાં વીરસિંહે બાપ્પાને પ્રશ્ન કર્યો કે;—

"વીરપુત્ર! અહીં આવ્યા પછી તમે મલ્લશાળા, અશ્વશાળા અને શસ્ત્રાગાર ઇત્યાદિ જોયાં, તો ખરાં, પણ એ કળા અને વસ્તુઓનો કેવા પ્રસંગે અને કેવી રીતે ઉપયોગ કરવો જોઇએ, તે તો કહી સંભળાવો."

આજ્ઞા થતાંજ સાહસી બાપ્પાએ તેજસ્વી મુખમુદ્રાથી હિંમત રાખીને જવાબ આપ્યો કે, "અશ્વશાળામાંના ચપળ અશ્વપર સ્વારી કરી, અંગપર શસ્ત્રાગારમાંનાં શસ્ત્રાસ્ત્રો ધરી મલ્લસેનાની સહાયતાથી શત્રુના સમૂહમાં નિર્ભયતાથી તૂટી પડવું, એજ એ વસ્તુઓનો ઉપયોગ છે. ધનુષ્યનો ટંકાર કરી રિપુના ઉરમાં શરસંધાન કરવું, ગદાના પ્રહારથી શત્રુનાં શરીરોને ચૂર કરી નાખવાં, દુંદુભિના નાદથી ઉન્મત્ત થઈ હસ્તમાં અસિ ધારી શત્રુને સંહારીને વિજય મેળવી પાછા ફરવું; એવા પ્રસંગેજ એ કળા અને એ વસ્તુઓનો ઉપયોગ થવો જોઇએ."

"ધન્ય, ક્ષત્રિય બાળ! ધન્ય!!" ત્યાં બેઠેલા સર્વ જનોએ બાપ્પાનું એ ઉત્તર સાંભળીને એકી અવાજે તેને ધન્યવાદ આપતાં ઉદ્‌ગાર કાઢ્યો.

"મારા મિત્રના આ માત્ર મુખનાં શબ્દોજ નથી, કિન્તુ તમો જાણો છોજ કે, પોતાનાં એ વાક્યોને મારા પ્રાણ બચાવતી વેળાએ કૃતિથી પણ એમણે કેવી રીતે સિદ્ધ કરી બતાવ્યાં છે! આવાં શૌર્યનાં ચિન્હો તો ખરેખર કોઈ ચક્રવર્તીમાંજ હોઈ શકે. કોણ જાણે એના ભાગ્યનો હવે પછી પણ ઉદય થવાનો હશે તો? કહ્યું જ છે કે, स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो

મનુષ્યઃ? સ્ત્રીનાં ચરિત્ર અને પુરુષના ભાગ્યને દેવ પણ નથી કળી શકતા, તો પછી મનુષ્ય તો ક્યાંથી જ જાણી શકે?" **સમરસિંહે** પોતાના મિત્રની સ્તુતિમાં વધારો કરતાં કહ્યું.

**સમરસિંહ**નાં એ વાક્યો સાંભળીને સર્વજનોએ પુનઃ **બાપ્પા**ની સ્તુતિનાં સ્તોત્રો ગાયાં. અંતે **બાપ્પા**ને પાછો **સુશર્મા** પાસે પહોંચાડી દેવાનો સમય આવી પહોંચ્યો. એ સમય ગઢમાંના સર્વજનોને એવો તો વિષસમાન લાગ્યો કે, જાણે તેમનું સુખસર્વસ્વ જ તેમને છોડીને ચાલ્યું જતું હોયની! **વીરસિંહ** અને **સમરસિંહ**ને પણ **બાપ્પા**ના વિયોગથી કેટલું દુઃખ થતું હતું, તેનું વર્ણન શબ્દોવડે વ્યક્ત કરી શકાય તેમ નથી જ.

"ખરેખર **બાપ્પા**ને અહીંથી મોકલતાં હૃદય ફાટી જાય છે, પણ બ્રહ્મદેવને વચન આપી આવ્યો છું એટલે નિરુપાય છું. નહિ તો, બ્રહ્મકોપ થાય, તો કુળનું સત્યાનાશ જ નીકળી જાય! જ્યાં વિપ્રકોપની કલ્પના જ અસહ્ય ભાસે છે, ત્યાં જો તે કોપ થયેલો પ્રત્યક્ષ જોવામાં આવે, તો તો કોણ જાણે કેવા વિપરીતતા થઈ જાય! અગ્નિ કરતાં પણ અત્યંત દાહક એવું બ્રહ્મકોપનું પરિણામ પ્રત્યક્ષ અનુભવવાનું સાહસ કોણ કરી શકે વારુ? માટે કોઈ પણ જોખમે **ગુરુ**દેવને તો હાલ ત્યાં પહોંચાડવો જ જોઇએ." **સમરસિંહે** વિદીર્ણ હૃદયથી કહ્યું, અને **વીર**સિંહે પણ પોતાના પુત્રની એ સદ્‌ભાવનાને અંતઃકરણપૂર્વક પૂર્ણ અનુમોદન આપ્યું.

**બાપ્પા**ના મનમાં અત્યારે જ પાછા **સુશર્મા**ને ત્યાં જવામાટે આનંદ થતો નહોતો. કારણ કે, ભંડેરગઢમાં અચાનક તેને અનેક પ્રકારનાં સુખોનો અનુભવ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો, અને તેથી "ભવિષ્યમાં મારા હસ્તે આટઆટલાં મહત્કાર્યો થઈ શકે એમ છે;" એવું તે પ્રમાણ બાંધી શક્યો હતો. મનમાં સ્વાભાવિક વસતી મુગ્ધ મહત્ત્વાકાંક્ષા પણ વિકાસ પામી ચૂકી હતી. એ કારણથી, તેમ જ **વીરસિંહ** અને **સમરસિંહ** વિશેના મનમાં જાગૃત થયેલા સહવાસજન્ય સ્નેહ માટે અને તેમણે પોતા તરફ દેખાડેલા આપ્તભાવને લીધે તેમ જ ગઢમાંના પ્રજાજનોના પોતા-માટેના આદરભાવનું આકર્ષણ થતાં **બાપ્પા**ને પણ દુર્ગ છોડી જવાનું બહુ જ કઠિન લાગતું હતું. પરંતુ ગુરુવિશેનો તેના હૃદયમાંનો પૂજ્યભાવ અને ગુરુપત્નીમાંનો માતૃપ્રેમ, એ બે પ્રબળ શક્તિઓ બળાત્કારે તેને એક બીજી જ દિશામાં ખેંચી જતી હતી. અંતે **બાપ્પા**ને ઉત્તમ વસ્ત્રો અને અલંકારો ઇત્યાદિવડે ખરેખર રાજકુમાર પ્રમાણે સજાવી ધજાવીને મોટા ઠાઠમાઠથી પાછો **સુશર્મા** વિપ્રને ત્યાં પહોંચાડવાની સઘળી તૈયારીઓ કરવામાં આવી. **વીરસિંહ** અને **સમરસિંહ** બન્ને તેની સાથે જવાને ઘોડાપર સ્વાર થયા; અને કોઇ પણ સૈનિક કે પરિચારકને સાથે લીધા વિના આપણી એ ત્રિપુટી એકલી જ સીધી વડનગરના માર્ગમાં વિચરતી થઈ.

એ ત્રિપુટીએ જે ક્ષણે પ્રવાસનો પ્રારંભ કર્યો, તે ક્ષણે તૃતીય પ્રહર લગભગ વીતી ગયો હતો અને ચતુર્થ પ્રહરનો આરંભ થઈ ચૂક્યો હતો.

---

## નવમ કિરણ

## એક પ્રવાસી

કૃષ્ણ પક્ષની રાત્રિ હોવાથી સર્વત્ર અંધકાર છવાઈ ગયો હતો અને દિવસના શ્રમથી થાકેલાં સ્ત્રી પુરુષો આનંદથી નિદ્રાનું સેવન કરવામાં નિમગ્ન થયેલાં હોવાથી સર્વત્ર શાંતિ અને

નિઃસ્તબ્ધતા જ વિસ્તરેલી જોવામાં આવતી હતી. ક્વચિન્માત્ર ગ્રામસૂકર અને વનપશુઓનો ધ્વનિ જ કર્ણગોચર થતો હતો. વડનગરની પ્રજા અત્યારે નિદ્રાનગરમાં જ અકલ્પનીય વૃષ્ટિથી પધારેલી હતી. છતાં પણ સુશર્માના ઘરમાંથી વાતચીતનો અવાજ સંભળાયા કરતો હતો, તેનું કારણ શું હોવું જોઇએ વારૂ? અર્ધ નિશા વીતી ગયેલી છતાં તેઓ જાગતાં શાને બેઠાં હશે? 'ચિન્તાતુરાણાં ન સુખં ન નિદ્રા' એમ કહેવામાં આવે છે, માટે કદાચિત્ તેઓ કોઈ ચિન્તાની ચિતામાં જ બળતાં હોવાં જોઇએ. હા, તેમ જ છે, જુઓ તેમના બોલવાપરથી પણ એ જ ભાવ વ્યક્ત થાય છે, સાંભળો;–

"બાપ્પાને ગયાને આજે સાત દિવસ થઈ ગયા, માટે જો તે સવારમાં આવે, તો તો ઠીક, નહિ તો તમારે તેને તેડી લાવવામાટે જવું જ પડશે તો." સુશર્માની બાપ્પામાં પોતાના પેટના પુત્ર કરતાં પણ વધારે માતૃપ્રેમ ધરાવતી સુશીલ પત્ની સુશીલાએ પોતાના પતિને નમ્રતાથી બાપ્પાનું સ્મરણ કરાવતાં કહ્યું.

"આજે સાયંકાળથી મારા વામનેત્ર અને વામબાહુમાં સ્ફુરણ થયા કરે છે. એ દુશ્ચિન્હો કોણ જાણે શાની સૂચના આપતાં હશે! બાપ્પાના જીવને તો કશો અપાય નહિ થયો હોયને? અથવા મારા શિરે કોઈ અદૃષ્ટ સંકટ આવવાનું છે કે કેમ? એ હું જાણી નથી શકતો. જો કાલ સુધીમાં બાપ્પા નહિ આવે, તો કાલે સંધ્યાકાળે મારે તેને લેવા જવું જ પડશે તો." સુશર્માએ ઉત્તર આપ્યું.

પતિના વામનેત્ર અને વામબાહુના સ્ફુરણની વાત સાંભળતાં જ સુશીલના તો જાણે પ્રાણ જ પ્રયાણ કરી ગયા. તે સાધ્વીની મુખમુદ્રા નિસ્તેજ થઈ ગઈ અને તેમાં શોકનાં ચિન્હો સ્પષ્ટ જણાવા લાગ્યાં. અનેક ભયપ્રદ કલ્પનાઓથી સુશર્માનું મન પણ ઉદ્વિગ્ન થઈ ગયું. એવી સ્થિતિ હોવાથી નેત્રોમાં નિદ્રાનું આગમન ક્યાંથી થઈ શકે વારૂ? અંતે વિવેકથી તેણે પોતાના મનનું સમાધાન કર્યું અને પત્નીને કહ્યું કે;–

"તો કાલે ભંડેરગઢ જવું જ પડશે, તો પ્રાતરાન્હિકની જરાક વહેલી જ સમાપ્તિ કરીને જમીને હું અહીંથી ચાલતો થઇશ. અત્યારે તો સૂઈ જઇએ."

પત્નીને પોતાનો એ પ્રમાણેનો સંકેત કહી સંભળાવીને તે શય્યામાં પડ્યો. પણ તે આ તરફથી પેલી તરફ અને પેલી બાજૂથી આ બાજૂ પાસાં ફેરવવા લાગ્યો; કારણ કે, મનની વ્યગ્રતાથી તેને નિદ્રા આવી નહિ.

એ જ સમયે લગભગ વીસ બાવીસ વર્ષના વયનો એક તરૂણ પ્રવાસી ઘોડેસ્વાર થયેલો વડનગરના બજારમાં અહીં તહીં ફરતો અને કાંઇક ગંભીર વિચાર કરતો જોવામાં આવતો હતો. તેના પોશાક ઉપરથી અને તેની અત્યારની મુખમુદ્રાથી આ પ્રાન્તમાં તે સર્વથા નવો જ આવેલો હોય, એમ સ્પષ્ટ કળી શકાતું હતું. અંગમાં પોલાદી બખ્તર, હાથમાં દસ્તાનો, પીઠે ત્રણ ખૂણાની ઢાલ, માથામાં સાંકળવાળો લોઢાનો ટોપ, ગળામાં લોઢાનો ગળેબંધ, પગમાં જંઘાત્રાણ, કમ્મરે લાંબી અને ભારી તલવાર, એક બાજૂએ ખંજર અને બીજી બાજૂએ એક ભારી ગદા, તેના હાથમાં એક લાંબો તીક્ષ્ણ ભાલો હોઇને પગ જીનના રકાબમાં ભેરવેલા હતા. એ પ્રમાણેનો તેનો સઘળો સાજ હતો. લશ્કરી પોશાક ઉપર તેણે એક જરીનો ભરેલો ઝબ્બો ઓઢી લીધો હતો, પણ તેમાંથી ક્યાંક ક્યાંક જરીના તારો નીકળી ગયેલા હોવાથી તે સાદા કાપડનો હોય તેવો જ

અત્યારે તો દેખાતો હતો. પોતાના શરીરપર આટલી બધી વસ્તુઓ હોવા છતાં પણ તેને તેમનો ભાર લેશ માત્ર પણ જણાતો નહોતો. તેની ઢાલપર એક નિદ્રાક્રાંત સિંહનું ચિત્ર આલેખેલું હતું, અને તેની નીચે “હું નિદ્રાક્રાંત છું, મને કોઇએ જાગૃત કરવો નહિ !” એવું એક વાક્ય લખેલું હતું. ઘોડાનો સાજ પણ તેના સ્વારે પોતાના જેવો જ કસેલો હતો. તેની પીઠપરનું ભારી જીન લોખંડની જાળીથી આચ્છાદિત કરેલું હતું, તેની છાતી અને પીઠપર પણ લોઢાની જાળી વિસ્તરેલી જોવામાં આવતી હતી; લગામને પણ લોઢાની સાંકળ સાથે મિશ્રિત કરી દીધી હતી અને તેના મુખપર પણ લોખંડની જાળી રાખેલી હતી; પણ આંખ, મોઢું અને કાન, એ ભાગોને તેનાથી મુક્ત રાખવામાં આવ્યા હતા. એટલો બધો ભારી સામાન હોવા છતાં પણ સ્વાર પ્રમાણે અશ્વને પણ ભારનો તિરસ્કાર થતો દેખાતો નહોતો. જાણે તેને એવો ભાર ઉપાડવાની જન્મથી જ ટેવ પડી ગયેલી હોયની! એવો જ તેને જોતાં ભાસ થતો હતો.

એ પુરુષ મજબૂત બાંધાનો અને ઘાટઘટમવાળો હતો. ઉષ્ણતા, ક્ષુધા અને તૃષાની તે જરા પણ પરવા રાખતો નહોતો. પ્રસંગ આવી પડે તો પોતાના પ્રાણનો પણ વિચાર ન કરતાં અદ્વિતીય શ્રમ કરવાનું તેના અંગમાં અલૌકિક સામર્થ્ય હતું. એનો સ્વભાવ પણ પોતાના શરીરને અનુરૂપ થાય, તેવો જ હતો. તે બહારથી જો કે શાંત, નિરભિમાની અને મંદમતિ જેવો જ દેખાતો હતો, પરંતુ મનમાં તો તે યશ અને કીર્ત્તિ મેળવવાની અતોનાત ઉત્કંઠા ધરાવતો હતો. સ્વદેશથી નીકળ્યાને ઘણા દિવસ થઈ ગયેલા હોવાથી એની પાસે જે થોડી ઘણી ખર્ચી હતી, તે પણ હવે ખૂટવા આવી હતી. તેમ જ એની સાથે નીકળેલા એના અનુયાયી જનો પણ, જેમ જેમ પોષણસામગ્રીની ન્યૂનતા થતી ગઈ, તેમ તેમ ચાલતા થવા માંડ્યા હતા. માત્ર એક જ સાથી બાકી રહ્યો હતો અને તે પણ હાલમાં આજારી પડેલો હોવાથી એ વીરનરને એકલા જ પ્રવાસમાં નીકળવું પડ્યું હતું. તો પણ તે મનમાં કિંચિન્માત્ર પણ ભયભીત થયો નહોતો. તે વારંવાર એ જ ઉદ્‍ગાર કાઢતો હતો કે, “જ્યાં સુધી મારા હાથમાં મારી તલવાર સાબિત છે, ત્યાં સુધી ભીતિ શાની? જો ઈશ્વર મારાપર પ્રસન્ન હશે, તો હું સર્વ કઠિન કાર્યોને સહજમાં જ સાધ્ય કરી શકીશ.”

એ પ્રવાસી જો કે એટલો બધો વજ્રદેહી હતો, છતાં પ્રકૃતિધર્મે એને પણ પોતાના પંજામાંથી છોડ્યો નહિ. ક્ષુધા અને તૃષાએ અત્યંત વ્યાકુળ કરવાથી તેને બહુ જ પીડા થવા લાગી. એટલા માટે તે કોઈ સારા મનુષ્યનું ઘર શોધવાનો પ્રયત્ન કરવામાં અત્યારે લીન થયો હતો. રાત્રિની વેળા અને કૃષ્ણપક્ષ હોવાથી જ્યાં ત્યાં અંધકાર જ પ્રસરી ગયો હતો, એટલે એ નવીન ગૃહસ્થને “હવે ક્યાં જઇને ઉતારો કરવો?” એની બહુ ભારી ચિન્તા થઈ પડી. ભમતાં ભમતાં તે સહજભાવે સુશર્માના ઘર પાસે આવીને અટકી પડ્યો અને ઘોડાપરથી ઊતરીને તેણે દરવાજાપર થાપ મારીને પૂછ્યું કે, “ઘરમાં કોઈ છે કે ?”

ક્ષણ બે ક્ષણથી જ સુશર્માની આંખ લાગી હતી, એટલામાં તો એ ગૃહસ્થના અવાજે પાછો તેને જાગૃત કરી નાખ્યો. તેણે અંદરથી સવાલ કર્યો, “કોણ છે?”

“**એક પ્રવાસી!**” શસ્ત્રધારી પ્રવાસીએ ઉત્તર આપ્યું.

પ્રવાસી—એટલે અતિથિને પોતાને દ્વારે આવેલો જાણતાં જ તે સુશીલ બ્રાહ્મણે તત્કાળ ઉઠીને દ્વાર ઉઘાડ્યાં અને પ્રવાસીને પ્રશ્ન કર્યો કે, “અતિથિરાજ! આપ કોણ છો ?”

"હું અત્યારે જો કે અત્યંત સંકટમાં સપડાયલો છું, પણ મૂળ એક ક્ષત્રિયવીર છું. પ્રવાસના અસહ્ય પરિશ્રમથી હું ઘણો જ થાકી ગયેલો છું, એટલા માટે ચાર દિવસ વિશ્રાંતિ લેવાનું સ્થાન મળે, તો તે શોધ્યા કરું છું. આજે ચાર ચાર મહિના થયા નિર્જન અરણ્યો અને ઘન જંગલોમાં જે મળે તે ખાઇને આ મારા પ્રાણપ્રિય મૂક મિત્ર સાથે હું એકસરખો અખંડ પ્રવાસ કરતો રહ્યો છું. આજે અર્ધ રાત્ર વીતી જવા છતાં પણ હું ગામમાં આવ્યો, એનું કારણ એ કે, મને વિશ્રાંતિની ઘણી જ આવશ્યકતા છે. આપ ભૂદેવ એટલે સર્વ વર્ણના ગુરુ અને સાક્ષાત્ અગ્નિનારાયણ છો, એટલે કૃપા કરીને મને પોતાના વરદ કૃપાછત્રતળે આશ્રય આપીને કૃતાર્થ કરો, એટલી જ મારી આપનાં ચરણોમાં પ્રાર્થના છે."

તે તરુણ ક્ષત્રિયવીરનાં એવાં દીન વાક્યો સાંભળીને સુશર્માના મનમાં દયા અને પરોપકારનો પ્રવાહ વહેવા લાગ્યો. વિપ્રરાજે તેટલી જ કિંબહુના તેથી પણ અધિક નમ્રતાથી ઉત્તર આપતાં કહ્યું કેઃ—

"આ દીન બ્રાહ્મણને ઘેર પધારવાની ઉદારતા બતાવવામાટે હું આપનો અત્યંત આભાર માનું છું. પધારો અને ગૃહમાં વિશ્રાંતિ લ્યો."

"મારા આ મૂક મિત્રને કયે સ્થાને રાખી શકાય એમ છે?" ક્ષત્રિય વીરે અશ્વ બાંધવાના સ્થાનની પૃચ્છા કરતાં કહ્યું.

"ત્યાં–સામેના વૃક્ષના થડે બાંધી દ્યો. ત્યાં એને કોઈ પણ જાતિની અડચણ આવે તેમ નથી." ભૂદેવે કહ્યું, અને અંગુલિનિર્દેશથી પોતાના આંગણાના એક ખૂણાપર આવેલું વિશાળ વૃક્ષ બતાવ્યું.

ક્ષત્રિય પ્રવાસીએ ઘોડાને ઝાડ સાથે બાંધી દીધો અને પોતે વિપ્રરાજના ગૃહમાં પ્રવેશ કર્યો. સુશર્માએ બારણાં વાસી દીધાં. સુશર્માની પત્ની સુશીલાએ પ્રવાસી—અતિથિ—ની ક્ષુધાશાંતિમાટે પૂરી અને શાક કરવાની તૈયારી કરવા માંડી. ખાવાનું તૈયાર થાય ત્યાં સુધી વેળા વીતાડવાના હેતુથી સુશર્માએ તે અતિથિને પ્રશ્ન કર્યો કે, "કેમ ક્ષત્રિય વીર! આજકાલ આપણા આર્યાવર્ત્તની કેવીક અવસ્થા છે?"

"વર્ત્તમાન સમય તે એકંદર ઉત્તરભારત વર્ષમાં મહા પરિવર્ત્તન થવાનો જ સમય છે;" ક્ષત્રિય વીરે ઉત્તર આપવા માંડ્યું. "પ્રત્યેક રાજ્યપીઠ અન્તઃકોપને લીધે અને મહંમદી ધર્મના અસહ્ય પ્રહારોથી કીડીઓએ કોરેલા મંચક પ્રમાણે સર્વથા પોલું થઈ ગયેલું જ જોવામાં આવે છે. ઉત્તરમાં સિંધપ્રાન્તને તો ખલીફના સરદારોએ બહુધા ઉધ્વસ્ત જ કરી નાખેલો છે. સિંધુદેશનો રાજા દાહિર આજે કેટલાંક વર્ષ થયાં એ ઇમામલકાઓ સાથે ખૂબ જોરથી લડ્યા કરતો હતો, પરંતુ છેવટે મહંમદ બિન કાસિમે તેને પરાજિત કરીને તેની બે રાજકુમારીઓ સુદ્ધાં સમસ્ત રણવાસની સ્ત્રીઓને કેદ કરી લીધી. દાહિરના તરુણ રાજકુમારે પોતાનું વૈર લેવાના મથીમથીને અનેક પ્રયત્નો કર્યા, પણ સર્વ વ્યર્થ. અંતે પોતાનો કાંઈ પણ ઉપાય ન ચાલતો જોઇને તે અજ્ઞાતવાસનો સ્વીકાર કરીને વિદેશમાં વિચારવા લાગ્યો. સંભળાય છે કે, ગુજરાત અને કાઠિયાવાડના પ્રદેશમાં વનરાજ ચાવડો પોતાના પિતાનું ગયેલું રાજ્ય પાછું મેળવવાની ખટપટમાં ગુંથાયલો છે; અજમેરના રાજ્યપર મુસલમાનોનું અનિવાર્ય આક્રમણ થવાથી તેના ટુકડે ટુકડા થઈ ગયા છે; અને માણિકરાય અને તેના પુત્રે શત્રુની પીડ પકડવાના કાર્યમાં પોતાના અને પોતાના

અત્યંત શૂર સામંતોના પ્રાણનાં બલિદાન આપી દીધાં છે. આ ચહુઆણ વંશના શૂર નરોએ ગુજરાતના પશ્ચિમ તીરપર્યન્ત મુસલ્માન બળવાખોરોની પીઠ પકડી રાખી છે. તેમ જ કનોજનો રાજા હરચંદ્ર પણ એ બળવાન્ યવન શત્રુઓ સામે લડવાની તૈયારી કરવામાં રાત અને દિવસ એકસરખો ગુંથાયલો છે. કારણ કે, એના પ્રદેશને પણ કેટલીક બાજૂથી મહંમદ બિન કાસિમના ઉદ્દંડ સૈનિકોએ આજકાલ બહુ જ ત્રાસ આપવા માંડ્યો છે."

"દાહિરની બે રાજકુમારીઓ તો ત્યારે યવનોના સ્પર્શથી ભ્રષ્ટ થઈ જ ચૂકી હશે! શિવ! શિવ! ભારતવર્ષની કેવી આ દુર્દશા!" સુશર્માએ અંતઃકરણપૂર્વક શોક પ્રદર્શિત કર્યો.

એના ઉત્તરમાં ક્ષત્રિય વીરે કાંઈક હસિત મુદ્રાથી જણાવ્યું કે, "દાહિર રાજાની બે રાજકુમારીઓને મહંમદ પકડીને લઈ ગયો હતો, તે અત્યંત રૂપવતી હતી અને ઉપવર પણ થયેલી હતી. એ રાજકુમારીઓની ખલીફને ભેટ આપવાના ઉદ્દેશથી જ તેણે ઉઠાગરી કરી હતી; તથાપિ તે રાજપુત્રીઓએ પોતાના અસ્તિત્વમાં જ પોતાના કુળવિઘાતક શત્રુના પ્રાણ લેવાનો અને પોતાના શુદ્ધ શરીરને જીવતાં જીવત વિધર્મીય પુરુષના હસ્તસ્પર્શથી ભ્રષ્ટ ન થવા દેવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો, અને તે નિશ્ચયને અપૂર્વ ચાતુર્યથી તેમણે પાર પણ પાડ્યો. એ બે રાજકુમારીઓને મહંમદે ખલીફને ત્યાં ભેટ તરીકે મોકલાવી; અને ત્યાં પહોંચ્યા પછી કાયદા પ્રમાણે તેમને ખલીફના તખ્ત આગળ ઉભી કરવામાં આવી. ત્યાં તેમણે ખલીફના બોલવાનો જરાપણ તિરસ્કાર ન કરતાં પોતે જાણે તેના દરબારમાં આવવાથી ઘણી જ ખુશ ખુશ થયેલી હોયની! એવો જ ભાવ દર્શાવ્યો, અને તેની કામવાંચ્છનાને પોતાની કટાક્ષ આદિ ચેષ્ટાઓથી પૂર્ણ પ્રજ્વલિત કરીને તેને મહા વિશ્વાસથી અને પ્રેમાંધતાથી ભાષણમાં પ્રવૃત્ત કર્યો. ત્યારપછી યોગ્ય સમય જાણીને "મહંમદે અમારી કાયા ભ્રષ્ટ કરેલી છે, માટે તે હવે આપના જેવા ધર્માધ્યક્ષ સુલ્તાનના ઉપભોગને યોગ્ય રહી નથી, એ જાણીને અમારા મનમાં અનિવાર્ય ચિન્તાની જ્વાળા બળ્યા કરે છે!" એવી તેમણે અત્યંત દીન વાણીથી અને નેત્રમાં નીર લાવીને ખલીફને પ્રાર્થના કરી. બસ, થઈ ચૂકયું. તુર્કસ્તાનના સુલ્તાનનાં નેત્રો કોપાગ્નિથી લાલચોળ થઈ ગયાં; અને તત્કાળ તેણે મહંમદને દરબારમાં બોલાવીને ત્યાં જ તેનો સર્વના દેખતાં શિરચ્છેદ કરાવ્યો. એટલે પછી તે બે ક્ષત્રિય બાળાઓએ પણ એકમેકને ખંજર ભોકીને પોતાના પ્રાણ પરમાત્માને અર્પણ કરી દીધા! ધન્ય! ધન્ય તે વીરબાળાઓ!!! તેમણે પોતાના ક્ષત્રિયકુલજત્વ અને ભારતધર્મીયત્વની પ્રતિષ્ઠા તો રાખી જ!"

એ શોકપર્યવસાયી વાર્ત્તા વર્ણવતાં ક્ષત્રિય વીરનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. સુશર્માથી પણ રોદનનો અવરોધ કરી ન શકાયો. હૃદયમાં સંતાપનો અત્યંત પરિતાપ થવાથી બન્નેનાં પ્રશ્નોત્તરનો વ્યવહાર અટકી પડ્યો. રસોઈ કરવા બેઠેલી વિપ્રદારા સુશીલા પણ રોયા વિના રહી ન શકી. ખરેખર સ્વદેશાભિમાનિ જનોના મનમાં જો પોતાના દેશની પાયમાલીને જોઇને આવો સંતાપ ન થાય, તો પછી તેનું આ સૃષ્ટિમાં જીવવું અને ન જીવવું બરાબર જ છે.

ઉપરના જેવી શોકપર્યવસાયી પરંતુ ભારતીયોના ઉજ્જ્વલ કીર્ત્તિદીપકમાં તૈલરૂપ જીવનની પૂર્ત્તિ કરનારી ઘટનાઓ તે કાળમાં પ્રતિદિવસ બનતી જોવામાં આવતી હતી. જેવી રીતે અન્યદેશીય અને વિધર્મીય લોકોના ત્રાસથી, તે જ પ્રમાણે સ્વદેશીય પરંતુ ભિન્ન ધર્મપંથી લોકોના પરસ્પર વિગ્રહથી આપણા ભારતવર્ષીય જનોની તે સમયે અત્યંત દુર્દશા થઈ ગયેલી હતી. આપણા

અંતસ્થ કલહોનું મૂળ જેવી રીતે વ્યક્તિનિષ્ઠ, અને લોભમૂલક મહત્ત્વાકાંક્ષામાં રહેલું છે, તેટલું જ તે અત્રસ્થ ધર્મપંથમાંના પરસ્પર વિરોધમાં પણ રહેલું છે. તે સમયે જૈનધર્મ અને અદ્વૈતાનંદદાયક સનાતન ભારતધર્મના, તેમ જ શાક્ત, શૈવ, વૈષ્ણવ, ગાણપત્ય અને સૂર્યોપાસક તેમ જ બીજા પણ અનેક વિશિષ્ટદેવતાભિમાની ધર્મપંથોના પરસ્પર ઝગડાઓ–અવ્યાહત વિગ્રહો ચાલ્યા કરતા હતા. ધર્મના વિષયમાં જે એકની એક જ ગીર્વાણભાષા એ કાળના પૂર્વકાળ પર્યંત ચાલૂ હતી, અને તેના યોગે જે દ્વિજાતિઓનો અભ્યાસ તે એક જ ભાષાદ્વારા થતો હતો, તે સર્વ સ્થિતિનું પરિવર્ત્તન થઇને હવે કેટલીક પ્રાકૃત ભાષાઓ નવીનતાથી જ આગળ આવવા માંડી હતી. એથી ધર્મગ્રંથો અને ઇતરશાસ્ત્રીય તથા કલાવિષયક ગ્રંથો જે એ વેળા સુધી માત્ર એકલી સંસ્કૃત ભાષામાં જ લખવામાં આવતા હતા, અને સંસ્કૃતના જ્ઞાતાદ્વારા જ વાંચવામાં અને સુધારવામાં આવતા હતા, તે, જો કે સર્વ પ્રસંગે નહિ, તોપણ કેટલેક પ્રસંગે અનધિકારી નીચ વર્ણના અદૂરદૃષ્ટિ અહંમન્ય લોકોના હસ્તે પ્રાકૃતભાષામાં લખાવા અને વંચાવા માંડ્યાથી સનાતન આર્યધર્મનો મૂળ પાયો, અને તે પાયાપર રચાતી ઇમારતનો મેળ મળતો ન આવવાથી એકંદર આખી રચના જ ડગુંમગું થવા લાગી હતી. એ સર્વ કારણોને લીધે ભૂકંપ પ્રમાણે એ અધ્યાત્મજ્ઞાનકંપ ભારતવાસીઓના મનને જોરાવર આઘાત આપ્યા કરતો હતો અને મનને અહર્નિશ અસ્વસ્થ જ કરી મૂકતો હતો. તાત્પર્ય એ જ કે, ભારતીય યુદ્ધથી તે એ કાળપર્યન્ત–લગભગ ચાર હજાર વર્ષ સુધી–મળેલી અખંડ સ્વસ્થતાને લીધે તેમ જ સામ્રાજ્ય, શ્રૌત, સ્માર્ત્ત અને ઔપનિષદ્ જ્ઞાનાનંદથી; તથા બૌદ્ધ અને જૈન ઇત્યાદિ આચારવિચારનાં બંધનોને શિથિલ કરનારાં ધાર્મિક ઉત્તમ અને કનિષ્ઠ પરિવર્ત્તનોથી તેમ જ અંતે શ્રીમદાચાર્યના અદ્વૈતસિદ્ધાંતથી પુનરપિ પ્રાપ્ત થએલા આનંદના પૂર્ણ ઉભરાથી ભારતનિવાસી જનોની સ્થિતિ રાષ્ટ્રની દૃષ્ટિથી જોતાં નિરીચ્છ યોગી સમાન જ બની ગઈ હતી. જ્યાં સ્વાભાવિક જ સ્વયંતુષ્ટ અને પૂર્ણ સમાધાની વૃત્તિ બની ગઈ હોય, ત્યાં બહારની ખટપટો કરવાની કાળજી જ કોણ રાખે વારુ? એટલે શક્તિ આદિ હોવા છતાં પણ કેવળ 'अनभ्यासे विषं विद्या' એ ન્યાયથી નવીન ઉત્સાહવાળા, ઉંધી ખોપરીના મહંમદીય ધર્મમદાંધ અને રાજ્યલોભી લોકોથી લડતી વેળાએ ભારતવાસીઓએ અત્યંત આવશ્યકીય કુટિલનીતિ અને કપટવિદ્યા ઇત્યાદિનો યોગ્ય રીતે ઉપયોગ કરી ન જાણ્યો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. શાણો એટલે લુચ્ચો, એ વર્ત્તમાન નીતિનો તેમના મનને સ્પર્શ માત્ર પણ થયો ન હોતો. તેવી જ રીતે શાણો એટલે લુચ્ચાઇને જાણનારો, એવા પ્રકારની વ્યાખ્યા તેમના શાણપણમાં જો કે હતી તો ખરી, તોપણ એ અર્થને માત્ર ધ્યાનમાં રાખવાનો પણ સહસ્રાવધિ વર્ષો પર્યન્ત પ્રસંગ પ્રાપ્ત થયેલો ન હોવાથી શાણપણના એ ગૌણ અંગનું સ્મરણ પણ તેમના મનમાંથી લુપ્ત થઈ ગયું હતું. શાણો, એટલે સરળ વર્ત્તનશાળી, જ્ઞાનસંપન્ન, નીતિમાન્, શાસ્ત્રકળાનો જ્ઞાતા અને સ્વધર્મરત, એટલી જ માત્ર તેમની શાણપણ વિશેની વ્યાખ્યા તે સમયે કાયમ રહેલી હતી. અને તેમાં ભલેને કોઈપણ કાળે, પરંતુ આવશ્યકીય ન્યૂનતાની પૂર્ણતા કરવામાટે જ એ નવીન વિધર્મીઓના હલ્લાઓનો ઈશ્વરે પોતે જ પ્રયોગ કરી જોયો હોય, તો તે પણ બનવાજોગ છે.

ઉપર જણાવેલા આશયનો કેટલીકવાર સુધી નવા આવેલા અતિથિ અને સુશર્મા વચ્ચે પરસ્પર સંવાદ ચાલતો રહ્યો. ત્યાર પછી ભોજન તૈયાર થતાં પ્રવાસી જમીને તૃપ્ત થયો અને પાસેના ઓરડામાં પોતામાટે પાથરવામાં આવેલી શય્યામાં જઈ પડીને વિશ્રાંતિસ્વરૂપ નિદ્રાનો

મિષ્ટ આસ્વાદ લેવા લાગ્યો. નિદ્રા મનુષ્યનેમાટે એક કેવી અમૂલ્ય અને આશીર્વાદરૂપ વસ્તુ છે, તે વિશે એક આંગ્લ કવિ કહે છે કે;–

"જેણે નિદ્રાનો પ્રથમ શોધ કર્યો છે, તેને અત્યારે લક્ષાવધિ આશીર્વાદોનો પ્રકાશ મળ્યા કરે છે! તે મનુષ્યની સર્વ ચિન્તાઓ અને વિચારોને વસ્ત્રરૂપ બનીને આચ્છાદિત કરી નાખે છે. ક્ષુધાતુરમાટે નિદ્રા ભોજનરૂપ છે, તૃષાતુરને માટે સ્વચ્છ અને શીતલ જલ સમાન છે, શીતલને માટે ઉષ્ણતા છે અને ઉષ્ણને માટે શીતલતા છે!"

અહાહા! એવી સ્વર્ગીય નિદ્રાની પ્રશંસા કરવાની શબ્દોમાં શક્તિ જ ક્યાં છે? નિદ્રા નથી, તો માનવીનું જીવન પણ નથી.

એ નવીન ક્ષત્રિય પ્રવાસી કોણ હતો, તેની ઓળખાણ હવે પછીના પ્રકરણ (કિરણ) માં આપવામાં આવશે.

---

## દશમ કિરણ

## દુર્દૈવની વક્ર ગતિ

"ગહના કર્મણો ગતિઃ" એમ જે કહેવામાં આવે છે, તે કાંઈ અસત્ય તો નથી જ. વીરસિંહ, સમરસિંહ અને બાપ્પા લગભગ સાયંકાળના સમયે માર્ગગામી થયા પછી પોતપોતામાં વાતચીત કરતા ચાલ્યા જતા હતા. સૂર્યનો તાપ ન્યૂન થઈ ગયેલો હોવાથી સૃષ્ટિસૌન્દર્ય બહુ જ નયન–મનોહર થયું હતું. ભાદ્રપદ માસના દિવસો હતા, અને તેથી વાસ્તવિક રીતે વર્ષાઋતુની સમાપ્તિ થવા આવી હતી.

અસ્ત થતા સૂર્યનાં કનકકિરણોએ અદ્યાપિ અત્યુચ્ચ ગગનચુંબિત પર્વતોની શિખાઓપર અને ઉંચાં ઉંચાં વૃક્ષોના શિરોભાગમાં પોતાનો રંગ જમાવી રાખ્યો હતો. દ્વિપ્રહરના સૂર્યના તાપથી મુરઝાઈ ને કરમાઈ ગયેલાં વૃક્ષપત્રો સાયંકાળની શીતલતાના સંસર્ગથી પુનઃ આનંદથી આન્દોલિત થતાં જોવામાં આવતાં હતાં. તરતની જ ખીલેલી સૌગન્ધિક સુમનોની કોમલ કલિકાઓમાંથી ભીની ભીની ખુશબૂ આવ્યા કરતી હતી અને મંદમંદ વાતા વાયુમાં મળીને બહુ જ દૂરપર્યન્ત પ્રસરી જતી હતી. સમસ્ત દિવસ પોતાના ખાનપાનના શોધમાં અત્યંત પરિશ્રમ વેઠી ચૂકેલાં રંગવિરંગી પહાડી પક્ષીઓ થાકીને પોતપોતાના માળાઓમાં વળતાં દૃષ્ટિગોચર થતાં હતાં. તેમની મીઠી મીઠી બોલી અને પ્યારી પ્યારી સૂરતો ઘણી જ મનોહારક ભાસતી હતી. ઉત્તર અને દક્ષિણ દિશામાં ઉંચા ઉંચા પર્વતો દૂરથી કાળાં વાદળાં પ્રમાણે દેખાતા હતા, અને તેમાંથી નીકળેલા ઝરણાં સૂર્યકિરણના પતનથી પ્રકાશનું પરાવર્ત્તન કરતા ઝળઝળ ધ્વનિસહિત નીચે પડતાં હતાં, અને તે આગળ જઇને એક નદીના પ્રચંડ જળપ્રવાહમાં મળી જતાં હતાં.

સૃષ્ટિસૌન્દર્યની એવી અદ્દ્ભુત અને અલૌકિક લીલાનું અવલોકન કરતી એ પ્રવાસિત્રિપુટી ચાલી જતી હતી. વૃષ્ટિ થવાની ભીતિ તો હતી જ નહિ. તથાપિ, તેઓ દુર્ગ છોડીને બેત્રણ ગાઉ જેટલા દૂર ગયા હશે, એટલામાં આકાશનો રંગ ફરી જતો જોવામાં આવ્યો. એ વેળાએ આપણા પ્રવાસીઓ પહાડની એક ખીણના બરાબર મધ્ય ભાગમાં હતા. ક્ષણ બે ક્ષણમાં તો સમસ્ત આકાશ મેઘાચ્છાદિત થઈ ગયું અને વીજળીના ભયંકર ચળકાટો થવા લાગ્યા. પ્રવાસીઓએ

ઘોડાને એડીઓ મારીને વધારે નહિ, તોપણ વૃષ્ટિ થવા પહેલાં ખીણમાંથી બહાર નીકળી જવાય તોય સારું, એવો વિચાર કર્યો. પણ વિશ્વના ભેદભરેલા નિયમ સમક્ષ તેમના વિચારની સફળતા થઈ શકી નહિ. તેમનો વિચાર તેમના મનમાં જ રહ્યો, અને જળવૃષ્ટિનો તે ક્ષણે જ ભયંકર ગર્જનાસહિત આરંભ થઈ ગયો. જોતજોતાંમાં તે ખીણમાંથી પાણીનો પ્રચંડ પ્રવાહ વહેવા માંડ્યો, અને મોટા મોટા પાષાણો પાણીના પ્રવાહમાં વહી આવવા લાગ્યા. ઘોડાના પગો હવે જમીન-પર ઠરવાની અશક્યતા થઈ પડી. સારાંશ કે, આપણા એ પ્રવાસીઓ અચાનક એવી તો પીડામાં આવી પડ્યા કે, જેનું વર્ણન થવું અશક્ય છે. ઉપર–પર્વતના ઉપરના ભાગમાં–જવાનો પણ કોઈ ઉપાય નહોતો, તેમ જ પાછું ફરી શકાય, તેમ પણ નહોતું. અંતે નિરૂપાય થઇને ત્રણેએ પોતાના ઘોડાઓને થોભાવ્યા અને વૃષ્ટિ બંધ થવાની વાટ જોતાં નીરાંતે ખીણના એક ખૂણામાં જઇને ઊભા રહ્યા.

વૃષ્ટિ હમણા બંધ થશે, પળ પછી બંધ થશે, એમ કરતાં કરતાં સૂર્યનો સંપૂર્ણ અસ્ત થઈ ગયો, તોપણ જલપતનનો અવરોધ થયો નહિ. લગભગ અર્ધપ્રહર નિશા વીતી ગઈ અને અંધ-કારનો સર્વત્ર વિસ્તાર થઈ ગયો, તોય જલવર્ષણ તો જેમનું તેમ ચાલૂ જ હતું. ઘોડાઓ અને ઘોડેસ્વારો બધા પાણીથી ભીંજાઇને તરબોળ થઈ ગયા. **વીરસિંહ** અને **સમરસિંહ**ના મનમાં એકવાર પાછો પર્વતપર થઇને દુર્ગમાં ચાલ્યા જવાનો વિચાર આવ્યો; પરંતુ ત્વરિત જ તેથી બ્રાહ્મણના કોપને પાત્ર થવાની ભીતિ તેમનાં નેત્રો સમક્ષ મૂર્ત્તિમતી થઇને ઊભી રહી. હજી વડનગર પહોંચતાં સુધીમાં છ સાત ગાઉ જેટલો પંથ કાપવાનો હતો. અંતે એ ત્રણે પ્રવા-સીઓ જેમ તેમ કરીને ખીણમાંથી નીચે તો ઉતર્યા, અને વિદ્યુદ્વેગે આગળ વધવા માંડ્યા. એવી રીતે તેઓ ભાગ્યે જ હજી તો ગાઉ અડધો ગાઉ ચાલ્યા હશે કે, વર્ષાઋતુની અંધરાત્રિના ભીષણ અંધકારે તેમને એવા તો ચકરાવામાં નાખી દીધા કે, તેઓ અચાનક એક પાણીના બળ-વાન્ પ્રવાહમાં આવીને ઊભા રહ્યા. તે પ્રવાહમાં પાણીનું પૂર તરતનું જ ચઢવા માંડ્યું હતું, તેથી હજી પાણી તો વધારે નહોતું, પણ પાણીનો ધસારો બહુ જ જોરાવર હતો. પ્રવાહનું પેટ ઘણું જ નાનું હતું, એટલે તેમણે તરત પાર નીકળી જવાની ધારણા બાંધી, એટલામાં તો પાછ-ળથી ઘોઘો કરતો કરતો પર્વતપ્રાય જળપ્રવાહ આવતો હોય, એવો ધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો. તેમણે ચારે તરફ બચાવનું કોઈ સ્થાન હોય, તો તે જોવામાટે નજર દોડાવી અને દશ બાર હાથના અંતરે એક ઉંચાણવાળો ભાગ હતો, તે તરફ તત્કાળ પોતાના ઘોડા ચલાવ્યા. તેઓ તે ઉંચાણવાળા ભાગ પાસે આવીને પોતાના ઘોડાઓને પ્રવાહમાંથી બહાર કાઢવાની તૈયારીમાં જ હતા, એટલામાં તો પૂર તે સ્થાને આવી પહોંચ્યું અને તેથી ઘોડાઓના પગ જમીનપર ન ઠરી શકવા-થી ત્રણે જણ પોતાના અશ્વો સહિત તે પ્રવાહમાં લડથડિયાં ખાવા લાગ્યા. અંતે અશ્વો એક દિશામાં અને પોતે બીજી દિશામાં થઈ જવાનો પ્રસંગ આવી પહોંચવાનો તેમને ભાસ થવા લાગ્યો, અને તેથી તેઓ બહુ જ ભયભીત થઈ ગયા. પાણીનો પ્રચંડ પ્રવાહ આવતાં જ આસ-પાસની બધી જમીન પાણીથી ભરાઈ ગઈ અને તેઓ પોતે અદ્યાપિ પૃથ્વીપર હોવા છતાં પણ જાણે સમુદ્રમાં જ વિચરતા હોયની! એવો તેમના મનમાં ભ્રમ થવા લાગ્યો. અંતે એકબીજાની પાસે જ રહેવામાટેના તેમના સઘળા પ્રયત્નો નિષ્ફળ થયા અને તે ત્રણ પ્રવાસી ત્રણ જૂદી જૂદી દિશામાં વહેંચાઈ ગયા. જૂદા પડવા પછી તેમની મનોવ્યથા અને તેમના ગભ-

રાટનો પાર રહ્યો નહિ. કેટલીકવાર સુધી તો તેઓ એકબીજાને સાદ આપતા રહ્યા. પણ તે ધ્વનિ પણ અંતે તેમના પરસ્પર સાંભળવામાં આવતો બંધ થઈ ગયો. એ કાળરાત્રિ એ ત્રણ વીરોનાં શરીરનું બલિદાન લેવામાટે તો નિર્માણ નહિ થઈ હોય? પ્રભુ જાણે.

**વીરસિંહ, સમરસિંહ** અને **બાપ્પા**, એ ત્રણે ત્રણ ભિન્ન ભિન્ન દિશામાં વહેંચાઈ ગયેલા હોવાથી અત્યારે આપણે તેમની પાછળ પ્રયાણ કરી શકીએ તેમ નથી જ. વળી જો એમાંના કોઈ પણ એક વ્યક્તિની પીઠ પકડવાનો વિચાર કરીએ, તો પણ તે વ્યક્તિ અમુક સ્થાનમાં જ છે, અથવા અમુક દિશામાં જ ગયેલી છે, અને ત્યાં તે આપણને મળી આવશે, એનો નિશ્ચય જ ક્યાં છે? આવા અગાધ અરણ્યમાં અને ગહન ગિરિગુહાઓમાં આપણે તેનો શોધ ક્યાં કરીએ અને ક્યાં ન કરીએ? અત્યારે તો એ કાર્ય આપણને સર્વથા અશક્ય જ દેખાય છે. પરંતુ સ્વસ્થ બેસી રહેવાથી પણ શો લાભ? કોઈ પણ પ્રકારે પ્રયત્ન તો કરવો જ જોઇએ. ફળપ્રાપ્તિ ઈશ્વરાધીન છે. ચાલો, ત્યારે શોધીએ તો ખરા આપણા પગ ચાલી શકે ત્યાં સુધી. એ ત્રિપુટીમાંનો પ્રત્યેક પ્રવાસી મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક કરતો અગાધ અરણ્યમાં અહીં તહીં ભટક્યા કરતો હતો. પરંતુ સદા સર્વદા **દુર્દૈવની વક્ર ગતિ** જ હોય છે, એ નિયમ પ્રમાણે તેઓ જેમ જેમ એકબીજાને શોધી કાઢવામાટેનો વધારે અને વધારે પ્રયત્ન કરતા જતા હતા, તેમ તેમ એકબીજાથી વધારે અને વધારે જ દૂર થતા જતા હતા. 'મન ચિન્તે છે, તે વૈરી પણ ચિન્તતો નથી' એ કિંવદંતી અનુસાર તેમના મનમાં એકબીજાના વિષયમાં તર્ક અને ભાવો પણ તેવા જ વિલક્ષણ પ્રકારના થયા કરતા હતા.

પ્રિય પાઠક! અત્યારે તો એ ત્રિપુટીને જંગલમાં એમની એમ જ ભટકતી મૂકીને ચાલો, આપણે વિપ્ર સુશર્માની શી સ્થિતિ થએલી છે, તેનું કાંઇક નિરીક્ષણ કરીએ.

# એકાદશ કિરણ

## એક નવીન સંકટ

કર્મધર્મસંયોગ એવો થયો કે, એ જ સમયમાં **ઇડર**ના **ભિલ્લ** રાજાને પોતાના શત્રુના પુત્રની બાતમી મળી, અને તે પુત્ર અલ્પવયસ્ક હોવા છતાં પણ અત્યંત શૂર અને પરાક્રમી છે, એ પણ તેના જાણવામાં આવ્યું. એટલે તેને સ્વાભાવિક ભીતિ થવાથી તેણે પોતાના ચાર પાંચ વિશ્વાસુ સરદારોને, તેમાંના પ્રત્યેક સાથે વીસ વીસ પચ્ચીસ પચ્ચીસ હથિયારબંધ માણસો આપીને **બાપ્પા**ને ગમે તેમ કરીને પણ જંગલમાંથી પકડી લાવવામા મોકલ્યા. તેમાંનો એક સરદાર **બાપ્પા**ને જંગલમાંથી પકડવાનો પ્રયત્ન કરવાને બદલે અચાનક **વડનગર**માં **સુશર્મા**ને ત્યાં જ પ્રભાતકાળમાં ચાલ્યો આવ્યો. સવારમાં ઉઠીને વિપ્રરાજ જેવો દ્વાર ઉઘાડે છે, તેવો જ તે ભિલ્લ સરદાર તેની દૃષ્ટિયે પડ્યો. તે ભિલ્લ શરીરે ઘણો જ મજબૂત અને કાંઇક ઘઉંવર્ણો હતો. તેણે અત્યારે વસ્ત્રો પણ ઉચ્ચ પ્રકારનાં પરિધાન કરેલાં હતાં, અને શસ્ત્રાસ્ત્રથી પોતાની કાયા પૂરેપૂરી સજાવી હતી. એટલે તેના એ સઘળા ઠાઠમાઠપરથી તે કોઈ ક્ષત્રિય રાજાનો જ કોઈ રાજ્યાધિકારી હોવો જોઇએ, એવો જ જોનારને ભાસ થતો હતો. તે **ભિલ્લે સુશર્મા**ને વિનયપૂર્વક પ્રણિપાત કર્યો અને વિનતિ કરી કે;—

" મહારાજ ! મારે તમારું એક કામ પડ્યું છે, તે જો આપ કરી આપશો તો આપનો અમારાપર બહુ જ મોટો ઉપકાર થશે, અને એ કાર્યના બદલામાં અમારા મહારાજા પાસેથી હું આપને સારું ઇનામ પણ અપાવીશ; તેમ જ દરબારમાં આપની પ્રતિષ્ઠા પણ વધારી આપીશ."

એમ કહી તે વિપ્રના ઉત્તરની વાટ ન જોતાં આજ્ઞા વિના જ કોઈ જંગલી જાનવર પ્રમાણે એકાએક તે ભિલ્લ સુશર્માના ઘરમાં ઘુસ્યો.

"રાજા તરફથી કાંઇપણ ઈનામ મેળવવાની મને આશા નથી. હું રાજકાર્ય કરવામાટે કોઈ પણ રીતે બંધાયલો નથી."

એવું ઉત્તર આપીને સુશર્મા તે ભિલ્લ તરફ જોતો અને 'વામનેત્ર અને વામબાહુના સ્ફુરણનો જ આ અનિષ્ટ અનુભવ આવ્યો,' એમ માનતો વિચારમાં પડીને સ્તબ્ધ ઊભો રહ્યો. એટલામાં રાત્રે આવેલો વીર ક્ષત્રિય પ્રવાસી નિદ્રામાંથી જાગૃત થયો અને આશ્ચર્યયુક્ત મુખમુદ્રા કરીને તે પણ સુશર્મા પાસે ઊઠીને ઊભો રહ્યો. થોડા જ અવકાશમાં તે ભિલ્લે પણ પોતાના બોલવાની દિશા બદલી નાખી અને બ્રાહ્મણનો કોપ પણ વધતો ગયો.

સામોપચારથી કાર્ય થતું ન જોઇને આંખો લાલ કરીને ભિલ્લ સરદારે સુશર્માને ઉદ્દેશીને કહ્યું કે, "ગુહાદિત્યના પુત્ર, તેં અમારા મહારાજાના વૈરીને તેં તારા ઘરમાં છૂપાવ્યો છે, તેને અમારે આધીન કર."

એવી રીતે તે ભિલ્લ સરદારે પોતાના આવવાનો ખરો ઉદ્દેશ જણાવી દીધો. એટલામાં તેની સાથેના બીજા ભિલ્લ સિપાહીઓ પણ ધીમે ધીમે આવીને ત્યાં એકઠા થઈ ગયા.

"ગુહાદિત્યનો પુત્ર કોણ અને તમારો વૈરી કોણ, તે હું જાણતો સુદ્ધાં પણ નથી, તો પછી ઘરમાં છૂપાવું તે કોને ? કૃપા કરીને અહીં વ્યર્થ દંગો ન મચાવો, અને જે માર્ગેથી આવ્યા હો, તે જ માર્ગમાં પાછા પ્રયાણ કરી જાઓ." એવા પ્રકારનું પ્રત્યુત્તર આપીને ભૂદેવ સુશર્મા વિલક્ષણ મુદ્રાથી તે ક્ષત્રિયના મુખનું અવલોકન કરતો ઊભો રહ્યો.

'એ ક્ષત્રિય તો ગુહાદિત્યનો કુમાર નહિ હોય !' એવી શંકા આવવાથી તે ભિલ્લ અધિકારીએ પૂછ્યું કે, "વારુ, ત્યારે આ કોણ છે ? એના મુખમંડળના તેજને જોતાં તો એ કોઈ રાજપુત્ર જ હોવો જોઇએ, એવું જ અનુમાન કરી શકાય છે." એમ કહીને તેણે પોતાના અનુચરોને આજ્ઞા આપતાં કહ્યું કે, "બહાદુરો ! પકડો એને અને બાંધી લ્યો. જુઓ છો શું ?"

ભિલ્લની આવી ગર્જના સાંભળીને તે ક્ષત્રિય તરુણ પણ ચપળતાથી પોતાનાં ધનુષ્યબાણ અને ખડ્ગ ઇત્યાદિ શસ્ત્રાસ્ત્રો તૈયાર રાખીને તિરસ્કારપૂર્વક તે ભિલ્લને ઉદ્દેશી કહેવા લાગ્યો કે, "આ બિચારા એક નિરપરાધી અને નિરુપદ્રવી બ્રાહ્મણના ઘરમાં તમો લોકોએ આજે આ શો દંગો મચાવવા માંડ્યો છે ? કૃપા કરીને અહીંથી બહાર નીકળો. અહીં ગુહાદિત્યનો વીરપુત્ર કે તમારા રાજાનો વૈરી કોઈપણ છે જ નહિ. ચાલો—પોબારા ગણી જાઓ."

એમ કહીને તેણે પોતાની વિદ્યુલ્લતા પ્રમાણે ચમકતી તલવાર મ્યાનમાંથી બહાર કાઢી. એવો દેખાવ જોઇને સુશર્માના મનમાં કેવા કેવા પ્રકારના તર્કવિતર્કો આવ્યા હશે, તેનું અનુમાન કરવું સર્વથા અશક્ય છે. તોપણ તેનો કાંઈક નમૂનો આપણે બતાવીશું.

"જો આ તરુણ રાજપુત્ર આજે મારા માટે કપાઇને કામ આવી જાય, તો તે પાપનું વિમોચન ક્યારે થાય ? એને શાંત કરીને ભિલ્લોને ખરેખરો વૃત્તાંત જણાવી દઉં ? ના, ના; એમ પણ

કરી શકાય તેમ નથી જ. ત્યારે શું, હું પોતે જ એમને તાબે થાઉં ? હા હા; એમ કરવું જ વધારે સારું છે. પણ મારું એમને શું કામ છે? હું આધીન—એમને તાબે થઇશ, તોપણ સુદેવને લાવી આપવામાટે એ ભિલ્લો મારાપર જુલમ તો કરવાના જ. અરેરે ઈશ્વર! આ કેવો ભયંકર પ્રસંગ!! સુદેવ તો અત્યારે અહીં નથી જ, પણ આ રાજપુત્રને આમ સંકટમાં પડવામાટે તેં અચાનક અહીં શામાટે મોકલ્યો?” એવા એવા અનેક પ્રકારના વિચારો તેના મનમાં આવવા અને જવા લાગ્યા. એટલામાં તેને એક નવીન વિચાર સૂઝી આવ્યો અને તેથી તે ભિલ્લ સરદારને ઉદ્દેશી તે કહેવા લાગ્યો કે;—

“અરે—આ તરુણ ગૃહસ્થે તમારું શું બગાડ્યું છે? જરા વિચાર તો કરો; આનું વય કેટલું છે, એનું તો અનુમાન કરો. આની અવસ્થા અત્યારે ઓછામાં ઓછી પણ અઢાર વર્ષની હશે, અને મને સ્મરણ છે, તે પ્રમાણે જો હું ભૂલતો ન હોઉં તો, ગુહાદિત્યનો પુત્ર અત્યારે બહુ બહુ તો નવ થી દશ વર્ષના વયનો જ હોવો જોઇએ. તમારા રાજાએ તમને જે હાથમાં આવે. તે ક્ષત્રિયપુત્રને પકડી લાવવાની આજ્ઞા તો નથી આપી ને? જો એવી જ આજ્ઞા આપી હોય, તો પછી તમે ગમે તેવો જુલમ કરવાને તમો મુખ્તિયાર છો. પરંતુ એટલું તો સારી રીતે સમજી રાખજો કે, જો આવો જ અન્યાય ચલાવ્યા કરશે, તો ત્રણ મહિના પણ તમારો રાજા સિંહાસનપર ટકી શકશે નહિ. બ્રાહ્મણનો આ શાપ કોઈ કાળે પણ અસત્ય થવાનો નથી! જો તમારો મારામાં જ સંશય હોય, તો આ ક્ષણે જ હું તમારી સાથે તમારા રાજા સમક્ષ આવવામાટે તૈયાર છું. ચાલો, ઉતાવળ કરો.”

સુશર્માના એ ભાષણનું તે ભિલ્લ અધિકારીના મનમાં જેવું થવું જોઇએ તેવું જ પરિણામ થયું, અને હા ના કરતાં તે ભિલ્લોએ સુશર્માના ગૃહમાં સારી રીતે સૂક્ષ્મ શોધ કરીને બાપ્પા ત્યાં નથી, એવી પોતાની ખાત્રી કરી લીધી અને તત્કાળ ત્યાંથી ચાલવા માંડ્યું.

એટલા સમયમાં એ ક્ષત્રિય તરુણ અને તે ભિલ્લોનો પરસ્પર વિગ્રહ થવાનો પ્રસંગ સોવાર આવી ચૂકયો હતો, પરંતુ પ્રત્યેક વેળાએ સુશર્માએ પોતાના બ્રાહ્મણોચિત શાંતિ અને ક્ષમાના પ્રભાવથી તેમને શાંત પાડી દીધા હતા. એ સઘળી ખટપટમાં એક પ્રહર દિવસ ચઢી ગયો. ભિલ્લોના ગયા પછી “પણ અદ્યાપિ સુદેવ પાછો કેમ આવ્યો નહિ?” એ ચિન્તાની જ્વાળા પુનઃ વિપ્રવર્ય સુશર્માના હૃદયને બાળવા લાગી. એ બીજું કાંઈ પણ નહિ, કિન્તુ સહવાસજન્ય મમતાનું જ પરિણામ! એ મમતાના પાશમાં મન ગુંથાઈ જતાં, સુદેવ જો આ વેળાએ પાછો ઘેર આવેલો હોત, તો કેટલો બધો મહા અનર્થ થઈ જાત, એનું ભાન પણ તે ધર્મપિતાને રહેતું ન હોતું. વળી થોડીવાર પછી. “આપણો સુદેવ નિર્ભય સ્થળે છે. ઈશ્વરે જ ઠાકોરપુત્રને વધારે દિવસ તેને ત્યાં રાખવામાટેની બુદ્ધિ આપી, એ તે ઈશ્વરનો મારાપર કેટલો મોટો ઉપકારનો ભાર!” એવો વિચાર આવવાથી તે બ્રાહ્મણશ્રેષ્ઠનું હૃદય ભરાઈ આવ્યું. વળી તે તરુણ અતિથિને ઉદ્દેશીને વારંવાર એમ પણ કહ્યા કરતો હતો કે, “આપે વનવાસમાં ત્રાસ પામીને વિશ્રાંતિ લેવાના ખાસ હેતુથી મારા ગૃહમાં આવીને નિવાસ કર્યો, પણ હું કેવો પાપી કે, મારા સહવાસથી આજે આપને અનિવાર્ય કષ્ટ ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો!”

એના ઉત્તરમાં તે તરુણ ક્ષત્રિયવીરે જણાવ્યું કે, “આપની એ વ્યર્થ કલ્પના છે. એમ માનવાનું કશું પણ કારણ નથી. હું એક દુર્ભાગી મનુષ્ય છું, અને આ મારાં પગલાંનો જ પ્રભાવ

છે કે, જેથી આપને આજે વ્યર્થ આટલું બધું કષ્ટ ભોગવવું પડ્યું! એ માટે મનમાં મને ઘણો જ ખેદ થાય છે, પણ શું કરું કે, નિરુપાય છું. ઈશ્વર આ દુર્ભાગીને કોઈ કાળે પણ શત્રુ સમક્ષ લડતાં સ્વકુળોચિત મરણ આપશેજ, એવી આશાથી તે કાળની માર્ગપ્રતીક્ષા કરતો હું મારા આયુષ્યના દિવસો વ્યતીત કરી રહ્યો છું. તે દિવસ જેમ બને તેમ સત્વર જ આવે, એવો હે દ્વિજવર્ય! મને આપ આશીર્વાદ આપો, એટલે હું મને પોતાને કૃતકૃત્ય થયેલો સમજીશ!"

સુશર્મ્માએ તેના મનનું અનેક પ્રકારે સાંત્વન કર્યું. એટલે તે ક્ષત્રિય વીરે પાછો પ્રશ્ન કર્યો કે, "મહારાજ! આ સઘળા વિક્ષોભનું રહસ્ય શું છે? આ ભિલ્લો અહીં શામાટે આવ્યા હતા અને આપનામાં જ તેમનો સંશય કેમ ભરાયલો હતો, ઇત્યાદિ કથા જો આપને કોઈ જાતની અડચણ ન હોય, તો મને સંભળાવવાનો શ્રમ લેશો?"

તે શુદ્ધ સ્વભાવી અને નિષ્કપટી ક્ષત્રિય પુત્રની એવી નમ્ર પ્રાર્થના સાંભળીને તેને માન આપી સુશર્માએ બાપ્પા વિશેની ઇત્થંભૂત સર્વ કથા કહી સંભળાવી. વાંચકો તે સારી રીતે જાણતા હોવાથી અહીં તેનો પુનરુચ્ચાર કરવાની કશી પણ આવશ્યકતા નથી.

જ્યારે કોઈ દુઃખી મનુષ્ય પોતાના જેવા જ બીજા કોઈ દુઃખી પુરુષનાં દુઃખોનો વૃત્તાંત સાંભળે છે, ત્યારે સ્વાભાવિક જ તેને પોતાનાં દુઃખોમાં થોડી ઘણી ન્યૂનતા થવાનો ભાસ થાય છે. એક રીતે બાપ્પાના વૃત્તાંતશ્રવણથી તે ક્ષત્રિય વીરના હૃદયમાં શોક પણ થયો, અને બીજી રીતે 'હજી જગત્‌માં મારા જેવા બીજા દુઃખી મનુષ્યો પણ છે, કાંઈ મારા એકલાના જ ભાગ્યમાં બધું દુઃખ લખાયલું નથી!' એવી ધારણાથી તેના મનનું કાંઇક સમાધાન પણ થયું. અને બની શકે ત્યાં સુધી કોઈ પણ ઉપાયે બાપ્પાને સહાયતા કરવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. માત્ર ક્ષણેક્ષણે અને પળેપળે સુશર્મ્માના મનમાં સુદેવ–બાપ્પા–વિશેની ચિન્તાનો વધારો જ થયા કરતો હતો–તેના મનની વિલક્ષણ સ્થિતિ થઈ ગઈ હતી.

---

## દ્વાદશ કિરણ

### ઋષિદર્શન

હવે આપણે જરાક બીજી દિશામાં દૃષ્ટિ દોડાવીએ. ઠાકોર વીરસિંહ અને સમરસિંહ નિશ્ચિત સમયે પાછા ન ફરવાથી દુર્ગમાંથી તેમના કાર્યભારીઓએ તેમના શોધમાટે મનુષ્યો મોકલ્યાં હતાં. તે શોધકો ખીણને ઉલ્લંઘીને નીચે આવી પહોંચ્યા. તેઓ જરાક આગળ ચાલ્યા એટલામાં વીરસિંહનો ઘોડો તેમને છૂટો અને કાવરો બાવરો થઈને અહીંતહીં ભટકતો એકાએક દેખાયો. ઘોડાને આવી રીતે ફરતો જોઇને તેઓ ગભરાયા અને 'સ્વામીને કાંઈ પણ અપાય થયેલો હોવો જ જોઇએ;' એવો તેમનો નિશ્ચય થઈ ગયો. તેમણે ઘોડાને પકડી લીધો અને પછી બેસીને હવે પછી માલેકોને શોધવાનો શો ઉપાય કરવો, એનો પોતપોતામાં તેઓ વિચાર ચલાવવા લાગ્યા. એટલામાં થોડાક વધારે અંતરપર બીજો એક અશ્વ તે જ પ્રમાણે આકુળવ્યાકુળ થઇને ફરતો તેમના જોવામાં આવ્યો. એટલે પાસે જઇને તેમણે જોયું, તો તે અશ્વ પોતાના યુવરાજનો છે, એમ તેમને જણાયું. હવે તેમની ચિંતાનો પાર રહ્યો નહિ. અંતે મનામાંના એકે નીચે પ્રમાણે પોતાનો વિચાર સર્વને કહી સંભળાવ્યો;—

"જ્યારે આપણા બે માલેકોની આવી સ્થિતિ થવાનું આપણે અનુમાન કરી શકીએ છીએ, ત્યારે સુદેવ, વડનગરમાં પોતાને ઘેર પહોંચ્યો છે કે નહિ; એનો કેટલાકોએ શોધ કરવો જોઇએ અને આપણા માલેકોનો પણ ત્યાં બની શકે તો વધારે શોધ ચલાવવો જોઇએ. કેટલાકોએ પાછા દુર્ગમાં જઇને પોતાની સહાયતામાટે સોપચાસ માણસો વધારે લઈ આવવાં અને બાકીનાઓએ આ જંગલમાં જ ઘોડા મળી આવ્યા છે, તે સ્થાનની આસપાસ ચતુ:સીમામાં જ વીરસિંહ અને સમરસિંહનો શોધ ચલાવવો."

તેનો એ વિચાર એકમતે બધાઓએ માન્ય કર્યો અને તે જ ક્ષણે તત્કાળ તે પ્રમાણેની સમસ્ત વ્યવસ્થા કરવામાં આવી. કેટલાકો વડનગર તરફ ચાલતા થયા, કેટલાકોએ પાછો ભંડેરગઢનો માર્ગ સ્વીકાર્યો અને કેટલાકો તે અરણ્યમાં જ છાવણી નાખીને પડી રહ્યા.

એ નિમકહલાલ નોકરોને પોતાના કર્ત્તવ્યમાં પ્રવૃત્ત રાખીને હવે આપણે, આપણા સંકટમાં સપડાયલા ત્રણ પ્રવાસીઓની શી અવસ્થા થઈ, તેનું કાંઈક નિરીક્ષણ કરીશું.

રાત્રિના પ્રાણવિઘાતક સંકટમાં અટવાતાં અટવાતાં આપણા ત્રણે પ્રવાસીઓનાં અવસાન ઊડી ગયાં અને પ્રતિક્ષણે મૃત્યુના મુખમાં જઈ પટવાની તેમને ભીતિ થવા લાગી. અંતે રાત્રિનો અંત થવાનો સમય આવી લાગ્યો, પ્રવાહમાં પાણીની પણ ન્યૂનતા થવા લાગી, અને પગ પણ જમીનને અડકીને જરાતરા ઠરવા લાગ્યા. એટલે પુનઃ આશા બાંધીને બાપ્પા કોઈ પણ ઉપાયે પ્રવાહમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ અંગમાં શક્તિ નામ માત્રની પણ ન હોવાથી અને શરદીવડે હાથપગ અકડાઈ ગયેલા હોવાથી તેનો એ પ્રયત્ન ફળીભૂત થઈ શકયો નહિ. વીરસિંહ અને સમરસિંહની પણ એવી જ સ્થિતિ થયેલી હતી. અંતે નિરાશાથી તેમણે પોતાના બધા યત્નો છોડી દીધા અને માત્ર ઈશ્વરમાં જ વિશ્વાસ રાખીને જ્યાં ઈશ્વર લઈ જાય, ત્યાં ખરું, એમ ધારીને ત્રણે જણ કોઈ પણ પ્રકારે માથું માત્ર પાણીથી ઉપર રહે, એવી વ્યવસ્થાથી પાણીમાં વહેતા ચાલ્યા. એ પ્રવાહ બનાસ નદીને, તેના ઉત્પત્તિસ્થાન પાસે જ થોડા અંતરે જઈ મળતો હતો. પ્રભાતમાં જ તે ઉભય—વીરસિંહ અને સમરસિંહ—પ્રવાહના મુખ પાસેના ગારામાં બે દિશાએ ધોંચાઈ ગયા અને ત્યાંથી જીવ સટોસટના જોખમે જેમ તેમ કરીને બહાર નીકળ્યા. અંતે તેમના પ્રાણ તો ઊગર્યા.

બાપ્પાને ઉપરાઉપરી એવા ધચડકાં આવતાં હતાં કે, કેટલીકવાર સુધી તો બહાર નીકળવાના ભગીરથ પ્રયત્નો કરવા છતાં પણ તેનાથી નીકળી શકાયું નહિ. એમ થતાં થતાં અંતે જે પારાશરવનમાંથી એ પ્રવાહ વહેતો હતો, તે વનમાં જ એક સ્થળે ઉષ:કાળમાં લગભગ ત્રણ ચાર વાગ્યાને સુમારે બાપ્પા તે પ્રવાહમાંથી બહાર નીકળ્યો. બહાર નીકળવા પછી તે એક ડગલું પણ આગળ ચાલી શકયો નહિ—તત્કાળ તેને મૂર્ચ્છા આવવાથી તે નિશ્ચેષ્ટ થઇને પૃથ્વીપર પટકાઈ પડ્યો. પ્રવાહમાં તણાતાં અનેકવાર ડૂબકીઓ ખાવાથી તેના મુખમાં અને નાસિકામાં પાણીનો ઘણો જ પ્રવેશ થઈ ગયો હતો. તેને જીવવાની બહુ જ થોડી આશા હતી, પરંતુ પ્રાણની આશા અને અલૌકિક ધૈર્યના પ્રભાવે જ તેને બહાર ખેંચી કાઢયો હતો. નહિ તો, તો તે ક્યારનોય રામ બોલો ભાઈ રામ થઈ ગયો હોત. 'રામ રાખે તેને કોણ ચાખે?' એવી જે એક કહેવત છે, તેની સત્યતાને વ્યક્ત કરનારું જ એ એક પ્રત્યક્ષ ઉદાહરણ હતું, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ જેવું નથી જ.

જે સ્થળે અચાનક બાપ્પા આવી નીકળ્યો હતો, ત્યાંથી પાસે જ થોડા અંતરપર **હારીત ઋષિ**નો ભૂમિગત આશ્રમ આવેલો હતો. પોતાના નિત્યક્રમ પ્રમાણે તે ઋષિવર્ય ઉષ:કાળમાં બ્રાહ્મ-મૂર્ત્તમાં જ ઊઠીને શૌચવિધિમાટે આશ્રમથી બહાર નીકળ્યા હતા. શૌચવિધિની સમાપ્તિ કરીને મુખમાર્જન અને દંતધાવન કરવામાટે પોતાના નિત્યના સંપ્રદાય પ્રમાણે ઋષિવર્ય એ જ પ્રવાહના તીરે આવી પહોંચ્યા. એ વખતે પ્રવાહના ઉપરના ભાગની જમીન પણ તેને ભીંજાયલી દેખાઈ, એટલે 'રાત્રે પ્રવાહમાં પુષ્કળ પાણી આવેલું હોવું જોઇએ.' એવો સ્વાભાવિક તેમનો તર્ક થયો. ભીંજાયલી જગ્યામાં ગારામાં પગ ખરડાતા હતા અને મુનિ ચાલ્યા જતા હતા, એટલામાં અચાનક ત્યાં બેભાન થઈ પડેલા બાપ્પાના શરીરને તેમના પદનો સ્પર્શ થયો, અને તેથી નીચે નમી બારીકાઇથી તપાસી જોતાં તે કોઈ તરુણનું શરીર છે, એવો તેમનો નિશ્ચય થઈ ગયો. 'परोपकाराय सतां विभूतयः' માંના જ એ એક મહાપુરુષ હોવાથી તત્કાળ તેમણે તેને શુદ્ધિમાં લાવવામાટેના ઉપાયોની યોજના કરવા માંડી. પોતાના આશ્રમમાંથી ભસ્મ લાવીને તેમણે તેનું તેના અંગમાં અત્યંત બળપૂર્વક માર્જન કર્યું અને ધીમે ધીમે તે ભસ્મની ઉષ્ણતાથી બાપ્પા શુદ્ધિમાં આવવા લાગતાં જ ઋષિ પોતાના દંતધાવનવિધિમાં પ્રવૃત્ત થઈ ગયા.

મુનિના પ્રસાદથી બાપ્પા તે મૃત્યુપ્રદ મૂર્ચ્છાના જાળમાંથી છૂટીને ગાઢ સુખનિદ્રામાં 'મને કોઈ મહાન્ તપસ્વી પ્રસન્ન થયો છે, અને તે મને ચક્રવર્તી થવાનો આશીર્વાદ આપે છે!' એવા સુખસ્વપ્નનો અનુભવ–આસ્વાદ–લેવા લાગ્યો; અને તે સ્વપ્નાનન્દના આવેશમાં જ પૂર્ણ રીતે જાગૃત થઇને અહીં તહીં જોવા લાગ્યો. એટલામાં તે ક્ષણે જ તે મુનિરાજ ત્યાંથી અદૃશ્ય થઈ ગયા અને પોતાના આશ્રમમાં જઇ વિરાજ્યા. એમ કરવામાં તેમનો હેતુ શો હશે, તે તો પરમેશ્વર જાણે! અથવા બીજો હેતુ તે શો હોય? આ કલિયુગમાં જીવનકલહના જાળમાં ગુંથાઇને અનન્વિત પાપકર્મો કરનારાં સ્ત્રીપુરુષોની દૃષ્ટિયે પડીને, વ્યર્થ ન હોય તે ઉપાધિ પોતાના માથે તેમણે શાને વ્હોરી લેવો જોઇએ! એવા પ્રકારના વિચારો જ એવા મહાત્માઓના હૃદયમાં આવતા હોવા જોઇએ, અને તેથી જ તેઓ સામાન્ય જનસમૂહની દૃષ્ટિથી દૂર રહેતા હોવા જોઇએ; એટલું જ અનુમાન આપણાથી કરી શકાય છે. બાપ્પાએ થોડીવાર તો અહીં તહીં તાકી તાકીને જોયું, પણ જ્યારે કોઈ પણ ત્યાં નજરે ન પડ્યું ત્યારે આશ્ચર્ય અને વિસ્મયથી તે ગાંડા જેવો જ બની ગયો. સ્વપ્નસ્થ મુનિની ભવ્ય, પુણ્યશીલ અને તેજસ્વી મૂર્ત્તિ અદ્યાપિ તેની મનોમય દૃષ્ટિ સમક્ષ રમ્યા કરતી હતી! તે પ્રસન્નવદન, શાંત અને ગંભીર ઋષિના દર્શનથી થયેલા આનંદની અદ્યાપિ તેના મનમાં બહુ જ સારી સ્મૃતિ રહેલી હતી. તેવી જ રીતે 'चक्रवर्ती भव!' નો તે કર્ત્તુમકર્ત્તુંસમર્થ મુનિવર્યના મુખમાંથી પોતાને ઉદ્દેશીને નીકળેલો આશીર્વાદ પણ જાણે કર્ણોમાં ગુંજતો હોયની! એવો તેને પ્રત્યક્ષ ભાસ થયા કરતો હતો. એટલામાં પોતાના અંગમાં ચોળેલી ભસ્મને જોતાં તો તેનો એવો જ નિશ્ચય થવા લાગ્યો કે, 'મને જે સ્વપ્ન ભાસે છે, તે સ્વપ્ન નથી; કિંતુ ખરેખરી જ બનેલી બીના છે!' આવો નિશ્ચય થવા છતાં પણ તે મુનિની મૂર્ત્તિ ત્યાં ક્યાંય તેના જોવામાં ન આવી, તેથી તેને ઘણો જ ખેદ થયો. કારણ કે, ઋષિ તો પાછા પોતાના આશ્રમમાં ચાલ્યા ગયા હતા, એ તો આપણે ઉપર જોયેલું જ છે; અને તે આશ્રમ પણ ભૂમ્યંતર્ગત હોવાથી સહજમાં કોઇને તેમનું સ્થાન મળી શકે, એ પણ અશક્ય જ હતું. વળી તે ઋષિરાજની બાપ્પાને દર્શન આપવાની ભાવના હતી જ નહિ, એટલે પછી તેને દર્શનનો લાભ મળી જ કેમ શકે?

બાકી તો એવા મહાત્માઓનાં સર્વ કૃત્યો-કર્મો-જગત્‌ના કલ્યાણમાટે જ હોય છે. તેમને પોતા-માટે કશું પણ કર્ત્તવ્ય કરવાનું રહેલું હોતું નથી. તેઓ પોતે નિઃસ્પૃહ અને નિરિચ્છ હોવાથી ગમે તેમ વર્તવાને માટે સ્વતંત્ર હોય છે. એ તો સાધારણ કહેવત જ છે કે, "નિઃસ્પૃહસ્ય તૃણં જગત્" ગમે તેમ હો! બાપ્પાના મનમાં પણ "સ્વપ્નમાં દેખાયલા ઋષિવર્યની મૂર્ત્તિનું પુનઃ પ્રત્યક્ષ દર્શન થવું જ જોઇએ, તો જ જીવનની સાર્થક્તા છે; નહિ તો સર્વ વ્યવહારો વ્યર્થ છે, અને કરીશ પણ નહિ!" એ પ્રમાણેનો એક દૃઢતમ હઠ બંધાઈ ગયો. અસ્તુ.

અરુણોદયનો સમય થવા આવ્યો હતો. કૃષ્ણપક્ષની ચતુર્દશીનો દિવસ હોવાથી આકા-શમાં ઉદિત થયેલી ચંદ્રરેષા થોડા વખતમાં જ ઉદય પામનારા બાલરવિના તેજ સમક્ષ પોતાના તેજનો પ્રભાવ ટકી શકશે નહિ જ એવી ભીતિથી ઉદય પામવા સાથે જ અસ્તના માર્ગમાં વિચરતી દેખાતી હતી; અને તેથી કુમુદિનીને જાણે પોતાના નાથને નેત્ર ભરીને નિરખવા જેટલો સમય પણ ન મળવાથી, તે દુઃખનાં અશ્રુ વર્ષાવતી હોયની! એવો ભાસ થતો હતો. બીજી તરફ પદ્મિની, પોતાના નાથનો સત્વર જ ઉદય થશે, એમ ધારીને આલસ્ય છોડી મહા આનંદથી મસ્તકને ઉન્નત કરીને તથા પોતાનાં કમળરૂપ નેત્રો ઉઘાડીને પતિના દર્શનમાટે ઉત્સુક થયેલી દેખાતી હતી. ચારે દિશામાં નાના મોટા પર્વતો પ્રસરેલા હતા, અને તે સર્વ એ કાળમાં હરિયાળીવડે છવાયલા લીલાછમ હોવાથી અત્યંત મનોહર દેખાતા હતા. તેમાં વળી ચિત્રવિચિત્ર રંગની પુષ્પવલ્લીઓની વિપુલતા હોવાથી જાણે સર્વત્ર કાશ્મીરી શાલો અને ગાલીચાઓ જ નિસર્ગદેવીએ પાથરી દીધા હોયની! એવો જ જોનારને ભ્રમ થઈ જતો હતો. પક્ષીઓ સુસ્વર શબ્દો ઉચ્ચારતાં પોતપોતાના માળાના મુખદ્વારમાં આવીને તે સ્વયંપ્રકાશ વિશ્વાધાર સૂર્યના-રાયણનું આદરાતિથ્ય કરવામાટે સજ્જ થઇને બેઠેલાં જોવામાં આવતાં હતાં. ચંડૂલ પક્ષીઓએ તો ઉદયાચલમાં આરોહણ કરતા સૂર્યની પ્રશંસા કરનારા ભાટોનો જ અવતાર ધારણ કરેલો હતો. અર્થાત્ એકંદર રીતે જોતાં એ સમય સર્વ પ્રાણી માત્રને આનંદ આપનારો જ હતો. જે વેળામાં સૃષ્ટિનો સમસ્ત વૈભવ સૂર્યનાં સુવર્ણરંગી કિરણોથી પ્રફુલ્લ થઇને મનુષ્યના જોવામાં આવે છે, અને તે સાથે જ વિશ્વના ઉત્પાદક, ચાલક અને પાલક પરમે-શ્વરનું અગાધ ચાતુર્ય આવીને જનચક્ષુસમક્ષ મૂર્ત્તિમાન્ ઉભું રહે છે; ને તેથી પરમેશ્વર વિશે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થવાનો અમૂલ્ય અવસર પ્રાપ્ત થાય છે, તે એ પ્રાતઃકાળની જ રમણીય વેળા છે. તે જગન્નિયંતાનું અનન્યભાવે ચિંતન કરવામાટેની અને તેના અનંત ગુણોનું સ્મરણ કરીને તેને શરણે જવામાટેની એનાથી વધારે યોગ્ય તે બીજી કઈ વેળા હોઈ શકે વારુ? પક્ષી આદિ નિર્બુદ્ધ પ્રાણી સુદ્ધાં પણ એ વેળાએ મૂર્ત્તિમાન્ ઈશ્વર સૂર્યદ્વારા તે પરમાત્માનું આદરાતિથ્ય કરવામાટે કેવાં એક પગે તૈયાર હોય છે! પરંતુ આપણે પ્રબુદ્ધ મનુષ્યો એ વેળાએ શું કરતાં હોઇએ છીએ? અરે-એ વિચારને જ મૂકો પડતો. પુનઃ સન્માર્ગદર્શક કર્ત્તવ્યો કરવાના નવીન ઉત્તેજનનો અંગમાં આવિર્ભાવ લાવવામાટે આવશ્યકીય સુખનિદ્રાનો સમય, જે શાંત રાત્રિ, તે અનન્વિત પાપાચરણોમાં વીતાડીને આપણાં લજ્જાથી કૃષ્ણવર્ણ થયેલાં મુખો તેને દેખાડતાં જાણે ભીતિ થતી હોયની! તે પ્રમાણે. પ્રાતઃકાળમાં જ આપણે ગાઢ નિદ્રામાં નિમગ્ન થઈ જઇએ છીએ. ત્યારે શું, આપણને એ પ્રાતઃકાળની પવિત્ર રમણીયતાનું જ્ઞાન નથી, તેથી કે આપણને કોઈ માર્ગ દેખાડનારો નથી, તેથી આપણી એવી અવદશા થાય છે? ના ના; આપણે તો જાણી

જોઇને જ ખાડામાં પડ્યા કરીએ છીએ. કારણ કે, ઋષિઓને તો "પ્રાતઃસંધ્યાનો સમય ઈશ્વરચિંતન માટે ઘણો જ યોગ્ય કાળ છે." એવો શ્રુતિ સ્મૃતિઓમાં સહસ્રવાર કિંબહુના લક્ષાવધિવાર ઉપદેશ આપેલો હોવા છતાં પણ આપણે તો કોરાને કોરા જ રહી ગયા છીએ! અસ્તુ.

તથાપિ, જેમનો અવતાર અવનીમાં માત્ર લોકોના કલ્યાણમાટે જ થયેલો છે, એવા જે હારીત ઋષિસમાન પરમાર્થસાધુ પુરુષો છે, તેઓ તો એ વેળાએ માત્ર પરમેશ્વરના ચિંતન વિના બીજા કોઈ પણ પ્રકારનો વ્યાપાર કરતા નથી. ધ્યાન, ધારણા, જપ, તપ, સચ્છાસ્ત્રનો અભ્યાસ તથા સત્પક્ષનો જય અને અસત્પક્ષનો નાશ, એ કાર્યોને સાધવામાટે દેશકાળ વર્ત્તમાનને અનુસરીને જે ઉપાય ચિન્તનો કરવાનાં હોય છે, તે એવા મહાજનો પ્રાતઃકાળમાં જ કરે છે. ત્યારે એવી વેળાએ જગત્કલ્યાણ જ જેનું મહાવ્રત—જીવનવ્રત છે, એવા મહાપુરુષો પોતાના એકાંત વાસનો ત્યાગ કરીને બીજાં સ્થળોમાં વિચરતા મળી આવે, એ શક્ય જ ક્યાંથી હોય? પરંતુ બાપ્પાને અદ્યાપિ ગાયત્રીમંત્રનો ઉપદેશ આપવામાં ન આવેલો હોવાથી તેને એ પ્રાતઃસંધ્યાના ઉપયોગનું જોઇએ તેટલું જ્ઞાન હતું નહિ. તથાપિ, આસપાસના સૃષ્ટિસૌન્દર્યને નિહાળીને અને આવેલા સંકટની ઈશ્વરકૃપાથી જ નિવૃત્તિ થઈ ગઈ, એવો વિચાર મનમાં આવવાથી તેના મનમાં ઈશ્વરના અગાધ કર્તૃત્વ વિશે જે એક પ્રકારની પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થયેલી હતી, તેનું સાહજિક પરિણામ એવું થયું કે, તે કેટલાક સમય સુધી એકાગ્રતાથી ઈશ્વરના ચિન્તનમાં નિમગ્ન થઈ ગયો.

પ્રિય વાચક! બાપ્પાની એવી સ્થિતિમાં અત્યારે તેની પાછળ પડવાથી આપણા શ્રમની નિષ્ફળતા થવાનો જ વિશેષ સંભવ છે. માટે, ચાલો, આપણે પણ કોઈ જલાશયયુક્ત સુંદર સ્થાન જોઇને ત્યાં શુચિર્ભૂત થઈ, કેટલોક કાળ સ્નાન સંધ્યા આદિ નિત્યકર્મમાં વીતાડીએ.

---

## ત્રયોદશ કિરણ

## ઋષિના શોધમાં

લગભગ દોઢ પ્રહર જેટલો દિવસ વીતી ચૂકયો હતો, અને સૂર્ય આકાશના મધ્ય ભાગમાં વિરાજવાની તૈયારીમાં હતો. પ્રવાસી લોકોની વિશ્રાંતિ લેવાની વેળા થવા આવી હતી. પણ આપણી વાર્ત્તાનો નાયક જે બાપ્પા, તે કાંઈ અન્ય સાધારણ પ્રવાસીઓ જેવા સ્વભાવનો હતો નહિ. તેની અવસ્થા કેટલી, અને તેના શિરે આવી પડેલાં દુઃખોનો ભાર કેટલો? પણ એનો તેના મનમાં લેશમાત્ર પણ ખેદ કે શોક હતો નહિ. એક સાધારણ મનુષ્યના મનમાં "હું કોણ છું? શું કરું છું? મારે ક્યાં જવાનું છે? મને માર્ગ કેવી રીતે મળશે? આ ઘોર અરણ્યમાં ઇતસ્તતઃ સ્વચ્છંદતાથી ફરતાં પ્રાણહારક પશુઓ મારા શરીરની હાનિ તો નહિ કરી નાખે?" ઇત્યાદિ અનેક ભયંકર પ્રશ્નો આવીને ઉભા રહેવા જોઇએ, એ સર્વથા સ્વાભાવિક જ છે. પણ એના મનમાં તો 'એ સત્પુરુષના દર્શનનો લાભ મને કેવી રીતે મળી શકશે?' એ એક પ્રશ્ન વિના બીજો એક પણ પ્રશ્ન ઉદ્દ્ભવતો જોવામાં આવતો જ નહોતો. એનું મન તે સત્પરુષના ધ્યાનમાં જ લીન થઈ ગયેલું હતું. બહારથી જોતાં તો એ પણ ક્યાંક જતો જ હતો; પણ તેના વિચરવાની એક દિશા નહોતી, કિંતુ એ કેવળ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે દશે દિશામાં એક

સમાન ભ્રમણ કરતો દૃગ્ગોચર થતો હતો. એકવાર એ ચાર પગલાં એક દિશામાં તો, ત્યાર પછી સો પચાસ ડગલાં બીજી દિશામાં, અને વળી પાંચપચ્ચીશ કદમ ત્રીજી દિશામાં એ પ્રમાણે કોઈ પણ પ્રકારના નિશ્ચયવિના જ ફર્યા કરતો હતો. પરંતુ તેનું સદ્ભાગ્ય કે, માર્ગમાં તેને ક્યાંય ઠેસ પણ લાગી નહિ કે પગમાં ક્યાંય કાંટો પણ ભોકાયો નહિ. જેમ જેમ સૂર્યનો તાપ વધારે અને વધારે વધતો ગયો, તેમ તેમ ભયાનક વનપ્રદેશ વધારે અને વધારે જ ભયંકરતા ધારણ કરતો ગયો. પારધિઓએ હરિણોને પકડવામાટે પોતાનાં જાળાં પ્રસરેલાં હતાં. તેમાં ક્વચિત્ કોઈ શિકાર સપડાઈ પણ જતો હતો. પારધિઓનાં શિકારી કૂતરાંના ભસવાનો ધ્વનિ વારંવાર સંભળાતો હતો. વ્યાઘ્ર આદિક ક્રૂર પ્રાણીઓનો શિકાર સાધવા આવેલા શિકારીઓ તેમને (વ્યાઘ્રને) ઉત્તેજિત કરવામાટે પર્વતની ખીણોમાં ઉભા રહીને ભયંકર અને કાનને ફોડી નાખે એવા પોકારો કરતા જોવામાં આવતા હતા. કઠિયારાઓ પોતાના કુહાડાના આઘાતથી મોટાં મોટાં વૃક્ષોને તોડી પાડતા હતા, અને તે પડતાં વૃક્ષોનો 'કડાડ' 'કડાડ'નો ધ્વનિ મનમાં અત્યંત ભય ઉપજાવતો હતો. સારાંશ કે, અરણ્યના જૂદા જૂદા ભાગોમાં એવા નાનાવિધ ગડબડના પ્રકારો ચાલૂ હતા. એમાંના પ્રત્યેક સમક્ષ ધૂમકેતુ પ્રમાણે અનિયમિત કક્ષામાં ભ્રમણ કરતો, પરંતુ મહાતેજસ્વી બાપ્પારૂપ તારો એક અથવા અનેક વેળા આવતો જતો જોવામાં આવતો હતો. એવા ભયંકર દેખાવો પ્રત્યક્ષ જોવા છતાં પણ તેના મનની દૃઢતા લેશમાત્ર પણ ચળી નહિ. દૃઢ નિશ્ચયની પ્રેરણાથી સાધુદર્શનની ઉત્કટ ઇચ્છા સાથે તેનું એટલું બધું તાદાત્મ્ય થઈ ગયું હતું કે, તેને પોતાના દેહવ્યાપારનું પણ ભાન રહ્યું નહોતું.

પરંતુ પોતાનાં દર્શનમાટે આતુર થયેલા એ સુકુમાર બાલવીરનું તે મુનિવર્યને કાંઈ પણ સ્મરણ હશે ખરું કે? કિંવા, તે પણ પોતાના અત્યંત પ્રિયતમ બ્રહ્મવિચારમાં લીન થઈ જવાથી આ જંગમ જગતનું તેને પણ ભાન નહિ હોય? બહુધા એ દ્વિતીય અનુમાન જ ખરું છે. એવા મહાત્માઓ અંતર્જ્ઞાની તો હોય છે જ. અંતર્દૃષ્ટિવડે, તેમનામાં પોતે જ્યાં બેઠા હોય ત્યાં જ સમસ્ત વિશ્વમાં ચાલતા વ્યાપારોને જાણી લેવાની શક્તિ તો રહેલી હોય છે જ. પરંતુ તેઓ ભાનમાં હોય અને એવા વ્યવહારોને જાણવાની ઇચ્છા કરે, તો જ તેમને એનું જ્ઞાન થાય છે; અન્યથા નહિ. ત્યારે એવી સ્થિતિમાં આપણા એ બાળવીરની શી ગતિ થશે? શું, એવી રીતે ભ્રમણ કરતાં કરતાં ક્ષુધા અને પિપાસાની પીડાથી નિર્જન વનમાં જ મરણશરણ થવાનો લેખ તેના ભાગ્યમાં લખાયલો છે? ના ના; એ પ્રમાણેની કલ્પના કરવી, એ પણ એક જાતિની પ્રમાદશીલતા જ છે. કારણ કે, જે સર્વસાક્ષી કરુણાસાગર કીટ અને કીટિકા આદિની પણ ઉપેક્ષા નથી કરતો તે, સર્વથા ભૂભારહરણમાટે જ આ પૃથ્વીમાં નિર્માણ થયેલા સૂર્યકુળના શુદ્ધ અને સરળ અંકુરને એવા કુઠારરૂપ સંકટોમાંથી પણ પાર પાડીને વિશેષ પ્રબળ બનાવ્યા વિના કોઈ કાળે પણ જંપવાનો નથી જ, એ નિશ્ચિત છે. ઈશ્વરની દયાળુતામાં બંધાયલી દૃઢ શ્રદ્ધા જ મનુષ્યને સંકટોના સમુદ્રમાંથી તારીને પાર ઉતારે છે, એ ધર્મનો એક મુખ્ય સિદ્ધાંત છે; અને તેવી ઉત્તમ શ્રદ્ધા બાપ્પાના રક્ત માંસમાં ઓતપ્રોત વ્યાપેલી હતી, એટલે તેના નાશની કલ્પના જ માત્ર પણ કેમ કરી શકાય?

એ પ્રમાણે જંગલમાં ભટકતાં ભટકતાં બહુ જ સમય વીતી ગયો, પણ બાપ્પાને પોતાની ઓળખાણનો એક પણ મનુષ્ય મળ્યો નહિ. તે તો પોતાના ધ્યાનમાં ને ધ્યાનમાં એક સરખો

ભમ્યા જ કરતો હતો. વચવચમાં કોઇવાર તડકામાં તો કોઇવાર છાંયડામાં બેસીને તે વિશ્રાંતિ પણ લેતો હતો. પાછો ઉઠતો, ચાલતો અને વળી કયાંક બેસી જતો હતો. પરંતુ તેની એ હીલચાલ બુદ્ધિપુરઃસર જરા પણ થતી નહોતી. એમ કરતાં કરતાં અકસ્માત્ તે એક એવા સ્થાને આવી પહોંચ્યો કે, ત્યાંથી લેશમાત્ર પણ ખસવાની તેના મનમાં ઇચ્છા થઈ નહિ. એ સ્થળની આસપાસ ચારે બાજૂએ પાંચ પાંચ દશ દશ હાથની ઉંચાઇની ટેકરીઓ બની ગયેલી હતી અને તેમના મધ્યમાં એક ચાળીસ પચાસ હાથની લંબાઈ અને પંદરથી વીસ હાથની પહોળાઇનો ખાડો જોવામાં આવતો હતો. એ ખાડાની ઉંડાઈ સાધારણ જ હતી, અને મધ્ય ભાગની પૃથ્વી સાઠથી પોણોસો ચોરસ હાથ જેટલા માપની જ ધારી શકાતી હતી. એ ખાડાની આસપાસ અને અંદરના ભાગમાં પણ એટલી બધી ઘાટી ઝાડી હતી અને અંદરનાં ઘાસ અને ઝાડઝૂડ પણ એટલાં બધાં વધેલાં હતાં કે, એ સ્થાને કોઈ ખાડો હશે, એવી કલ્પના પણ પ્રથમ દૃષ્ટિએ ભાગ્યે જ થઈ શકે. અંદર કિનારે કિનારે ઢોરો ચરવા ઉતરતાં હતાં. તથાપિ, એ સ્થાન કોઈ પણ પગરસ્તાથી અથવા કોઈ મોટા રાજમાર્ગથી એટલું બધું દૂર અને આડી દિશામાં હતું કે, બહુધા ત્યાં મનુષ્યનાં પગલાં થાય, એ સર્વથા અશક્ય જ હતું. ત્યાં જે કોઇવાર ઢોર ચરવા આવતાં હતાં, તે પણ ભૂલ્યાં ભટકયાં જ. કોઈ કોઇવાર વ્યાઘ્ર સ્વામી અને ભુજંગ સ્વામીના એ સ્થાને આવીને બેસવાનો સર્વથી વધારે સંભવ હતો. કારણ કે, એ સ્થળે શીતળતાની બહુ જ વિપુલતા હતી. કેટલીકવાર શિકારીઓ પોતાના શિકાર પાછળ લાગતાં ભૂલા પડીને એ સ્થાને આવી ચઢતા હતા. એવું એ એક સમયાવચ્છેદે રમણીય અને ભયાનક સ્થાન હતું.

એવા નિર્જન વનના એ ભયંકર સ્થાનમાં આપણો બાળ શૂર આસરે એક પ્રહર દિવસ બાકી રહ્યો હશે, તે વેળાએ આવી પહોંચ્યો. તેના થાકી ગયેલા શરીરને એ સ્થાન કાંઇક અનુકૂળ થયું અને તેનું મન પણ ત્યાં પરોવાઈ ગયું. મન તો તેને છોડીને કયારનુંય જઇને તે મુનિનાં ચરણોમાં ઉપસ્થિત થયું હતું. પાર્શ્વમણિની સંગતિથી જેવી રીતે લોઢાનું સોનું બની જાય છે, તેવી જ રીતે બ્રહ્મજ્ઞાનમગ્ન ઋષિવર્યના ધ્યાનથી બાપ્પાનું મન પણ પોતાની ચંચળતાનો ત્યાગ કરીને મેરૂ સમાન અત્યંત સ્થિર અને દૃઢ થઈ ગયું હતું. સત્સંગતિનો પ્રભાવ એવો જ વિચિત્ર અને વિલક્ષણ હોય છે. એ સ્થાને આવીને બાપ્પા નિર્વિકલ્પ સમાધિમાં લીન થયેલા કોઈ યોગીશ્વર પ્રમાણે જરા પણ હીલચાલ કર્યાવિના સ્વસ્થતાથી બેસી રહ્યો. વચવચમાં તેના મનમાં આસપાસ પથરાયલા અનુપમ સૃષ્ટિસૌન્દર્યનું અવલોકન કરવાની ઇચ્છા થઈ આવતી હતી. પરંતુ લગભગ આઠ પ્રહરથી ખાવા પીવાનું કાંઈ પણ ન મળેલું હોવાથી અને વળી પાણીમાં તણાતાં તથા વનમાં ભટકતાં અતોનાત શ્રમ થવાથી તેવા અવલોકનની તેનાં નેત્રોમાં શક્તિ રહી નહોતી. કાનોમાં સાંભળવાની અને નાકમાં સુંઘવાની તાકત પણ રહી નહોતી. એવી તેના સર્વ અવયવોની અવદશા થઈ ગયેલી હતી. અર્થાત્ પોતાના કાર્યનું વેતન ન મળવાથી તે સર્વ અવયવો રીસાઈ ગયા હતા. બાપ્પાને ત્યાં સમાધિ જેવી અવસ્થામાં બેસી રહેવાને ઘડી બે ઘડીનો સમય વીત્યો હશે, એટલામાં અચાનક તેના ધ્યાનનો ભંગ થયો અને પાછી તેને અસ્વસ્થતા થતી ભાસવા લાગી. 'અહીં કાંઈ પણ વિલક્ષણ પ્રકાર હોવો જોઇએ!' એવો આંતરિક ભાસ થવા લાગ્યો. પાછો તે અહીં તહીં ફરવા લાગ્યો. એવામાં ઘ્રાણેન્દ્રિયને શીતલ કરનારો ધૂપનો સુગંધ તેને આવતો જણાયો. એથી તેના મનમાં એક પ્રકારનો અપૂર્વ

આનંદ થયો અને તેનાં સકળ ગાત્રોને એકાએક વિશ્રાંતિ મળી. સવારમાં પોતાના શરીરે ચોળા-ચલી ભસ્મના વાસ જેવો એક પ્રકારનો વાસ પણ તેને આવવા લાગ્યો. તેનું હૃદય મુગ્ધ આનંદથી ધડકવા લાગ્યું. 'હવે આપણે ઇચ્છિત મનોરથની સિદ્ધિના સ્થાનમાં જ આવી પહોંચ્યા છીએ,' એમ તેનું મન તેને વારંવાર કહેવા લાગ્યું. પરંતુ પાછી તેને ભીતિ પણ થવા લાગી. પણ એ ભીતિ શાથી અને શામાટે થયા કરે છે, એ જાણવાની માત્ર તેનામાં શક્તિ નહોતી. તેમ જ આનંદ થવાનું કારણ પણ તેના જાણવામાં આવી ન શકયું. એ પ્રમાણેની સ્થિતિમાં જોઈ નિહાળીને અત્યંત ધ્યાનથી એક એક પગલું ભરતો ધીમે ધીમે તે ખાડાના મધ્યભાગ પ્રતિ જવા લાગ્યો.

હારીતઋષિનો ભૂમિગત આશ્રમ એ જ સ્થાને હતો. જો મનમાં આવે તો કવચિત્ ઉપા-હાર કરવાની અને પુનઃ સાયંસ્નાનની તૈયારી કરવાની એ વેળા હતી. ધૂપ ઇત્યાદિ તો ત્યાં નિત્ય જ બળ્યાં કરતાં હતાં. એ સુગંધથી મોહાઇને કવચિત્ કેટલાક ભુજંગો પણ આશ્રમના દ્વાર પાસે ફણા ચઢાવીને બેસતા હતા અને તેથી જ ભૂલે ચૂકે જો કોઈ તે ખાડામાં આવી જતો હતો, તોપણ તે, એ ભુજંગોની ભીતિને લીધે ત્યાં વધારે વાર ટકી શકતો નહોતો. તે સુગંધને આસરે ચાલતો બાપ્પા, ઠેઠ તે ઋષિ–આશ્રમના દ્વાર પાસે આવી લાગ્યો. તેના સદ્‌ભાગ્યે તે દિવસે ત્યાં તે યમસ્વરૂપ ભુજંગોનું બિલકુલ આગમન થયેલું નહોતું જ. આશ્રમના દ્વાર પાસે પહોંચતાં જ તેના મનમાં અત્યંત ભીતિ થવા લાગી. તેના હૃદયમાં થતા ધબકારાનો ધ્વનિ બહિર્ભાગમાં પણ સ્પષ્ટ સંભળાવા લાગ્યો. આશ્રમનું દ્વાર તે દ્વાર નહિ, પણ તે બે હાથની પહોળાઇનું અને ચાર હાથની ઉંચાઇવાળું એક છિદ્ર જ હતું. તેમાં મુખ નાખીને બાપ્પાએ જોયું તો કાળા અંધકાર વિના બીજું કાંઈ પણ તેના જોવામાં આવ્યું નહિ. એકવાર અંદર જોવું અને પાછું ડોકું બહાર કાઢી લેવું; એકવાર અંદર પગ મૂકવો અને પાછો બહાર કાઢી લેવો; એક-વાર આગળ વધવું, અને પાછું પાછળ હટી જવું, એવો તેણે અવ્યાહત વ્યાપાર ત્યાં ચલાવવા માંડ્યો. અંદર ઉતરવાની તેની હિંમત થઈ નહોતી શકતી; તેમ જ પાછા ફરવાનો નિશ્ચય પણ તે કરી શકતો નહોતો. એમ થતાં થતાં સૂર્યાસ્તનો સમય થવા આવ્યો. એટલે ખાડો વળી આગળ કરતાં પણ વધારે ભયંકર દેખાવા લાગ્યો; કારણ કે, ખાડાના અંતર્ભાગમાં તો કયારનોએ રાત પડવાનો ભાસ થઈ ચૂકયો હતો. અંતે ત્યાં બેસી રહેવાનો જ નિશ્ચય કરીને દૃઢતાથી બાપ્પા આશ્રમના દ્વાર પાસે જ સ્વસ્થ થઇને બેસી રહ્યો. ઈશ્વરે પણ આજે એ અલ્પવયી બાળકની કઠિનમાં કઠિન પરીક્ષા લેવા માંડી હતી, એમ જ કહી શકાય. તથાપિ, "भावेन देवः" એ વચન કોઈ કાળે પણ ખોટું થઈ શકે ખરું કે? માત્ર એ ભાવની પૂરેપૂરી કસોટી કીધાવિના દેવ તે ભક્તને આધીન થતો નથી. બાપ્પાની એ દૃઢ ભક્તિને ધ્યાનમાં લાવીને ઈશ્વરે તે ઋષિવર્યના મનમાં પ્રેરણા શામાટે ન કરી? એવી કદાચિત્ કોઇ શંકા કાઢશે. પણ અમે કહીએ છીએ કે, તે ઋષિમાં પોતામાં વળી કયાં ઓછું સામર્થ્ય હતું? અંતર્દૃષ્ટિથી તે તત્કાળ જાણશે કે, "મારાં દર્શન માટે એક સુકુમાર બાળક દુઃખી થતો દ્વારપર બેઠેલો છે!" અને પરમાત્માની અદ્‌ભુત લીલા કે, સર્વથા થયું પણ એમ જ.

ઋષિએ સ્નાન કરવામાટે બહાર નીકળવાનો વિચાર કર્યો, એટલામાં અચાનક તેમને સવારવાળા બાળની સ્મૃતિ થઈ આવી, અને તે સ્મૃતિ થતાં જ 'તે મારા શોધમાં કદાચિત્ આટલામાં જ કયાંક ફરતો હોવો જોઇએ.' એવું જ્ઞાન પણ તેમને થઈ ગયું. એટલે તેમણે પ્રયત્ન-

પૂર્વક વળી પણ અંતર્દૃષ્ટિથી ખરો પ્રકાર શો છે, તે જાણવામાટે તત્કાળ સમાધિ ચઢાવી અને જોયું તો તે બાળક પોતાના દ્વારમાં આવીને બેઠેલો છે, એવું તેમના જોવામાં આવ્યું. એથી તેમનું હૃદય પણ એકાએક વત્સલભાવથી ઉભરાઈ જવા લાગ્યું. તેમણે તત્કાળ ગુહાથી બહાર નીકળવાનો યત્ન કરવા માંડ્યો અને પોતાનાં સ્નાનનાં સાધનો લઇને પગથિયાંપર ચઢવા માંડ્યું. તેમના પગોમાં લાકડાની ચાખડીઓ હતી. તેનો ધ્વનિ બાપ્પાએ બહારથી સાંભળ્યો. એથી તેના મનમાં ભીતિ, ઉત્સુકતા અને આનંદ ઇત્યાદિક પરસ્પર વિરુદ્ધ અનેક વિકારોનું જંગી યુદ્ધ થવા માંડ્યું. અંતે જેવા હારિતમુનિ ગુહામાંથી બહાર નીકળ્યા, કે, તેમને નિહાળતાં જ 'એ જ મારી મનોમય મૂર્ત્તિનું સત્યસ્વરૂપ છે.' એવો નિશ્ચય થઈ જવાથી બાપ્પાએ તેમનાં ચરણ પકડી લીધાં અને પોતાનાં અશ્રુથી તેમની પાદુકાઓ ભીંજવી નાખી.

સાધુજનો તો સ્વાભાવિક જ દયાના સમુદ્ર, અત્યંત કોમળ હૃદયવાળા અને નવનીત (માખણ) કરતાં પણ વધારે મૃદુ હોય છે જ, એટલે આટલા એક અલ્પવયી બાળકની આવી દૃઢ ભક્તિ અને દૃઢતમ વિશ્વાસ જોઇને પ્રેમથી તેમની છાતી ભરાઈ આવી. 'પ્રભાતમાં જેને મેં ભસ્મ-લેપન કરીને મૃત્યુની દાઢમાંથી બચાવ્યો હતો, તે જ આ ક્ષત્રિય બાળક છે.' એમ તે તત્કાળ જાણી ગયા, અને તેથી પ્રેમથી ગદ્ગદ થઈ ગયેલા કંઠથી તેમણે બાપ્પાને ઉદ્દેશીને કહ્યું કે;–

"ઉઠ! વત્સ! ઉઠ! આજે તેં અત્યંત શ્રમ સહ્યો છે." એમ કહીને તેને ઉઠાડીને તેમણે તેના મુખ અને પીઠપર હાથ ફેરવ્યો અને તેની અચલ શ્રદ્ધામાટે તેને અતિશય ધન્યવાદ આપ્યો.

"મહારાજ! આજે પ્રભાતમાં મને પ્રાણદાન આપીને 'चक्रवर्ती भव' એમ કહી જે અર્ધ-નિદ્રિત અને અર્ધ જાગૃત અવસ્થામાં આપે આશીર્વાદ આપ્યો છે, તે આપનો અમૃત કરતાં પણ વધારે મિષ્ટ સ્વર અદ્યાપિ મારાં કર્ણોમાં ગૂંજ્યા કરે છે! અને તે ક્ષણથી આપની ભવ્ય અને પૂજ્ય મૂર્ત્તિ એક નિમેષમાત્ર પણ મારાં નેત્રોથી દૂર થઈ નથી. સવારમાં સાધુના સ્વરૂપમાં આપ ઈશ્વર જ મને મળ્યા હતા, પણ તે વેળાએ આપનાં ચરણ પકડી લેવાની સુબુદ્ધિ મને સૂઝી નહિ, અથવા મારામાં તે વેળાએ એમ કરવાની શક્તિ જ નહોતી, એમ કહો તો પણ ચાલે. એટલા માટે પાછળથી મારા મનમાં ઘણો જ ખેદ થયો, અને આપના દર્શનનો પ્રત્યક્ષ લાભ અને આપનો અનુગ્રહ થવા વિના અન્ન કે જળ લેવું જ નહિ, એવો મેં નિશ્ચય કર્યો હતો. એ મારા શ્રમ અને દૃઢ નિશ્ચયનું ફળ મને સત્વર જ મળ્યું. આપ અત્યંત દયાળુ છો, તેથી જ આવો શુભ પ્રસંગ મને પ્રાપ્ત થયો. હવે મને કૃતાર્થ કરો; અને પછી મારે કયો માર્ગ લેવો, તે બતાવો!" એ પ્રમાણે બાપ્પાએ તે ઋષિ સમક્ષ હસ્તદ્વય જોડીને અનન્યભાવે નમ્ર પ્રાર્થના કરી.

એવો તેનો વિનીત ભાવ જોઇને તેના શિરપર હસ્ત રાખીને પોતાના મુખમાંથી આશીર્વાદ આપતાં તે ઋષિએ નિમ્ન લિખિત વાક્યનો ઉચ્ચાર કર્યો;–

"વત્સ! આજથી સમજી લે કે, તારાં સર્વ સંકટોનો સંહાર થઈ ચૂક્યો! ચાલ, અત્યારે તો મારી સાથે; આપણે બન્ને સ્નાન કરીએ, અને ત્યાંથી આશ્રમમાં પાછા આવ્યા પછી તારે હવે કયો માર્ગ લેવો, તે વિષે હું તને ઉપદેશ આપીશ. તને મેં જે આજે પ્રભાતમાં 'ચક્રવર્ત્તી ભવ' એવો આશીર્વાદ આપવાનું તું જણાવે છે, તે તારા મનમાં થયેલો માત્ર એક પ્રકારનો ભાસ જ છે. પરંતુ અત્યારે મહા આનંદથી હું તને આશીર્વાદ આપું છું કે, વત્સ! चक्रवर्ती भव!"

"તથાસ્તુ!" બાપ્પાએ એમ કહીને સપ્રેમ ઋષિના આશીર્વાદનો અંગીકાર કર્યો.

ત્યારપછી તે સદ્ગુરુ અને તે સચ્છિષ્ય ઉભય સંભાષણ કરતા સ્નાનમાટે નદીતીરે ચાલ્યા ગયા.

પ્રિયવાંચક! એ ગુરુશિષ્ય–હારીતઋષિ અને બાપ્પા–પાછા આશ્રમમાં આવે ત્યાંસુધી ચાલો આપણે આપણી નવલકથાનાં બીજાં પાત્રોની સુખદુઃખાત્મક સ્થિતિનું નિરીક્ષણ કરવામાં કાળનો–અમૂલ્ય કાળનો–કિંચિદ્ વ્યય કરીએ. કારણ કે, તેમ કરવા વિના વાર્ત્તાની વસ્તુસંકલનાની રસિકતામાં ભંગ પડવાનો સંભવ છે. માટે એ દોષની આપત્તિ થવા ન પામે તેવો માર્ગ આપણે સ્વીકારવો જ જોઇએ અને અમે જ્યાં લઈ જઇએ ત્યાં તમારે આવવું જ જોઇએ. કોઈ પણ સ્થાનમાં કોઈ પણ પ્રકારના અટકાવ વિના પ્રવેશ કરવાની સ્વતંત્રતા જેટલા પ્રમાણમાં નવલકથાકાર ધરાવે છે, તેટલા જ પ્રમાણમાં પોતાની ઇચ્છા હોય ત્યાં વાંચકોને દોરી જવાનો સ્વતંત્ર અધિકાર પણ તેના હસ્તમાં રહેલો હોય છે. અસ્તુ.

## ચતુર્દશ કિરણ
## શોધાશોધ અને ચિન્તા

બાપ્પાને પ્રવાહમાંથી નીકળવા પછી ઋષિદર્શનનો જે અમૂલ્ય લાભ થયો, તેનો વૃત્તાંત આપણે ગત કિરણમાં જાણી આવ્યા. હવે આપણે વીરસિંહ અને સમરસિંહની શી ગતિ થઈ, તેનું પ્રસ્તુત કિરણમાં અવલોકન કરીશું.

વીરસિંહ અને સમરસિંહ જે પ્રવાહમાં રાત્રે તણાઈ આવ્યા હતા, તે જ પ્રવાહના બન્ને તીરે બાપ્પાનો શોધ કરતા પાછા ઉપરના ભાગમાં આવતા જતા હતા. પરંતુ અદ્યાપિ કોઈ પણ સ્થળે બાપ્પાનું કશું પણ ચિહ્ન દૃષ્ટિગોચર ન થવાથી તેઓ અત્યંત નિરાશ થઈ ગયા. એમ છતાં પણ બાપ્પાની શી દશા થયેલી હોવી જોઇએ, એ વિશે કશો પણ તર્ક ન થઈ શકવાથી તેમનાથી તે માર્ગ છોડી શકાતો નહોતો. "વખતે સુરાર્મા દુર્ગમાં જઇને બાપ્પાનો શોધ ચલાવશે તો?" એની તેમને ઘણી જ ભીતિ થયા કરતી હતી. બાપ્પાને શોધતી વેળાએ તેમણે ક્ષુધા કે તૃષાની પીડાનો જરા પણ વિચાર કર્યો નહિ. અંતે ગત રાત્રિએ ભોગવેલાં કષ્ટોને લીધે શરીર અત્યંત ક્ષીણ અને અશક્ત થઈ ગયેલાં હોવાથી તેમનાથી આગળ ચાલી શકાયું નહિ. સૂર્યનો તાપ પણ અસહ્ય થવા લાગ્યો. છાયાનો સર્વત્ર અભાવ થયો અને સૂર્ય આકાશના મધ્ય ભાગમાં આવ્યો, ત્યારે મધ્યાહ્ન થઈ જવાની અટકળ બાંધીને તે પિતા પુત્ર 'હવે પછી શું કરવું?' એનો સાથે મળીને વિચાર કરવા લાગ્યા. પણ એવી સ્થિતિમાં વિચાર પણ શો નિશ્ચિત થઈ શકે વારુ? શરીરમાંના કષ્ટ અને રવિના તાપને લીધે તેમને ચક્કર આવવા લાગ્યા, અને દૃષ્ટિની શક્તિ પણ મંદ પડી જતી દેખાઈ; એટલે નિરુપાય થઇને એક સ્થળે તેઓ છાયામાં બેસી ગયા. ક્ષુધા અને પિપાસાથી તેમના પ્રાણ આકુળ વ્યાકુળ થઈ ગયા હતા. પરંતુ શરીર અને મન ઉભયમાં લેશ માત્ર પણ શક્તિ રહેલી ન હોવાથી અન્ન પાણીનો શોધ કરવાને બદલે તેઓ કેટલીકવાર સુધી ત્યાં જ મૂર્છિત થવા પ્રમાણે પડી રહ્યા.

એટલામાં ભંડેરગઢના કેટલાક રાજપૂત જમીનદારો અને એ જ પિતા પુત્રના શોધમાં નીકળેલા તેમના સૈનિકો થાકીને વિશ્રાંતિમાટે કોઈ જળાશય મળે, તો ત્યાં જઇને બેસવાના વિચા-

રથી ચાલ્યા જતા હતા. તેઓ અચાનક જ્યાં **વીરસિંહ** અને **સમરસિંહ** મૂર્ચ્છિત દશામાં પડેલા હતા, તેજ સ્થાને આવી લાગ્યા. સૈનિકોએ પોતાના સ્વામીઓને ઓળખી લીધા; અને તેથી તેમણે ધીમેથી તેમને જાગૃત કરીને તેમની યોગ્ય શુશ્રુષા કરી. અર્થાત્ તેમને ખાનપાન આપ્યાં અને ત્યાર પછી ધૈર્યથી તેમનો સઘળો વૃત્તાંત સાંભળી લીધો. બાપ્પા વિશે જે ચિન્તા **વીરસિંહ** અને **સમરસિંહ**ના મનમાં થયા કરતી હતી, તેને દૂર કરવાનો જો કે તેમની પાસે ઉપાય હતો નહિ; તો પણ તેમણે 'અમે ત્રિખંડ શોધીને પણ બરાબર તે વીર બાળકનો પત્તો મેળવીશું, માટે આપે એ વિશે જરા પણ ચિન્તા કરવી નહિ. ઈશ્વરે જેવી રીતે તમારા પ્રાણનું રક્ષણ કર્યું છે, તેવી જ રીતે તેના જીવનું પણ રક્ષણ કર્યું જ હશે!' એવા અનેક પ્રકારનાં સમાધાન-કારક વાક્યો કહીને તૃતીય પ્રહર થઈ જતાં સૂર્યના તાપની ન્યૂનતા થવા પછી તે અરણ્યમાંથી સર્વેએ સાથે મળીને પ્રયાણ કર્યું. તેઓ પાછા **ભંડેરગઢ** તરફ વળ્યા.

* * * * * * * * * * *

**સુશર્મા** પોતાના મધ્યાહ્નકર્મથી મુક્ત થઇને વૈશ્વદેવ કરી કાકબલિ નાખવા માટે બહાર આવ્યો હતો; અને જો કોઈ અતિથિ આવી જાય, તો તેની વાટ જોતો ઊભો હતો. એટલામાં **ભંડેરગઢ**માંથી શોધમાટે જ નીકળેલા **વીરસિંહ**ના સૈનિકોમાંનો એક સૈનિક, કે જે ખાસ **સુશર્મા**ને ત્યાંજ આવવામાટે સર્વેથી આગળ નીકળી ચૂકયો હતો, તે ત્યાં આવી પહોંચ્યો. **સુશર્મા**ને જોતાંજ તેણે નમ્રતાથી પ્રશ્ન કર્યો કે, "મહારાજ! અહીં **સુશર્મા** નામના પંડિત ક્યાં આગળ રહે છે વારુ?"

તે સવારમાંજ બનેલા પેલા ભિલ્લવાળા બનાવની સ્મૃતિ થવાથી એને હવે શું ઉત્તર આપવું, એની **સુશર્મા**ને કશી પણ સૂઝ પડી નહિ. ભયથી તેનું હૃદય થરથર કંપાયમાન થવા લાગ્યું. પરંતુ 'અસત્ય ભાષણ સમાન બીજું કોઈ પાતકજ નથી!' એમ તેનો બ્રાહ્મણધર્મ તેને વારંવાર આંતરિક ઉપદેશ આપતો હોવાથી અંતે તેણે સત્ય ઉત્તર આપવાનો જ નિશ્ચય કર્યો. બ્રાહ્મણને પોતાના પ્રશ્નનું સત્વર ઉત્તર આપતો ન જોઇને વળી પણ તે સૈનિકે નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી કે;—

"મહારાજ! હું **વીરસિંહ** ઠાકોરનો માણસ છું. મારે અત્યારેજ **સુશર્મા** પંડિત સાથે એક બહુ જ અગત્યનું કામ છે. માટે જો આપને તેમના ઘરની ખબર હોય, તો મને કૃપા કરીને જણાવો. જો ખબર ન હોય તો કાંઈ નહિ, હું બીજા કોઇને પૂછીને પત્તો મેળવી લઇશ."

ઠાકોર **વીરસિંહ**નું નામ સાંભળતાંજ "શું **ભંડેરગઢ**ના ઠાકોર **વીરસિંહ** કે?" એવો વિપ્ર **સુશર્મા**એ મહા ઉત્સુકતાથી તેને સામો પ્રશ્ન કર્યો.

"જી હા-મહારાજ! તે જ." સૈનિકે તત્કાળ પ્રત્યુત્તર આપ્યું.

"તમે જે **સુશર્મા**ને મળવા માગો છો, તે **સુશર્મા** હું પોતેજ છું. મારી સાથે તમારું શું કામ છે, તે કહો." એમ કહીને તે સૈનિક પ્રત્યુત્તર આપે, એટલામાં તો પાછો તેણે સવાલ કર્યો કે, "એ તો ઠીક, પણ પ્રથમ મને જણાવો કે, મારો **સુદેવ** તો ત્યાં ક્ષેમકુશળ છે ને? એ બાળકને ઠાકોરના ચિરંજીવી **સમરસિંહ** અહીંથી માત્ર આઠ દિવસનો વાયદો કરીને તેડી ગયા હતા, તેને આજે નવ દિવસ થયા; તો પણ હજી તેને તેમણે અહીં પાછો મોકલ્યો નથી. એટલા માટે કદાચિત્ તેને તેમણે ત્યાં બે ચાર દિવસ વધારે રાખવાના સમાચાર આપવાને તમે અહીં આવ્યા હશો. આવો અંદર આવો! મધ્યાહ્નનો સમય છે. જરા ખાઓ, પીઓ અને વિશ્રાંતિ

લઇને પછી જવું હોય તો પાછા ગઢ તરફ ચાલ્યા જજો. તમે સમાચાર આપવાને આવ્યા, એ બહુ જ સારું કર્યું, નહિ તો વ્યર્થ મારો જીવ ચકડોળે ચઢી ગયો હોત! તેમણે સુદેવને વધારે દિવસ રોકયો, એમાં મારો જરા પણ વાંધો નથી, હો કે! એ જરાક ઉચ્છૃંખલ વૃત્તિનો બાળક છે, અને તેથી કદાચિત્ ત્યાં મસ્તી તોફાન કરશે, એમ ધારીને જ મેં તેને જલ્દી પાછો મોકલી આપવામાટેનો આગ્રહ કરેલો હતો. પરંતુ ત્યાં જો તે સારી રીતે વર્ત્તતો હોય, ને સમરસિંહનો એનામાં સ્નેહ બંધાઈ ગયો હોય, તો છોને રહ્યો ત્યાં જ!" એ પ્રમાણે સુશર્માએ પોતાના અનુમાન–મનોરાજ્ય–ની કથાનો વિસ્તાર કરવા માંડ્યો.

આવેલો સૈનિક ગંભીર વિચારમાં પડી ગયો. તેના મનમાં અનેક પ્રકારના તરંગો ઊઠવા માંડ્યા. "શું, એ વિપ્રને ખરેખરી વાત જણાવી દેવી કે? ના ના. એમ કરવાથી તો મારી મૂર્ખતા જ વ્યક્ત થાય. વારુ, અત્યારે આપણે બધું એને એની ઇચ્છા પ્રમાણે જ હા હા કહીએ અને દુર્દૈવવશાત્ યદા કદાચિત્ સુદેવ મૃત્યુનું બલિદાન થયો હોય, તો એ વાર્ત્તા કેટલા દિવસ છૂપાવી શકાશે? અંતે એ જ યોગ્ય લાગે છે કે, ખરેખરી બીના જણાવી જ દેવી. પાછળથી બ્રાહ્મણના કોપપાત્ર થવું, તેના કરતાં માત્ર તેના મનના દુ:ખવનાર થવું, એ વધારે સારું છે."

એવી રીતે તે સૈનિકનું મન બે પ્રકારના વિચારોમાં વિભક્ત થઈ ગયું. પરંતુ અંતે તેનો એ જ નિશ્ચય કાયમ રહ્યો કે, "અત્યારે તો એ વિપ્રને કોઈ પણ વાતનો ખરેખરો ભેદ બતાવવો નહિ; અત્યારે તો જેમ ગાડું ગબડ્યું છે, તેમનું તેમ જ ગબડવા દેવું." એવો વિચાર કરીને તેણે સુશર્માને કહ્યું કે, "મહારાજ! આપનો સુદેવ દુર્ગમાં ક્ષેમ કુશળ છે, અને ઠાકોર સાહેબે તેને ચાર આઠ દિવસ વધારે રાખવાની ઇચ્છા દર્શાવી છે. માટે કોઈ પણ પ્રકારની ચિંતા કરશો નહિ."

એમ કહીને તેણે સુશર્માના આદરાતિથ્યનો આનંદથી સ્વીકાર કર્યો. અર્થાત્ ખાધું પીધું અને ઘડીવાર બેસીને તેને સંતોષવામાટે વિશ્રાંતિ પણ લીધી. લગભગ તૃતીય પ્રહર વીતી જવા પછી તેણે ભૂદેવને વિનતિ કરીને કહ્યું કે; "મહારાજ! હવે હું જઇશ. કારણ કે, હજી એક બીજું પણ એવું જ અગત્યનું કાર્ય કરવાનું છે."

સુશર્માએ હર્ષથી તેને જવાની આજ્ઞા આપી, અને તે સૈનિક તેને ચરણવન્દન કરીને તત્કાળ ત્યાંથી નીકળીને પોતાને માર્ગે પડ્યો.

એ સૈનિકે નિમિત્ત બતાવીને નીકળી જવામાટેની જે યુક્તિ કરી, તે તેની પોતાની બુદ્ધિનું પરિણામ નહોતું; કિન્તુ તેના નાયકે તેને પ્રથમથી જ જો આવો મામલો હોય, તો એમ કરવાની સૂચના આપી મૂકી હતી.

---

## પંચદશ કિરણ

## મુનિનો આશીર્વાદ

"The lessons of Prudence have charms,
And slighted, may lead to distress;
But the man whom Benevolence warms,
Is an angel who lives but to bless."

*Bloomfield.*

ઈશ્વરના તેમ જ ઈશ્વરના અનન્ય ભક્તોના હેતુ અને ઉદ્દેશો અગમ્ય જ હોય છે. જે યત્નોવડે અખિલ જગતનું કલ્યાણ થવાનો સંભવ હોય, તે પ્રયત્નો કરવાનો જ તેમનો સદા-સર્વદાનો વ્યવસાય હોય છે. તેઓ પોતાની ઇચ્છા અનુસાર વિશ્વનો વ્યાપાર ચલાવ્યા કરે છે. સાધુ અને યોગિજનો, આ જગતનું કલ્યાણ કરવાના વ્યાપારમાં ગુમાસ્તારૂપ જ છે—અર્થાત્ તેઓ ઈશ્વરના પ્રતિનિધિ છે. સામાન્ય મનુષ્યની બુદ્ધિને એક વિશિષ્ટ દિશામાં વાળીને તે દ્વારા જગતના કલ્યાણની વૃદ્ધિ કરવાનો જ તેમનો ઉદ્યોગ હોય છે. ઈશ્વરના હેતુને અનુસરીને જ તેઓ મનુષ્યને અમુક દિશામાં વાળે છે. એ જ નિયમને અનુસરીને બાપ્પાને આ વેળાએ હારીત ઋષિએ પોતાની કક્ષામાં લીધો હતો. બાપ્પાનો મેળાપ થવા પછી તે ત્રિકાલજ્ઞ અને પ્રપંચમુક્ત મહાપુરુષ હારીત મુનિએ પોતાના મનમાં જ ગુપ્ત રીતે વિચાર કર્યો કે;—

"આ બાળક અદ્યાપિ અલ્પવયી અને અજ્ઞાન હોવાથી અત્યારે જ એનામાં વિશેષ વિશ્વાસ રાખીને એને કોઈ પણ ગૂઢ તાત્ત્વિક માર્ગમાં પ્રવૃત્ત કરવો, એ યોગ્ય નથી. એને તો અત્યારે એના પોતાના કર્ત્તવ્યમાં જ એ દૃઢ રહે, તેવો જ ઉપદેશ આપવો જોઇએ."

એવો મનમાં નિર્ધાર કરીને સ્નાન કરી રહ્યા પછી તત્કાળ જ ઋષિએ બાપ્પાને શિવ-પંચાક્ષરી મંત્રનો ઉપદેશ આપ્યો અને એક પ્રકારનો થોડોક પ્રસાદ ભક્ષવામાટે આપીને તેને એક જૂદા જ માર્ગેથી અરણ્યમાંથી બહાર નીકળી જવામાટેની આજ્ઞા કરી.

બાપ્પા પોતે પોતાની બાલ્યાવસ્થાથી જ દુઃખી, દુઃખી અને દુઃખી જ થયા કરતો હતો અને તેથી મનમાં હવે તેને એક પ્રકારની નિરાશા થવા માંડી હતી. અર્થાત્ સંસારના વ્યવહાર વિશે તેના મનમાં એક જાતિની ઉદાસીનતા થઈ ગઈ હતી. જો તેના હૃદયને સર્વથા શાંતિ આપનારો કોઈ પુરુષ અત્યાર સૂધીમાં મળ્યો હોય, તો તે એ મુનિરાજ જ હતા. એટલા માટે જ્યારે તેમનાથી વિયુક્ત થવાની વેળા આવી પહોંચી, ત્યારે બાપ્પાનો કંઠ ભરાઈ આવ્યો અને તેનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વર્ષવા માંડી. રડતાં રડતાં તેણે હસ્તદ્વય જોડી ઋષિને પ્રાર્થના કરી કે, "મારી તો એવી જ ઇચ્છા થઈ ગઈ છે, સદા સર્વદા આપનાં પવિત્ર ચરણોના આશ્રયે જ પડ્યા રહેવું. મારે તો આપની સેવા કરીને જ કૃતાર્થ થવું છે. વિશ્વમાં મારી ઉન્નતિનો હવે બીજો કોઈ પણ માર્ગ રહેલો મારા જોવામાં આવતો નથી!"

એના ઉત્તરમાં મહાપ્રેમપૂર્વક ઋષિએ જણાવ્યું કે, "ક્ષત્રિય શિશુને આ માર્ગ ઉપયોગી નથી ક્ષત્રિયપુત્ર જગતમાં પોતાના બાહુબળથી પોતાની કીર્ત્તિની પતાકા ફરફરાવીને રાજ્ય સંપાદન કરે, એ જ માર્ગ તેના માટે વધારે શ્રેયસ્કર અને લાભદાયક છે. તું ક્ષત્રિયતનય છે, માટે તારે તો મનુએ કહેલા, *'પ્રજાનું રક્ષણ કરવું, દાન કરવું, નીતિનું અધ્યયન કરવું અને વિષયોમાં આસક્તિ ન રાખવી' અને શ્રીકૃષ્ણે કહેલા †'શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષિણતા (દક્ષતા), યુદ્ધમાં અપલાયન, દાન, ઈશ્વરભાવ, ઇત્યાદિ જે ક્ષત્રિયોનાં કર્મ છે, તેમાં જ પ્રવૃત્ત રહેવું જોઇએ. માટે મારા ઉપદેશનું શ્રવણ કરી મારી આજ્ઞાને માન્ય કરીને અહીંથી ધૈર્ય ધરી તું ચાલ્યો જા."

---

* " प्रजानां रक्षणं दानं मिज्याध्ययनमेव च ।
विषयेष्वप्रसाक्तिश्च क्षत्रियस्य समासतः " ॥ मनुः अ. १. श्लोक ८९

† " शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ श्रीभगवद्गीता. अ. १८ श्लो. ४३

ઋષિનાં આવાં ઉત્સાહવર્ધક અને ઉત્તેજક વચનોનું શ્રવણ કરીને **બાપ્પાના** હૃદયમાં એક પ્રકારના નવીન અવસાનનો આવિર્ભાવ થયો, અને તેથી મુનિની આજ્ઞા માન્ય કરીને તેણે સવિનય કહ્યું કે, “મહારાજ! આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. પરંતુ મારો આ જગતમાં અત્યારે કોઈ પણ આધાર નથી, એ તો આપ જાણો છો જ. માટે આ અંધકારથી છવાયલી ભીષણ રાત્રિના સમયે મારે એકલા જવું ક્યાં, તે આપ જણાવો. મને માર્ગે મળી શકશે ખરો કે? ઠાકોર **વીરસિંહ** અને પ્રિય મિત્ર **સરમસિંહ** તેમ જ મારા ધર્મપિતા અને ગુરુ **સુશર્મા** પંડિત સાથે મારો પાછો મેળાપ થઈ શકશે ખરો કે? અત્યારે ત્રિખંડમાં મને શોધી કાઢવાના પ્રયત્નો તેઓ કરતા હશે.”

“કદાચિત્ અત્યારે મેળાપ નહિ થાય, તો પણ થોડા સમય પછી અવશ્ય સર્વ તારી ઇચ્છા પ્રમાણે જ બની આવશે.” એવી રીતે તેના મનનું સાંત્વન કરીને પુનઃ ઋષિએ કહ્યું કે, “અહીં જો—આ ઉત્તર દિશામાં ચાલ્યો જા. કેવળ અડધો ગાઉ કે ગાઉ ચાલ્યા પછી જ તને એક જીર્ણ દેવાલય દેખાશે. તે દેવાલયમાં રાત્રિ વીતાડીને પ્રભાતમાં ઉઠી પૂર્વ દિશામાં તું તારે માર્ગે પડી જજે. કિંચિત્ આગળ જવા પછી તને બે તરુણ ક્ષત્રિય ભિલ્લો મળશે. તે ભિલ્લોને તું તારો ત્યાર પછીનો માર્ગ પૂછી લેજે. તે તને તારા ઇચ્છિત સ્થાને લઈ જઈ પહોંચાડી દેશે. જા-તને કોઈ પણ પ્રકારનું દુઃખ થશે નહિ, એવો મારો તને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે!”

એમ કહીને **હારીતઋષિએ બાપ્પાના** માથા અને પીઠપર હાથ ફેરવીને તેને તેના માર્ગમાં લગાવી દીધો, અને પોતે ત્યાં જ ચાર છ પગલાં પાછળ હટવા જેવું કરીને તે ક્ષણે જ જોતજોતામાં અદૃશ્ય થઈ ગયા. તે કયાંય પણ જોવામાં આવ્યા નહિ.

એ બનાવ જોઈને **બાપ્પાના** મનમાં સખેદ અત્યંત આશ્ચર્યનો ભાવ થવા લાગ્યો અને તે પોતાના મનમાં જ પશ્ચાત્તાપ કરતો કહેવા લાગ્યો કે, “હું અત્યંત દુર્ભાગી કે, આવા ઈશ્વરના અવતાર સમાન પરમ પુનીત યોગિરાજનાં ચરણકમળની સેવાથી હું વિયુક્ત થયો!”

પરંતુ એ ચમત્કાર જોવાથી ઋષિ વિશેની તેના મનમાંની શ્રદ્ધામાં તો ઓર વધારો થયો અને તેનાં વચનો અવશ્ય ફળીભૂત થશે જ, એવો તેનો દૃઢતમ નિશ્ચય થઈ ગયો. અંતે તે એક મહા ઉષ્ણ નિઃશ્વાસ નાખીને ત્યાંથી પોતાના નિર્દિષ્ટ માર્ગમાં ચાલતો થયો. શ્રદ્ધાના સ્વર્ગીય પ્રભાવથી તેને અંધકારમાં પણ એક પ્રકારનો અદ્ભુત પ્રકાશ પ્રસરેલો હોયની! એવો નિઃશંક ભાસ થયા કરતો હતો.



# દ્વિતીય ખણ્ડ—ઉદય

## પ્રથમ કિરણ

## વિચિત્ર પરિવર્ત્તન

ઋષિ **હારીતનાં** મુખમાંથી નીકળેલાં વચનોની સત્યતાનો **બાપ્પાને** બહુ જ થોડા સમયમાં સારી રીતે અનુભવ થઈ ગયો. **વાળી** અને **દેવ** નામના બે ક્ષાત્ર ભિલ્લ તરુણોએ અત્યંત મમતાથી તેની સાથે મિત્રતાનો સંબંધ કર્યો. જ્યારે **બાપ્પાએ** તેમને પોતાનો બધો વૃત્તાંત કહી

સંભળાવ્યો, ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, અને બાપ્પા વિશે તેમના મનમાં અધિક માન અને અધિક પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો. બાપ્પાએ તેમની સાથે મિત્રતાનો સંબંધ બાંધતી વેળાએ તેમને ઉદ્દેશીને કહ્યું કે;—

"ભાઇઓ! મિત્રતા કરવાનું કાર્ય જેટલું સરળ છે, તેટલું જ તેને નિભાવી રાખવાનું કાર્ય અત્યંત કઠિન છે. માટે આપણી પરસ્પર મિત્રતાનો મરણ પર્યન્ત ભંગ ન થાય, એવી કોઇપણ પ્રતિજ્ઞા કરો."

"આપ કહો તે પ્રતિજ્ઞા કરવાને અમે તૈયાર છીએ;" દેવ અને બાળીએ તત્કાળ અનુમોદન આપતાં કહ્યું.

પાસે જ એક કૂવો આવેલો હતો, તેના મુખપર જઇને હાથમાં એક પાષાણ લઇને બાપ્પા પ્રથમ તો થોડીકવાર સ્તબ્ધ થઇને ઉભો રહ્યો અને પછી તેમને અનુલક્ષીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે, "એવી એકનિષ્ઠભાવથી પ્રતિજ્ઞા કરો કે, 'દુ:ખમાં કે સુખમાં; સંપત્તિમાં કે વિપત્તિમાં અમે તમારી સાથે જ રહીશું. તમારો ભેદ પ્રાણ જતાં પણ કોઇને જણાવીશું નહિ, અને તમારા ભલા કે ભુંડાની કોઈ પણ વાત અમારા સાંભળવામાં આવશે, તે તત્કાળ અમે આવીને તમને કહી સંભળાવીશું.' શપથ ખાઇને કહો કે, 'જો એ પ્રમાણે અમે ન વર્ત્તીએ, તો આ પાષાણખંડ પ્રમાણે અમારા બાપદાદાઓ–સાતે પુરુષો–નાં સર્વ પુણ્યો અંધકારમય નરકમાં પડીને નષ્ટ થઈ જાય.' જો મનમાં કોઈ પણ પ્રકારનો ભિન્નભાવ ન હોય, તો કરો, મારા બંધુઓ! એવી પ્રતિજ્ઞા!"

એમ કહીને તે પાષાણખંડને બાપ્પાએ કૂવામાં નાખી દીધો. બાળી અને દેવ ઉભયે એકમત થઇને એ પ્રમાણેની અંતઃકરણપૂર્વક પ્રતિજ્ઞા કરી. ત્યાંથી તે મિત્રત્રિપુટીએ વડનગરમાં સુશર્માને ઘેર જવામાટે થોડા જ વખતમાં પ્રયાણ કર્યું.

બાળી અને દેવ, એ બે ભિલ્લકુમારો જો કે અસભ્ય કુળમાં ઉત્પન્ન થયેલા હતા, તોપણ તેમનું હૃદય જેવા પવિત્ર ભાવથી પરિપૂર્ણ ભરેલું હતું, તેવો પવિત્ર ભાવ આજના સુસભ્ય કહેવાતા મનુષ્યોનાં ઉજ્જવલ અને પ્રકાશિત હૃદયોમાં ભાગ્યે જ દૃષ્ટિગોચર થવાનો સંભવ છે. સંસારમાં તેઓ જેવું પોતાનું પવિત્ર ચરિત્ર પોતા પાછળ ઉદાહરણરૂપ મૂકી ગયા છે, તેવું પવિત્ર ચરિત્ર ભાગ્યે જ થોડાક સુસભ્યોનું થયેલું હશે. તેમણે બાપ્પા સમક્ષ જે પ્રતિજ્ઞા કરી, તેને અંત પર્યન્ત પૂરેપૂરી નિભાવી. એ પ્રતિજ્ઞાના પાલનમાટે તેમણે ગૃહનો ત્યાગ કર્યો, સુખને તિલાંજલિ આપી દીધી, અને કુટુમ્બનો પણ વિયોગ સહન કર્યો–અર્થાત્ સંન્યાસી પ્રમાણે સર્વસંગપરિત્યાગ કરીને માત્ર બાપ્પાના જ પરમ ભક્ત બની રહ્યા. અનેકવાર તેમણે અપવાસ કર્યા અને અનેકવાર દિનરાત જાગતા બેઠા,–અર્થાત્ અસંખ્ય અસહ્ય કલેશો સહન કર્યા, પરંતુ એક ક્ષણ માત્ર પણ બાપ્પાથી વિભક્ત થયા નહિ, અને એક મુહૂર્ત્ત માત્ર પણ પોતાની પ્રતિજ્ઞાનું વિસ્મરણ કર્યું નહિ. એ વાતની સત્યતા હવે પછી પ્રસંગાનુરૂપ વ્યક્ત થતી જવાની હોવાથી અત્યારે જ તેનું વિશેષ વિવેચન કરવું અકારણ છે. અસ્તુ.

બાપ્પા પોતાના એ બે નવીન મિત્રો સાથે વડનગરમાં વખતસર આવી પહોંચ્યો; પણ ત્યાં સુશર્મા અને તેની સાધ્વી પત્નીનો કયાંય પણ પત્તો લાગ્યો નહિ. આસપાસના પાડોશીઓએ માત્ર "ફલાણા ફલાણા દિવસ સુધી અમે તેમને અહીં જોયાં હતાં." એટલા જ સમાચાર

આપ્યા; અને કેટલાકોએ ભિલ્લોએ અચાનક કરેલા હલ્લાની વાત પણ તેને કહી સંભળાવી. પાસે રહેતા એક બે બ્રાહ્મણોએ તો એ ગામમાં હવે એક દિવસ પણ ન રહેવામાટેનો બાપ્પાને દૃઢતમ ઉપદેશ આપ્યો. એ સર્વ વૃત્તાંત સાંભળીને બાપ્પાના હૃદયમાં અનિવાર્ય શોકનો અગ્નિ પ્રજ્વળવા લાગ્યો. સુશર્મા અને તેની સ્નેહશીલા સાધ્વી પત્નીનાં દર્શન ન થવાથી તે ઘણો જ ઉદાસ અને નિરાશ થઈ ગયો. તેની છાતી ભરાઈ આવી અને તેનાં નેત્રોમાંથી અશ્રુની અખંડ ધારાનું પતન થવા લાગ્યું. 'હું આ વિશ્વમાં એક નિરાધાર પ્રાણી છું" એમ આજ દિવસ સુધી કોઈ વખતે પણ તેને ભાસ્યું નહોતું. માત્ર આજે જ માતૃપિતૃવિયોગના ખરેખરા દુઃખનો તેને પ્રત્યક્ષ અનુભવ થવા માંડ્યો. કારણ કે, તેને પ્રત્યક્ષ પિતૃપ્રેમનું સ્મરણ કરાવી શકે, એવાં માત્ર એ પતિપત્ની જ હતાં. માતા પિતા તો અર્ભકાવસ્થામાં જ તેનો ત્યાગ કરીને ચાલતાં થયાં હતાં. અંતે વારંવાર પોતાના ગૃહને અશ્રુપૂર્ણ નેત્રોથી નિહાળતો નિહાળતો નિરાશ થઇને તે ત્યાંથી પાછો ફર્યો. માર્ગમાં તેને પોતાના કેટલાક જૂના રમનારા સાથીઓ મળ્યા અને તે સઘળાને 'ગુરુજી ક્યાં ગયા છે?' એમ પૂછી જોયું. પણ તે બિચારાઓ શો જવાબ આપે વારુ? કારણ કે, બાપ્પાના ભંડેરગઢમાં જવા પછી તેમનો સુશર્માને ત્યાં આવવા જવાનો વ્યવહાર બહુધા બંધ જ થઈ ગયો હતો; અને ભિલ્લોએ હલ્લો કીધા પછી તેમનાં માબાપોએ પોતાનાં છોકરાંને પકડાઈ જવાની ભીતિથી બાપ્પા સાથે વધારે સંબંધ ન રાખવાની સખત તાકીદ આપી મૂકી હતી. એટલે બાળકો તેની સાથે વધારે પ્રેમથી બોલ્યા જ નહિ. અંતે નિરાશ થઇને તે પોતાના નવીન મિત્રો સાથે પાછો તેમના અરણ્યમાં ચાલ્યો ગયો.

અહીં જણાવવું જોઇએ કે, બાપ્પા, ભંડેરગઢમાં વીરસિંહને ત્યાં સુખરૂપ અને ક્ષેમકુશળ છે, એમ ધારીને તથા પોતાને ત્યાં આવેલો ક્ષત્રિય અતિથિ પણ ચાર પાંચ દિવસ રહીને પોતાને માર્ગે પડી ગયેલો હોવાથી સુશર્મા પોતાની પત્નીને લઇને ત્રિકૂટ પર્વતસ્થ દેવીનાં દર્શનમાટે ચાલ્યો ગયો હતો. કારણ કે, ઘરમાં બીજું કોઈ પણ ન હોવાથી તેનું મન ત્યાં લાગતું ન હોતું. નવરાત્રિના દિવસો હતા, એટલે અષ્ટમીના હોમની પૂર્ણાહુતિ કરીને તેનો તરત પાછા ફરવાનો વિચાર હતો. પરંતુ પોતે ક્યાં જાય છે, એ તે કોઇને પણ જણાવી ગયેલો ન હોવાથી તેના જવાના સ્થાનની કોઇને કશી પણ ખબર હતી નહિ, અને તેથી જ બાપ્પાને તેનો શોધ મળી શક્યો ન હોતો.

ઠાકોર વીરસિંહ અને સમરસિંહ નિર્વિઘ્ન પોતાના દુર્ગમાં જઈ પહોંચ્યા અને ત્યાં પહોંચતાં જ તત્કાળ વીસ વીસ પચ્ચીસ પચ્ચીસ સૈનિકોની જૂદી જૂદી સાત આઠ ટોળીઓ કરીને તેમણે જૂદી જૂદી દિશાઓમાં બાપ્પાના શોધમાટે રવાની કરી દીધી. તેમને, સુશર્માને ત્યાં બાપ્પાને શોધવામાટે ભિલ્લોની એક ટોળી આવવાના સમાચાર મળી ચૂક્યા હતા. એટલે "સુદૈવ જો એ દુષ્ટ ભિલ્લોના હાથમાં ફસાઈ ગયો હશે, તો શો ઉપાય કરવો?" એવો વિચાર કરીને તેનો પૂર્ણ શોધ કરવામાટે એક બે ચતુર ગુપ્ત દૂતોને ઇડર તરફ પઠાવી દીધા, અને જો કાંઈ તેવો જ પ્રકાર બન્યો હોય, અને વચમાં જ જો તે કોઈ ભિલ્લોની ટોળીના હાથમાં સપડાયલો જ મળી આવે, તો તેમની સાથે લડાઈ કરીને પણ તેને છોડવવામાટેનો તે પિતા પુત્રે બધો બંદોબસ્ત કરી રાખ્યો. એ વ્યવસ્થા પ્રમાણેનાં સકલ કાર્યો થવા પણ માંડ્યાં; છતાં બાપ્પાનો કાંઈ પણ પત્તો લાગ્યો નહિ. અંતે આશ્વિન માસની શુક્લ પંચમીને દિવસે વીર-

સિંહ ઠાકોર પોતે ત્રણ ચારસો સૈનિકોનું સૈન્ય લઇને બાપ્પાના શોધમાટે નીકળ્યો. તેણે ઇડરથી લઇને ગઢ પર્યન્તના પારાશર અરણ્ય સુધીના સકળ પ્રાન્તોમાં–ત્રિકૂટ અને વ્યાઘ્રશૃંગ પર્વતોમાં અને દરી (ખીણો)માં તેને શોધવાનો એકસરખો સપાટો ચલાવ્યો; પરંતુ દુર્દૈવની કેવી વક્ર ગતિ, કે, ચારે તરફથી એટલો બધો શોધ થવા છતાં પણ બાપ્પાનો કયાંય પત્તો મળી શકયો નહિ. તેમના સર્વ પ્રયત્નો સર્વથા નિષ્ફળ જ થઈ ગયા.



## દ્વિતીય કિરણ

## વિગ્રહ અને યુદ્ધ

દુર્ગમાંના લોકોમાંનાં પોતપોતામાં થતાં સંભાષણો સાંભળીને ઇડરના ગુપ્ત રાજદૂતોએ, એ લોકોનો અને ગુહાદિત્યના રાજકુમારનો કાંઈ પણ સંબંધ છે ખરો, એમ જાણીને, તે ખબર પોતાના રાજાને તત્કાળ પહોંચાડી દીધી. એમાં વળી થોડુંક મીઠું મરચું ભભરાવીને તેમણે ભિલ્લ રાજાને સર્વથા એવો જ ભાસ કરાવ્યો કે, 'એ રાજપુત્રના કારણથી થોડા જ વખતમાં એક મહાભારત યુદ્ધ થવાનું છે.' એ બાતમી સાંભળીને તે અધિકારમદાંધ ભિલ્લરાજાએ પણ યુદ્ધની સઘળી તૈયારીઓ કરવા માંડી અને ચુંટી કાઢેલા સો સો બબ્બેસો ભિલ્લોની જૂદી જૂદી અનેક ટોળીઓ કરીને તેમને 'જયાં પણ કોઈ ભંડેરગઢનું માણસ મળે કે જોવામાં આવે, એટલે તેને ત્યાંનું ત્યાં જ મારી નાખવું.' એવી આજ્ઞા આપી દીધી. તે પોતે પણ બે ત્રણ હજાર ભિલ્લોને લઇને શત્રુઓ સાથે લડવાના નિશ્ચયથી ઇડરગઢમાંથી બહાર નીકળ્યો. 'અષ્ટમીના દિવસે દેવીને ઉત્તમ પુરુષનું બળિદાન આપવું જ છે!' એવો સંકલ્પ કરીને તે, તે જ દિવસે યુદ્ધનો યોગ બની આવે, એવા પ્રકારના ઉપાયો યોજવા લાગ્યો.

વીરસિંહના દૂતોએ પણ ભિલ્લોની યુદ્ધમાટેની એ સઘળી તૈયારીઓનો વૃત્તાંત આવીને પોતાના સ્વામીને વિદિત કર્યો. એમાં પણ તેમની પોતાતરફની અતિશયોક્તિનો કેટલોક ભાગ તો અવશ્ય હતો જ અને જે વાત અવશ્ય કરવી જોઈએ, તેની એમાં સર્વથા ન્યૂનતા જ જોવામાં આવતી હતી. એનું પરિણામ એ આવ્યું કે, ખરો પ્રકાર તો જ્યાંનો ત્યાં જ રહી ગયો–ખરી બીના તો એકબીજાના જાણવામાં આવી જ નહિ; અને વિનાકારણ ઉભયપક્ષો યુદ્ધમાટે કમર કસીને તત્પર થઈ ગયા. દૂતો અને અતિશયોક્તિ કરનારાઓની ચપલ બુદ્ધિના પ્રભાવે એવાં કેટલાંક યુદ્ધ આજ સુધીમાં થઈ ગયેલાં છે અને અદ્યાપિ થયાં કરે છે, તેની ગણના થવી પણ અશક્ય છે. ખોટી સમજ, અવિશ્વાસ અને વ્યર્થ મહત્ત્વાકાંક્ષાના પરિણામે થયેલા રક્તપાતથી કેટલાક દેશના દેશો અને ખંડોનાં ખંડો ઉધ્વસ્ત થઈ ગયા છે, એવું જે ઇતિહાસોમાં આપણે વારંવાર વાંચીએ છીએ, તેમાંનો જ આ પણ એક બનાવ છે.

એક દિવસે સવારના પહોરમાં જ ભિલ્લોની એક ટોળી અને ભંડેરગઢવાળાઓની એક ટોળી અચાનક જંગલમાં ભટકતાં ભટકતાં એક સ્થાને સામસામી મળી ગઈ. પ્રથમ તો તેઓ આંખો કાઢીને એકબીજા સામે વક્રદૃષ્ટિથી જોવા લાગ્યા. ત્યારપછી તેમણે એકબીજાની પાસે આવીને એકબીજાના ધણીઓની નિંદા કરવા માંડી અને અંતે કામ હાથચાલાકીપર આવી ગયું.

તમારો લુટારા ભિલ્લોનો ઇડરગઢની પોતાની સીમાને છોડીને અહીં આવવાનો શો હેતુ હતો? એમ કહીને ભંડેરગઢવાળાઓએ પ્રથમ ધક્કામુક્કીની શરૂઆત કરી, એટલે ભિલ્લોએ પણ તેમને દબાવવાનો અને મારામારી કરવાનો આરંભ કર્યો. ઝગડાની એવી રીતે શરૂઆત થતાં જ પાછળના માણસોએ પોતાનાં ધનુષ્યની દોરીઓ ખેંચી અને એકબીજાનાં બાણો એકબીજાનાં શરીરોમાં તીવ્રતાથી પ્રવેશ કરવા લાગ્યા. ધીમે ધીમે નાના ઝગડામાંથી ઉત્પન્ન થયેલા એ યુદ્ધે ભયંકર સ્વરૂપ ધારણ કરવા માંડ્યું. ભંડેરગઢવાળાઓથી ભિલ્લોના બાણોનો પ્રહાર સહન કરી શકાયો નહિ; કારણ કે ભિલ્લોની સંખ્યા તેમના કરતાં ઘણી જ વધારે હતી. પોતાના સૈનિકોની સંખ્યા ન્યૂન હોવાથી ધીમે ધીમે એક એક બબ્બે પગલાં કરીને તેમને પાછળ હટવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ભિલ્લો તેમની એવી સ્થિતિ જોઇને બમણા બળથી તેમનાપર ધસારો કરવા લાગ્યા. તો પણ એકદમ હતાશ ન થતાં ભંડેરગઢના બહાદૂર વીરો પોતાના પ્રાણપર આવીને લડવામાં અદ્યાપિ ભિલ્લો સામે ટકી રહ્યા હતા. એમ છતાં પણ જે વખત જતો હતો, તેમાં ક્ષત્રિયોનો પરાજય અને ભિલ્લોનો પૂર્ણ વિજય થવાનાં જ સ્પષ્ટ ચિન્હો જોવામાં આવતાં હતાં. "મારવું કે મરવું" એમ ધારીને જ રાજપૂત સિપાહીઓ શૌર્યથી લડ્યા કરતા હતા; વિજયની તેમના મનમાં લેશમાત્ર પણ આશા હતી નહિ; પરંતુ એટલામાં "લાભ, હાનિ, જીવન, મરણ, યશ, અપયશ વિધિહસ્ત" એ વાક્યની સત્યતાને સિદ્ધ કરી બતાવવાની જ જાણે જગન્નિયંતા પરમેશ્વરે ઈચ્છા કરી હોયની! તેમ એક બનાવ તે ક્ષણે એવો બની ગયો કે, એ સર્વ ચક્ર તેના પ્રભાવે પળમાત્રમાં એકાએક બદલાઈ ગયું, અને ક્ષત્રિયોને પોતાના આશાના આકાશમાં વિજયરૂપ સૂર્યનારાયણનો ઉદય થતો પ્રત્યક્ષ દેખાવા લાગ્યો. પ્રભુની અગમ્ય લીલા અને ઈશ્વરની અગાધ શક્તિ છે, એમ જે એકી અવાજે કહેવામાં આવે છે, તે વચનોની સત્યતા બતાવનારું એ પ્રત્યક્ષ ઉદાહરણ હતું.

એક અશ્વારોહી ક્ષત્રિય વીર તરુણ એ યુદ્ધસ્થાનમાં અચાનક આવી લાગ્યો. તેણે દૂરથી જ એ બધો પ્રકાર જોયેલો હતો અને તેથી પ્રથમ તો તેનો એવો જ વિચાર થઈ ગયો હતો કે, 'આપણે અહીંથી ચાલ્યા જવું, એ જ વધારે સારું છે.' પરંતુ પાછો તેનો ક્ષાત્ર ધર્મ તેને કહેવા લાગ્યો કે, "તારે આ વેળાએ અશક્તોને સહાયતા આપવી જ જોઇએ." એટલે તેણે યુદ્ધનું લક્ષપૂર્વક અવલોકન કરવાથી તેના જાણવામાં આવ્યું કે, સુશર્માને ઘેર જે ભિલ્લ લોકોની એક ટોળી આવી હતી, તે જ ટોળીનાં આ માણસો હોય, એમ દેખાય છે.' એવો વિચાર કરતો હતો, એટલામાં તે ટોળીના ભિલ્લ સરદારને પણ તેણે ઓળખી લીધો. બધી ખરેખરી બીના તેના ધ્યાનમાં આવતાં જ તેના મનમાં ઉત્સાહની વૃદ્ધિ થઈ અને તે એકદમ પોકાર કરીને બોલવા લાગ્યો કે, "ક્ષત્રિય વીરો! જોઈ શું રહ્યા છો? આ ચોર અને લુટારા ભિલ્લો તમારાપર વિજય મેળવી જાય છે અને તમે જરા પણ શરમાતા નથી? આ કૃતિ તમને શોભા નથી આપતી. આગળ વધો, કરો જગદંબાના નામનો ઉચ્ચાર અને શત્રુઓની છાતીપર પાદપ્રહાર કરીને તેમણે કરેલી ધીટતાનું ફળ તેમને ચખાડો! હું પણ તમારો સહાયક થઇને આજે તમારા માટે આ રણભૂમિમાં મારા પ્રાણની આહુતિ આપવાને તૈયાર છું!' એમ કહીને તે જે એક પછી એક બાણ છોડવા લાગ્યો, તેથી સર્વ ભયભીત થઈ ગયા. તેના આવેશયુક્ત ભાષણનું ઉત્તેજન મળવાથી ભંડેરગઢના સૈનિકો એવા ધસારાથી આગળ વધ્યા કે, ભિલ્લોને પાછળ જ હટવું પડ્યું.

ભિલ્લોનો હવે નિશ્ચય થઈ ગયો કે, 'હવે આપણને વિજય મળવાની આશા નથી.' તેમના ધૈર્યનો ખજાનો ખૂટી ગયો અને એક પગલું પણ આગળ વધવાને બદલે ધીમે ધીમે તેઓ પાછળ જ હટવા લાગ્યા. પોતાના ભાષણનું આવું ઉત્કૃષ્ટ પરિણામ થયેલું જોતાં જ ક્ષત્રિયવીરના મનમાં વધારે સ્ફુરણ ચઢ્યું, ને તેથી જોશમાં ને જોશમાં તે શત્રુઓના અંગપર ધસી ગયો. એના ઉદાહરણને અનુસરીને બીજા સર્વ ક્ષત્રિય સૈનિકો પણ તેની પાછળ જ શત્રુ સાથે આવીને અથડી પડ્યા. ક્ષત્રિય તરુણે પોતાના ધનુષ્યને સ્કંધભાગે વિશ્રાંતિ આપીને ભયંકરતાથી કરાલ કરવાલ (તલવાર) નો પ્રયોગ કરવા માંડ્યો. બીજાઓએ પણ પોતપોતાનાં ખડ્ગો કાઢયાં અને સમરદેવીને નરરુંડોના બલિદાનવડે તૃપ્ત કરવાનો એક સરખો સપાટો ચલાવવા માંડ્યો. એ નવીન આવેલા વીરે મહા કુશળતાથી ભિલ્લોના સરદારને પકડ્યો, અને ભીમે જેવી દુઃશાસનની દુર્દશા કરી હતી, તેવી જ તેની દુર્દશા કરી નાખી. અર્થાત્ પોતાના અગ્રેસરને રણભૂમિમાં રોળાયલો જોતાં જ બાકીના બધા ભિલ્લો જેમ લાગ ફાવ્યો તેમ દશેદિશામાં પલાયન કરી ગયા. ભંડેરગઢના ક્ષત્રિય સૈનિકોનો વિજય થયો. 'प्रथमग्रासे मक्षिकापातः' ના ન્યાયથી આવો અત્યંત ઉત્સાહભંજક અને કડવો અનુભવ મળતાં જ ભિલ્લોની બધી ભાવિ આશાનો ત્યાંને ત્યાં જ વિલય થઈ ગયો. સુશર્મ્માને ત્યાં અતિથિ તરીકે આવેલો ક્ષત્રિય વીર, તે જ આજના વિજયનું કારણ થઈ પડ્યો હતો, એ તો વાચકો હવે જાણી ગયા હશે જ.

ભિલ્લોના પલાયન પછી ક્ષત્રિય સૈનિકોના એક અગ્રેસરે તે ક્ષત્રિય વીર પુરુષનો અંતઃકરણપૂર્વક આભાર માનતાં તેને નમ્રતાથી વિનતિ કરી કે;—"વીરનર! કૃપા કરીને આપ અમારા સાથે ભંડેરગઢમાં પધારો અને ચાર દિવસ અમારા ઠાકોર સાહેબના અતિથિ થાઓ. આજે અમને જે વિજય મળ્યો છે, તે માત્ર આપના સાહસનું જ પરિણામ છે. નહિ તો અવશ્ય આજે તો અમારો પરાજય જ થવાનો હતો. અમારા માલેક આપને જોઇને અત્યંત આનંદ પામશે. કૃપા કરો, અને ત્યાં પધારી તમારા પદસ્પર્શથી અમારા નિવાસસ્થાનને પવિત્ર કરો!"

"મારી અત્યારે તમારા સ્વામીને મળવાની ઇચ્છા નથી, અને મેં કરેલી સહાયતામાટે હું કોઈ પ્રકારના પારિતોષિકનો લોભ રાખતો નથી. જે મારું કર્ત્તવ્ય હતું, તે મેં બજાવ્યું છે. વળી એક બહુ જ અગત્યના કાર્યમાટે મારે અત્યારે ને અત્યારે જ એક સ્થાને જવાનું હોવાથી મારાથી કોઈ પણ રીતે તમારી સાથે તો હાલ આવી શકાય તેમ છે જ નહિ." ક્ષત્રિય તરુણે એમ કહીને જવાની વાત ઊડાવી દેવાનો વિચાર કર્યો; અને પાછો તેમને સવાલ કર્યો કે, "આ યુદ્ધનું મૂળ કારણ શું? અને તમે કયા ક્ષત્રિય રાજાના સૈનિક છો?"

એના ઉત્તરમાં જ્યારે તે સેનાનાયકે બધો ઇત્થંભૂત વૃત્તાંત કહી સંભળાવ્યો, ત્યારે તે ક્ષત્રિય કુમારના મનમાં નાના પ્રકારના અસંખ્ય તરંગો ઉદ્ભવવા લાગ્યા. પરંતુ તેણે પોતાના સર્વ મનોવિકારોને મનમાં ને મનમાંજ દાબી રાખ્યા. છતાં પણ સૈનિકોમાંના કેટલાક ચાણક્યબુદ્ધિ મનુષ્યો તેની એ મનઃસ્થિતિને પામી ગયા. પણ એ વિશે કાંઈ પણ સવાલ કરવાની તેમની હિંમત ચાલી શકી નહિ. અંતે બહુવાર સુધી ગંભીર વિચારમાં મગ્ન રહીને તે ક્ષત્રિય કુમારે તે સેનાગ્રણીને ઉદ્દેશીને કહ્યું કે;—

"વારુ—અત્યારે આપના મહારાજ ક્યાં છે? જો તેઓ આટલામાં ક્યાંક પાસે જ હોય, તો હું આપના આગ્રહને માન આપવાને તૈયાર છું—તમારી ઇચ્છા પ્રમાણે હું તેમને મળતો જઇશ."

"આપનો અત્યંત આભાર થયો." મસ્તક નમાવીને તે સરદારે પાછો પોતાના સહાયકનો ઉપકાર માન્યો.

સર્વ સૈનિકોના મનમાં તેના આવવાથી જે આનંદ થયો, તે ગગનમાં પણ સમાઈ શકયો નહિ. તે સર્વેએ મળીને જયજયકારનો ગગનભેદક ધ્વનિ કર્યો અને પોતાના એ અજ્ઞાત પરંતુ અત્યંત વિશ્વસનીય સહાયક ક્ષત્રિયકુમારને લઇને તેઓ ઠાકોર વીરસિંહ પાસે જવાને ત્યાંથી ચાલતા થયા. પરંતુ થોડા જ વખતમાં તેમને એવા સમાચાર મળ્યા કે, "ઠાકોર વીરસિંહ હાલ દુર્ગમાં નથી, કિન્તુ પૂર્વના નિશ્ચય પ્રમાણે ઉત્તરના માર્ગે થઇને તેઓ ત્રિકૂટ પર્વત તરફ નીકળી ગયા છે." એ વાત સાંભળીને સર્વ સૈનિકો બહુ જ નિરાશ થઈ ગયા.

ક્ષત્રિય તરુણ વીરને તેમણે ત્રિકૂટ પર્વત સુધી આવવા માટેનો બીજી વાર પાછો આગ્રહ કર્યો. પરંતુ નિરુપાયે તેમની એ ઇચ્છાને તે ક્ષત્રિય વીર તૃપ્ત કરી શકયો નહિ. કારણ કે, એ વેળાએ બાપ્પાપર આવેલા સંકટોની ખબર સુશર્માને જેમ બને તેમ સત્વર પહોંચાડવાના વિચારો જ તેના હૃદયમાં ઘોળાયા કરતા હતા. પરંતુ એ વાત તે ક્ષત્રિય સૈનિકોને જણાવી શકાય તેવી નહોવાથી અંતે તેણે તેમને એવું વચન આપ્યું કે;-

"તમે નિશ્ચિન્ત રહો. વિજયાદશમીના પ્રસંગે હું અવશ્ય આપના મહારાજનાં દર્શનનો લાભ લઈશ. અત્યારે એટલે દૂર સુધી મારાથી આવી શકાય તેમ નથી જ."

તેના એ ઉત્તરથી સૈનિકોના મનમાં બહુ જ માઠું લાગ્યું. પણ બિચારા શું કરે? નિરુપાય! અંતે મહા ખેદસહિત તેમણે તેને પૂછ્યું કે;-"વિજયાદશમીના પર્વને દિવસે તો અવશ્ય પધારશોને? જુઓ-અમારા દીનગૃહને પવિત્ર કર્યા વિના રહેશો નહિ. જેવી રીતે આજે આપે અમારી પ્રાણ અને અમારી લજ્જાનું સંરક્ષણ કર્યું છે, તેવી જ રીતે હવે પછી પણ કરતા રહેશો; એવી અમારા મનમાં દૃઢતમ આશા છે. આપ જો નહિ પધારો, તો ઠાકોર સાહેબ વ્યર્થ અમારાપર કોપ કરશે."

એવી તેઓ વારંવાર પ્રાર્થના કરતા રહ્યા અને "આવીશ, અવશ્ય અવશ્ય આવીશ!" એમ કહીને વારંવાર તે તેમને આશ્વાસન આપતો રહ્યો. અંતે ઉપકૃત અને ઉપકારકર્ત્તા પોતપોતાના ભિન્ન ભિન્ન માર્ગોમાં પ્રયાણ કરી ગયા.

"એ ક્ષત્રિય વીર કોણ હશે? કયાંથી આવ્યો હશે? આપણને સહાયતા આપવામાં એનો શો હેતુ સમાયલો હશે?" ઇત્યાદિ અનેક પ્રકારના તર્કવિતર્કો ભંડેરગઢના સૈનિકોના મનમાં ઉત્પન્ન થયા કરતા હતા, અને એક મુખે તે સર્વ તેના શૌર્ય અને સાહસની પ્રશંસા કરતા જતા હતા.

---

# તૃતીય કિરણ

## રાજકુમારી અને ગિરિજા

શરદ્દતુનું સર્વત્ર સામ્રાજ્ય વ્યાપી ગયું હતું, અને નવરાત્રિનો મહોત્સવ પ્રવર્ત્તાયમાન હતો. ત્રિકૂટ પર્વત અને તેના આસમન્તાદ્ ભાગમાં સૌન્દર્ય વિશેષ રમણીય અને પ્રેક્ષણીય થયેલું દેખાતું હતું. કારણ કે, એ સ્થળે પર્વતશિખરો અને ઉન્નત વૃક્ષોની આકાશ સાથે મળી જવા-

માટેની પરસ્પર પ્રતિ સ્પર્ધા જ ચાલતી હોયની! એવો પ્રત્યક્ષ ભાસ થતો હતો. વર્ષાઋતુની સમાપ્તિ થઇને શરદ્ઋતુનો હજી તો આરંભ થયેલો હોવાથી શીતલતાનો જોઇએ તેટલો અદ્યાપિ પ્રભાવ વધેલો નહોતો. દિવસ અને રાત્રિ સાધારણ રીતે એકસરખાં જ થતાં હતાં. મનુષ્ય માત્ર વર્ષાકાળના કૃષિકર્મ અને એવા જ બીજા પરિશ્રમોથી કંટાળીને નૂતન આવેલા શરત્કાળનું કૌતુક કરવામાટે અત્યંત ઉત્સુક થયેલા જોવામાં આવતા હતા. ભૂમાતાએ લતા, પુષ્પ અને ફળોની તો રેલછેલ કરી મૂકી હતી. કોઈ નવયૌવના સ્ત્રી પ્રમાણે અત્યંત ચિત્રવિચિત્ર અને નયનમનોહર હરિતતૃણશય્યારૂપ વસ્ત્રો પરિધાન કરીને પૃથ્વી પણ એ દિવસોમાં પોતાનાં રંગરંગી પુષ્પફળરૂપ અલંકારોના પ્રભાવથી અને સતેજ કાંતિવડે સ્વર્ગસ્થ દેવોને પણ મોહિત કરી નાખતી જોવામાં આવતી હતી. ત્યારે તે મૃત માનવીના મનમાં મોહની ઉત્પત્તિ કરે, એમાં તો પૂછવું જ શું હોય? એ ત્રિકૂટાચલની ખીણોમાંથી નીકળેલા પર્વતશિખરોપરથી પડતા અનેક પ્રવાહોના અમૃતસમાન સ્વચ્છ જળનો ધો ધો ધ્વનિ સાંભળનારનાં શ્રવણોને અત્યંત આનંદદાયક થઈ પડતો હતો. એ મધુર પાણીના પ્રતાપે નીચેના ભાગમાં પ્રત્યેક પ્રકારની વનસ્પતિ, ધાન્ય, પુષ્પ અને ફળોની બહુ જ વિપુલતા થયેલી દૃષ્ટિગોચર થતી હતી. મયૂર આદિ પક્ષી, હરિણ અને વાનર ઇત્યાદિ પશુઓ, વનધેનુ અને વ્યાઘ્ર ઇત્યાદિ હિંસ્રપશુઓ અને એવા જ બીજા પ્રાણીઓની એ સ્થાને સારી સંખ્યામાં વસતિ વધેલી હતી. એ અરણ્ય અને પર્વતના ભાગો, સદા સર્વદા ખાસ કરીને મૃગયા અને વનક્રીડામાટે આવતા આસપાસના ક્ષત્રિય રાજકુમારો અને તેમના પરિચારક-સમૂહથી વ્યાપ્ત અને ખળભળેલો જ રહેતો હતો. એવા પ્રકારનું એ અત્યંત રમણીય સ્થાન હતું અને સમય પણ તેવો જ રમણીય હતો. અર્થાત્ ઉષઃકાળનો સમય થઈ ચૂક્યો હતો અને રાત્રે સુખનિદ્રાનો સારી રીતે ઉપભોગ લીધેલો હોવાથી પોતાના દિવસના નિત્યક્રમમાં લાગવા માટેનો ઉત્સાહ પ્રાણીમાત્રના અંગમાં આવી ગયો હતો. પોતાના દિનવ્યવહારમાં માર્ગદર્શકનું કાર્ય બજાવતા સૂર્યદેવના દર્શનમાટે સમસ્ત સ્ત્રી પુરુષ અત્યંત ઉત્સુક થયેલાં દેખાતાં હતાં; અને એ વિશ્વમિત્રના આદરાતિથ્યમાટે સર્વજને પોતાનાં ગૃહોમાં પોતપોતાની ભાષામાં સુંદર પ્રભાતિયાં ગાવાનો આરંભ કરી દીધો હતો. પોતાના પૃષ્ઠભાગે વસતા સર્વ જનોને અત્યંત હર્ષ થયેલો છે, એમ જાણીને પૃથ્વી પણ સમાધાન પામી ઉદયાચલનાં શિખરોપર અને વૃક્ષોના શિરો ભાગે પડેલાં બાલરવિનાં કોમળ કિરણોના મિષથી જાણે સ્મિત હાસ્ય જ કરતી હોયની? એમ સર્વને ભાસતું હતું. અર્થાત્ સર્વત્ર આનંદ, ઉત્સાહ અને હર્ષની જ સુખકારિણી છાયા પ્રસરી ગઈ હતી.

એવા સુંદર અને મનોહર સમયમાં એ પર્વતની ખીણમાંથી બે સુંદર સુંદરીઓ એકલી જ ચાલી જતી જોવામાં આવતી હતી. તેમની મુખચર્યા અને બીજાં એકંદર ચિન્હોને જોતાં એ કોઈ અનાથ અબળાઓ હોવી જોઇએ, અને એ પ્રદેશથી અજ્ઞાત પણ હોવી જોઇએ, એવું તત્કાળ અનુમાન કરી શકાતું હતું. એ ઉભયમાંની એક નારી પ્રૌઢ અને ઉચ્ચ વર્ણની દેખાતી હતી અને બીજી સર્વથા નવયૌવના, ઉચ્ચ વર્ણા અને કુલીન તેમ જ ગર્ભશ્રીમતી હોય, એવો પ્રત્યક્ષ તર્ક થઈ શકતો હતો. ઉપર વર્ણવ્યા પ્રમાણે જગતમાં જો કે સર્વત્ર આનંદ અને આનંદ જ પ્રસરેલો હતો, પરંતુ એ આનંદનો ભાગ એ પ્રવાસિની પ્રમદાઓના ભાગ્યમાં લખાયલો હોય, એમ તેમની મલિન મુખમુદ્રાઓને જોતાં જણાતું નહોતું. એથી એમ જ કહી શકાય કે, કાં તો તેમની સૂરત જ એવી રોતી હોવી જોઇએ, અથવા તો તેમણે કોઈ મહાભયંકર સંકટમાં પોતાના

છેવટના દિવસો વીતાડેલા હોવા જોઇએ. જો આપણો એ દ્વિતીય તર્ક સત્ય હોય, તો ખરેખર આપણે તેમના વિશે આપણા મનમાં દયા લાવીને એક પ્રકારનો ખેદ જ પ્રદર્શિત કરવો જોઇએ. અસ્તુ.

એવી રીતે એ બે અબળાઓ ધીમે ધીમે પોતાનો માર્ગ કાપતી જતી હતી. આજે અષ્ટમીનો દિવસ હોવાથી ત્રિકૂટાચલસ્થ દેવીનાં દર્શનમાટે જનારા ઘણાખરા લોકોનો જે માર્ગ હતો, તે જ માર્ગ એમણે પણ લીધો હતો. પરંતુ તેઓ ત્રિકૂટ પર્વતપર જવાની હોય, એમ દેખાતું નહોતું; કારણ કે, એમના પથગમનની વળી એક જૂદી જ દિશા હતી. જૂદા જૂદા ભાગોમાંથી આવી નીકળતી અનેક પગવાટો એ રાજમાર્ગમાં આવીને મળતી થતી હતી અને એવા પ્રત્યેક ત્રવાટા અને ચોવાટાને સ્થળે 'આગળ હવે આપણે કયે માર્ગે જવું?' એમ વિચારીને તેઓ થોભી જતી હતી, પણ અંતે પ્રભુમાં વિશ્વાસ રાખીને કોઈ પણ એક માર્ગ ચાલી જતી હતી.

એવા એ અરણ્યમાં એ બે સ્ત્રીઓ, સાથે કોઇપણ પુરુષ હોવા વિના, એકલી જ માર્ગમાં ચાલી જતી હતી, એ એક ખરેખર વિશેષ હૃદયભેદક ઘટના હતી. હવે એ સ્ત્રીઓ કોણ અને ક્યાંની હોવી જોઇએ, એ આપણે કેવી રીતે જાણી શકીએ વારુ? કારણ કે, એમના પહેરવેશમાં તો એમને ઓળખવાનું કોઈ પણ ચિહ્ન-વિશેષ લક્ષણ-દેખાતું નથી જ. તો પણ એ લલનાઓ રાજસ્થાનનિવાસિની તો ખાસ નથી જ, એમ તેમની મુખમુદ્રાના અવલોકનથી અને આ પ્રદેશનું તેમને લેશ માત્ર પણ જ્ઞાન ન હોવા ઉપરથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે. અસ્તુ; ચાલો, ત્યારે ચાલતાં ચાલતાં તે ઉભયે કરેલા પરસ્પર સંવાદથી જો આપણને કાંઈ માહિતી મળી શકવાનો સંભવ હોય, તો તે મેળવવાનો પ્રયત્ન કરીએ.

"કેમ! આપણને આપણું નગર છોડ્યાને આજે લગભગ છ માસ થઈ ગયા નહિ વારુ?" રાજકુમારીએ પોતાની સહચરી ગિરિજાને ઉદ્દેશીને કહ્યું.

"હા-રાજકુમારી છ માસ તો થઈ જ ગયા હશે; તો પણ ત્રતુઓને ઈશ્વરના મનમાં આપણા માટે અદ્યાપિ કાંઇએ દયા આવતી નથી જ!" ગિરિજાએ નિરાશાપૂર્વક ઉદ્ગાર કાઢ્યો.

"અરે પણ એમાં ઈશ્વરનો શો અપરાધ? એ તો આપણાં ભાગ્ય જ એવાં છે. એમાં બીજું કોઈ શું કરી શકે વારુ? પણ જો ગિરિજે! તે મુઆ રાક્ષસે-પણ નારે બાઈ! જવા દે-તેનું સ્મરણ માત્ર પણ મારા હૃદયમાં ભયંકર ભીતિ ઉત્પન્ન કરે છે! તેણે આપણો કેટલો બધો પીછો પકડ્યો હતો! પરંતુ જગદંબાની કૃપાથી આપણ બન્ને તેના પંજામાંથી છૂટી ગયાં. નહિ તો આજે આ શુદ્ધ શરીરની કેવી અવદશા થઈ ગઈ હોત, ઈશ્વર જાણે!" રાજકુમારીએ પોતાની કર્મકથાનો ઉચ્ચાર કરીને મુખને શોકાતુર બનાવી દીધું.

તેને આશ્વાસન આપતી ગિરિજા કહેવા લાગી કે, "રાજકુમારી! આવી વ્યર્થ કલ્પનાઓને પુનઃ પુનઃ તમે પોતાના હૃદયમાં સ્થાન શામાટે આપો છો? એવી કલ્પનાઓ વ્યર્થ મનમાં વિક્ષોભ માત્ર ઉપજાવી દે છે, બીજો એથી કશો પણ લાભ થતો નથી. વળી હવે તે પીટયાની તમને કે મને લેશ માત્ર પણ ભીતિ રહી નથી. આપણે હવે એટલાં બધાં દૂર નીકળી આવ્યાં છીએ કે, આપણે આ પ્રદેશમાં હોઇશું, એવી તેમને કલ્પના માત્ર પણ થવાનો સંભવ નથી." એમ કહીને તે થોડીવાર સુધી વિચારમાં નિમગ્ન થઇને સ્તબ્ધ બની ગઈ, અને જાણે કોઈ વાતની અચાનક સ્મૃતિ થઈ આવી હોયની! તેવો ભાવ કરીને પુનઃ કહેવા લાગી કે,

"પણ બાઈ! યાદ છે કે, આજે અષ્ટમીનો દિવસ હશે હો! મંગળવાર, મંગળવાર આઠ, આપણને ગયા મંગળવારે જ નવરાત્રિનો આરંભ થવાની વાત સંભળાઈ હતી."

"હા–હા–ખરું બાઈ!" એમ કહીને રાજકુમારીએ હતાશ થઇને કહ્યું કે, "આજે અષ્ટમી છે, પણ આ અરણ્યમાં આપણે જગદંબાની પૂજા ક્યાં કરીએ? મારે આજે વ્રત ઊજવવું'તું. મેં–તને સાંભરે છે કે–તે દિવસે પ્રતિજ્ઞા કરી હતી તે?–કે જો જગદંબા મને પૂજાનો દિન દેખાડશે, તો તે દિવસે હું જ્યાં હોઇશ ત્યાં અવશ્ય માતાની પૂજા કરીશ જ. ત્યારે સખી! હવે એ પ્રતિજ્ઞાની પૂર્ત્તિ કેવી રીતે કરી શકાય, એની કાંઈ તું જ મને યુક્તિ બતાવ. કારણ કે, જગદંબાએ આપણી પ્રાર્થના સાંભળીને આપણને નિર્વિઘ્ન અહીં સુધી પહોંચાડી દીધાં છે. માટે હવે જો વ્રતપાલન ન કરીએ, તો તે આપણો જ દોષ કહી શકાય!"

એ પ્રમાણેની કેટલીક વાતચીત કરતી તેઓ ચાલતી ચાલતી એક રમ્ય સરોવરને તીરે આવી પહોંચી. એ સરોવર જો કે અતિ વિશાળ તો નહોતું, તથાપિ તેમાંનું જળ સ્વચ્છ અને અત્યંત મધુર હતું. એના તીરપ્રાંતમાં ચારે તરફ ફરતાં અનેક પુષ્પલતાઓ અને ફળભરિત વૃક્ષો શોભી રહ્યાં હતાં. એ સરોવરસ્થાન બહુ જ રમણીય તેમ જ શાંત હતું. કોઈ મહાત્માએ એ સરોવરમાં ચઢવા ઊતરવામાટે પગથિયાં બંધાવ્યાં હતાં. ઉપરના ભાગમાં વધારે પહોળું તો નહિ, પણ બેચાર માણસો સુખેથી બેસી શકે, એવું ફર્શ પણ બાંધેલું હતું, અને તેના એક ખૂણામાં એક નાનું પણ સુંદર કોઈ દેવીનું જ દેવાલય પણ જોવામાં આવતું હતું.

એ દેવાલયની ભીંતપર પાષાણમાં કોરેલા એક બે લેખો હતા, પણ કાળના પ્રહારે તેની અક્ષરમાળાને બહુધા અસ્પષ્ટ કરી નાખી હતી. છતાં પણ યુધિષ્ઠિર શકનો આંકડો અને એક બે વિશેષ નામો, તેમાં સ્પષ્ટ રીતે વાંચી શકાતાં હતાં. તે લેખોનો એ પ્રમાણેનો જેટલો ભાગ અવશિષ્ટ હતો, તેથી એટલો ભાવાર્થ તો સરળતાથી નીકળી શકતો હતો કે, સુધર્મા પત્ની સુશીલા, પરચક્રમાં આવીને પરાભવ પામેલા પોતાના પતિના શત્રુઓ સાથે લઢીને પતિના શબ સાથે બળીને સતી થઈ હતી. તેની ઇચ્છાથી તેના જ સ્મરણાર્થે તેની આરાધ્ય દેવતા **શ્રીપાર્વતી**નું એ દેવાલય બાંધવામાં આવ્યું હતું અને આસપાસના ઘાટ ઇત્યાદિ પણ તે જ સમયમાં બંધાયલા હતા. એ ઘટનાને, આપણી એ બે પ્રવાસિની પ્રમદાઓ ત્યાં આવી, તે વેળાએ ઓછામાં ઓછાં એક હજાર વર્ષ થઈ ગયેલાં હોવાં જોઇએ; એવું તે યુધિષ્ઠિર શકના આંકડાથી અનુમાન કરી શકાતું હતું. એ દેવાલય જ્યારે આપણી રાજકુમારીના જોવામાં આવ્યું, ત્યારે તે ક્ષણે તેના મનમાં કેટલો બધો આનંદ થયો હશે, એની કલ્પના વાચકોએ જ કરી લેવી. પ્રત્યેક વેળાએ તે ઈશ્વરને પોતાના ઇચ્છિત કાર્યની સફળતામાટે પ્રાર્થના કર્યા કરતી હતી અને પ્રત્યેક વેળાએ તેને નિષ્ફળતા જ મળ્યા કરતી હતી. એટલે કે, પોતાની ઇચ્છાનુસાર કાર્ય સફળ થવાનો તેના માટે આ પ્રથમ પ્રસંગ જ હતો. પરંતુ પુનઃ તેના મનમાં એક પ્રકારનો અવિશ્વાસ ઉત્પન્ન થવા લાગ્યો. 'નિત્યના નિયમ પ્રમાણે અહીં પણ વળી કોઈ નવીન સંકટ તો આવીને સન્મુખ નહિ ઊભું રહેને? મારા દુર્ભાગ્યે આ એક કેવળ અમિષ તો મારા મુખ સમક્ષ નહિ ધર્યું હોયને?' એવી એવી તેના મનમાં અનેક શંકાઓ આવવા લાગી. એ તો એક સાધારણ કહેવત જ છે કે, "દૂધથી દાઝેલું માણસ છાશ પણ ફૂંકી ફૂંકીને જ પીએ છે!" ત્યારે અનેક નવાં નવાં સંકટોમાંથી પસાર થયેલી એ બાળાના મનમાં જો આવા સંશયો આવે, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું હોય વારુ?

વ્રતનું ઉદ્યાપન કરીને પછી નીરાંતે પ્રવાસમાં આગળ વધવાનો નિશ્ચય કરી એ ઉભય અબળાઓ સરોવરના તીરે જરાવાર વિશ્રાંતિ લેવામાટે બેઠી. કારણ કે, એ વેળાએ લગભગ દોઢ પ્રહર જેટલો દિવસ ચઢી ગયો હતો, અને તેમણે ચાર પાંચ ગાઉનો પંથ કાપેલો હોવાથી વિશ્રાંતિની તેમને અત્યંત આવશ્યકતા હતી. ત્યારે અત્યારે તો પ્રિય વાંચકો! એ પ્રવાસિની પ્રમદાઓ વિશ્રાંતિ લઇને દેવીની પૂજાની તૈયારી કરે, તેટલો સમય આપણે બીજી એક વિલક્ષણ ઘટનાના અવલોકનમાં વીતાડીએ.



## ચતુર્થ કિરણ

### એક વિલક્ષણ ઘટના

"તારાકી જ્યોતીમેં ચન્દ્ર છિપે નહિ, સૂર છિપે નહિ બાદર છાયો;
રંન ચઢ્યો રજપૂત છિપે નહિ, દાતા છિપે નહિ, માંગન આયો.
ચંચલ નારીકો નૈન છિપે નહિ, પ્રેમ છિપે નહિ પીઠ દિખાયો;
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર! કર્મ છિપે ન ભભૂત લગાયો.

બાપ્પાની ખરી સ્થિતિ, એટલે કે, તેનું અસ્તિત્વ સંશયમાં હોવા વિશેનો પોતાનો તર્ક સુશર્માને જણાવવામાટે શિષ્ટાચારનો ત્યાગ કરીને પણ આપણો સાહસી પ્રવાસી ભંડેરગઢવાળા સૈનિકોની વિનતિ અમાન્ય કરીને જે નીકળ્યો, તે વડનગરમાં સુશર્માને ઘેર આવી પહોંચ્યો; પરંતુ ત્યાં સુશર્માનો મેળાપ ન થવાથી અને તે અમુક સ્થાને જ ગયો છે, એવો પત્તો ન મળવાથી તે નિરાશ થઇને ત્યાંથી પાછો ફર્યો અને જ્યાં પોતાની ઇચ્છા થાય ત્યાં અરણ્યમાં સ્વચ્છંદતાથી ભ્રમણ કરવા લાગ્યો. બાપ્પા પણ પોતાના નવા થયેલા મિત્રોની આજ્ઞા પ્રમાણે તેમનાં નાનાં મોટાં સાહસકર્મોનો ભાગીદાર થઇને વનમાં ભમ્યા કરતો હતો. છતાં પણ તેના મનમાં સુશર્મા, અને વીરસિંહ તથા સમરસિંહનું સ્મરણ થઈ આવવાથી તે વારંવાર શોકાતુર થઈ જતો હતો. બહુ પૂછપરછ કરતાં આપણા સાહસી પ્રવાસીના જાણવામાં એમ આવ્યું હતું કે, પાસે જ આવેલા ત્રિકૂટ પર્વતના શિખરભાગમાં આ નવ દિવસ નવરાત્રિનો મોટો ઉત્સવ થાય છે અને ત્યાં થતાં અષ્ટમીના હોમ અને વિજયાદશમીના સીમોલ્લંઘનસમારંભમાટે આસપાસના સર્વ પ્રાન્તના અને દૂર દૂરના પણ સહસ્રાવધિ દીન, હીન, દરિદ્રી, ધનાઢ્ય, વિદ્વાન્, અવિદ્વાન્, સ્ત્રી, પુરુષ, બાળક અને વૃદ્ધ મનુષ્યો આવીને એકઠાં થાય છે. ત્યાં એક મોટો બજાર ભરાય છે અને તેમાં લક્ષાવધિ રૂપિયાનો વ્યાપાર ચાલે છે. હીરા, માણેક, હથિયાર, ઘોડા બેલ, શાલ, દુપટ્ટા, ફળફલાહાર અને મેવા મિઠાઈ ઇત્યાદિ જે વસ્તુ જોઇએ, તે સસ્તી મોંઘી ત્યાં મળી શકે છે. વળી નિત્ય ભક્તોની માનતાઓનાં નૈવેદ્ય ત્યાં હજારોના પ્રમાણમાં ચઢતાં હોય છે. એ સર્વ દેખાવ, દેવીની મહાપૂજાનો ઠાઠ, રથયાત્રા અને બળિદાનસમારંભ ઇત્યાદિ વસ્તુઓ તો અવશ્ય જોવા લાયક જ છે. એ પ્રમાણેની સઘળી માહિતી મળતાં જ આપણે પણ ચાલો ત્યારે હોમના દિવસે પૂર્ણાહુતિની વેળા સુધીમાં તો ત્યાં જઈ પહોંચીએ; એવો સંકલ્પ

કરીને આપણો સાહસી પ્રવાસી ત્યાંથી નીકળ્યો હતો. બાપ્પા, વાળી અને દેવ, એ ત્રિપુટીના મનમાં પણ 'એ અષ્ટમીના દિવસે ત્રિકૂટપર્વતપર જગન્માતાનાં દર્શનમાટે અવશ્ય જવું જોઇએ.' એવો વિચાર આવવાથી તે રમતારામો પણ ત્યાં જ જવાને નીકળ્યા. એમનો અને આપણા સાહસી પ્રવાસીનો માર્ગ પ્રથમ તો સર્વથા ભિન્ન દિશામાં જ હતો, પણ તે માર્ગો જે સ્થાને આપણી બે પ્રવાસિની પ્રમદાઓ થોભી હતી, તેની પાસે જ આવીને એક સ્થળે મળી જતા હતા અને ત્યાર પછીનો ઠેઠ પર્વતશિખર પર્યન્ત સર્વથા સરળ એક જ દિશામાં જવાનો એક જ માર્ગ હતો. એટલે જો આવવાના કે જવાના સમયમાં તફાવત ન પડે તો એ સર્વનો તે સરળ માર્ગમાં એકત્ર થઈ જવાનો સંભવ ધારી શકાય ખરો જ.

આપણે એ તો જાણીએ છીએ જ કે, બાપ્પાનો સ્વભાવ ઘણો જ ઉચ્છૃંખલ અને ઉતાવળિયો હતો. એવામાં અધૂરામાં પૂરું, તેને એ બે નવીન મિત્રો વળી પોતા કરતાં પણ સવાયા મળ્યા હતા. એ તો કહેવત જ છે કે "समानशिलव्यसनेषु सख्यम्" એ જ ન્યાય પ્રમાણે તેના અનુયાયી વાળી અને દેવ પણ આબેહૂબ તેના જેવા જ સ્વભાવના હતા. એ સઘળા સાથીઓની એકંદર સંખ્યા વીસ પચીસ તરુણોની હતી. સઘળા જુવાનિયા, રમતારામ, પીઠપર ભાથું, ખાંધે ધનુષ્ય, કમ્મરે તલવાર, કોઈ પાસે ઢાલ પણ ખરી, માથામાં વાળ વધારેલા, પગમાં સાબરના અથવા એવા જ કોઈ જાનવરના ચામડાનાં જોડા પહેરેલા, માથે ફેંટા અથવા દુપટ્ટા, અંગમાં તે સમયની રીતિ પ્રમાણેના છાતીએ ચુસ્ત આવી રહેતા અને નીચેથી ઘેરદાર અંગરખાં, નીચે ચોયણી અને કમ્મરપર શેલું કસેલું–એવા એવા કેટલાકોએ કીનખાબના અને કેટલાકોએ સાદા પોશાકો ધારણ કરેલા હતા અને આજે ઉત્સવનો દિવસ હોવાથી એ સર્વ મિત્રો છાતી બહાર કાઢીને હાથીનાં બચ્ચાં પ્રમાણે ડોલતા ડોલતા ચાલ્યા જતા હતા. બધા સાથીઓ કરતાં બાપ્પા વયમાં બધાથી નાનો હતો; પરંતુ તેના મુખમંડળમાં વ્યાપેલા વિલક્ષણ તેજને લીધે તે, સર્વ મિત્રોમાં નક્ષત્રોનાં મધ્યમાં જેવી રીતે ચન્દ્રમા શોભી રહે છે, તેવો જ શોભી રહ્યો હતો. આ સમયે તેણે વસ્ત્રો પણ ઉચ્ચ પ્રકારનાં જ ધારણ કરેલાં હતાં. એ વસ્ત્રો તેને ક્યાંથી અને કયે વખતે મળ્યાં હતાં, તે તો વાચકો જાણે છે જ. અસ્તુ.

એ સઘળા મિત્રો જે માર્ગમાંથી ચાલ્યા જતા, તે માર્ગમાં એક કોસ લાંબું ઘાટું અને ફાડી ખાનારાં પશુઓવડે ભરેલું એક જંગલ વિસ્તરેલું હતું. જો આડો રસ્તો લીધો હોય તો એ જંગલને ટાળી શકાય એમ પણ હતું. પરંતુ એમની ઉચ્છૃંખલતા એમ ક્યાં કરવા દે એમ હતું? લગભગ એક પ્રહર દિવસ ચઢ્યો હશે, તે વેળાએ એ ઉચ્છૃંખલ મિત્રમંડળ આવીને અરણ્યમાં દાખલ થયું. પરંતુ આશ્ચર્યની વાત તો એ કે, એ વનમાં અદ્યાપિ રાત–અંધારી રાત–હોવાનો જ ભાસ થતો હતો. કારણ કે, તે અરણ્યમાંની ઘન વૃક્ષરાજિસાથે યુદ્ધ કરીને અંતઃપ્રવેશ કરવામાટેના પોતાના અવ્યાહત પ્રયત્નો છતાં પણ સૂર્યકિરણોને અદ્યાપિ વિજયની પ્રાપ્તિ થઈ નહોતી; કોઈ ખૂણેખાંચરે થોડો ઘણો પ્રકાશ પડેલો વળી કોઇના જોવામાં વખતે આવી જતો હતો. એ અરણ્યમાં ફળમૂળની રેલંછેલાં હતી; અને એ વાત એ સઘળા મિત્રો સારી રીતે જાણતા હતા. બાળકો અને વાંદરાં એકસરખાં કહેવાય છે, તે કાંઈ ખોટું તો નથી જ. એ બધા વાનરોએ તત્કાળ ત્યાં થાણું નાખ્યું. કોઈ આ ઝાડપર તો કોઈ તે ઝાડપર ફટાફટ ચઢી ગયા. કેટલાકો તો નીચે ઉભા રહીને જ "એ–એ–મારા માટે બેચાર ફળ નીચે નાખ!" એ પ્રમાણેના

પોકારો કર્યા કરતા હતા. અને જો ઉપર ચઢેલો સાથી ફળ ન નાખે તો, તેને "જો જોરથી હીલવ-જો હું-જો અમારા માટે ફળ નીચે નહિ નાખે, તો અમે તને પથરા મારીશું. પછી જેવો તારો વિચાર! અમે તો ભાઈ! સાચેસાચું કહી દેનારા છીએ!" એમ કહીને ધમકી પણ આપતા હતા. વળી ઉપર ચઢેલાઓ પણ કેટલીકવાર નીચેવાળાઓને વાંદરા પ્રમાણે ડોકિયાં કરીને ડરાવવાના પ્રયત્નો કરતા હતા. એવી રીતે તેમણે ત્યાં અજબ ધમાચકડી મચાવી મૂકી. તેઓ બૂમો પાડતા વ્યર્થ એકબીજાને "એ-જો પેલું હરિણ જાય-ટક ટક જોયા શું કરે છે? જો તેં-શિકાર ખોઈ દીધો તે! જો હવે હું કેવો તીર ચલાવું છું તે!" એમ કહીને બીજાને ફસાવતા હતા અને કોઇવાર પોતે પણ ભૂલથાપ ખાઈ જતા હતા. એમાંના કેટલાકોના મનમાં તો ખરેખર જ હરિણ કે વ્યાઘ્રનો શિકાર મેળવવાની ઇચ્છા હોવાથી તેઓ તેમના જ શોધમાં મચી રહ્યા હતા. "હેં? આ વાસ શાનો આવે છે વારુ? અરે એ વાઘનું બચ્ચું જ હોવું જોઇએ હંકે! જો તો ખરો-આ એનાં જ પગલાં છે, નહિ કે? તે અહીંથી જ ગયેલું હોવું જોઇએ." "નહિરે-એમ નથી ગયું. પેલી તરફ ગયું હશે. અરે જોયાં કે, આ તે રાજમાન રાજશ્રીનાં પરાક્રમ! બચ્ચાજીએ, જોતો ખરે! આ માંસ અહીં છૂપાવી રાખ્યું છે તે-હમણાં જ એ બેટંમજી એ વાસી માંસ ખાવાને અહીં પધારશે હં કે?" એ પ્રમાણે દરેક જણનો દાવ અને તપાસ એકસરખો ચાલી જ રહ્યો હતો. પણ જો ખરેખર જ વનરાજની પધરામણી થાય, તો તેની સામે ટકાવ ધરનારા બહુ જ થોડાક જ નીકળે. જે ભાગમાં એ તોફાની ટોળીનો પ્રવેશ થયેલો હતો, તે વનનો ભાગ તેમની ગડબડથી એકાએક ગાજી ઉઠ્યો હતો. સસલાં વગેરેના શિકારો તો ઘણા મળ્યા, પણ બાપ્પા, વાળી અને દેવ, એ ત્રિપુટી તો વ્યાઘ્રના શોધમાં જ પ્રવૃત્ત થયેલી હતી. તેમણે તેનાં પગલાં લેતાં લેતાં અંતે તેનું રહેઠાણ શોધી કાઢ્યું, અને એક જાળામાં તે વ્યાઘ્ર નિદ્રામાં પડેલો તેમની નજરે પડ્યો. પછી શું પૂછવું? આંધળાને બે આંખો મળી. તેને ઉશ્કેરીને જરાક વધારે ખુલ્લી જગ્યામાં લાવવામાટેનો તેમણે સંકલ્પ કર્યો અને તે સંકલ્પ પ્રમાણેનું કાર્ય કરવાનો બહુ જ સાવધતાથી તેમણે યત્ન કરવા માંડ્યો. બધા મિત્રોને એકઠા કરીને પ્રત્યેકને યોગ્ય કાર્ય બતાવી એ ત્રણ અને બીજી ત્રણ ત્રણ મિત્રોની ત્રણ ટોળીઓ કરીને ચારે તરફથી વાઘને ઘેરી લેવામાટે તેમણે પોતાના ચાર વિભાગો કરી નાખ્યા અને બાકી વધેલા તરુણો વાઘને ઉશ્કેરવાના કાર્યમાં લાગી ગયા. એ બધી તૈયારી થાય છે, એટલામાં તો તે વ્યાઘ્ર એકાએક પોતે જ જાગૃત થયો અને ભયંકર ગર્જના કરીને ઉઠ્યો અને ક્ષણના પણ અર્ધ ભાગમાં તે સર્વેની દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગયો. એટલા અલ્પ સમયમાં પણ ચાર પાંચ તીરોનો તો તેના શરીરમાં પ્રવેશ થઈ ચૂક્યો, પરંતુ તેથી તે ગતપ્રાણ થયો કે નહિ, તે તો પ્રભુ જાણે. એટલામાં એક દોડતો વનવરાહ અને તેની પાછળ પડેલો એક ઘોડેસ્વાર તેમના જોવામાં આવ્યા. એટલે એ છછાંછળાઓની ટોળી પાછી તે વનવરાહની પીઠ પકડીને દોડવા લાગી. તત્કાળ બે તરફથી તે વરાહના વપુમાં બે બાણોનો પ્રવેશ થયો. એમાંનું એક બાણ બાપ્પાના ધનુષ્યમાંથી છૂટેલુ હતું અને બીજું તે અશ્વારોહી વીરનું હતું. બાપ્પા અને તેના સાથીઓ એ શિકારપર પોતાનો દાવો કરવા લાગ્યા અને બીજો વીર "એ મારો શિકાર છે, માટે એની પૂછડી અને કાન હું કાપી લઇશ;" એમ કહીને પોતાનો દાવો સાબિત કરવા લાગ્યો. તેમની પોતપોતામાં એ પ્રમાણેની તકરાર હજી તો ચાલતી જ હતી, એટલામાં અચાનક એક ભયાનક વ્યાઘ્રે આવીને તેમનાપર ધસારો કર્યો, અને તત્કાળ તેમના-

માંના એક તરુણને તેણે ત્યાંનો ત્યાંજ રાખમાં રગદોળી નાખ્યો. એકાએક તેમના મંડળમાં હાહાકાર વ્યાપી ગયો અને ગભરાટ પણ થવા લાગ્યો. પરંતુ સમયને ન જવા દેતાં એકંદર આઠ દશ વીરો એક પળનો પણ વિલંબ ન કરતાં તે ક્રૂર વ્યાઘ્રની પાછળ પડ્યા. તેમાં પણ બાપ્પા, વાળી, દેવ અને એ નવીન વીર તો સર્વના અગ્ર ભાગે જ ચાલતા હતા. એક પછી એક બાણોની અખંડ વૃષ્ટિ વર્ષાવીને તેમણે વાઘને ઘાયલ તો કરી જ નાખ્યો અને તેથી વાઘને પોતાના પંજામાં આવેલા શિકારને અંતે નિરુપાય થઇને છોડી દેવો પડ્યો. વાઘ લથડિયાં ખાઇને જમીનપર પડ્યો અને થોડીવારમાં પરલોકમાં પ્રયાણ કરી ગયો. તેની આવી અવસ્થા થયેલી જોઇને સર્વના મનમાં અત્યંત આનંદ અને હર્ષ થવા લાગ્યો. વાઘના મુખમાં સપડાયલા જવાનીયાને એક તો વાઘના પંજાનો જખમ થયો હતો અને વળી વાઘને મારવા જતાં એક બે બાણ એના અંગમાં પણ ઘુસી ગયાં હતાં, એટલે તેના શરીરમાં અસહ્ય વેદના થવા માંડી હતી. એટલે હવે તેઓ એના જખમોને ધોઈ સાફ કરીને તેનાપર પાટા વગેરે કયાં બાંધવા, એના ગંભીર વિચારમાં પડી ગયા. બાપ્પાએ પોતાના શેલાના કકડા કરીને તત્કાળ તેના જખમોને બાંધવાની વ્યવસ્થા કરી. વાળી અને દેવ એ પ્રદેશના પૂરેપૂરા જાણીતા હતા. એટલે તેમણે ત્યાંથી પાસે જ આવેલા એક સરોવરના તીરે બપોરની વિશ્રાંતિ લેવાનું નિશ્ચિત કર્યું; અને ચાર પાંચ જણે મળીને તે જખ્મી થયેલા પોતાના સાથીને ઉપાડીને પોતાના ઇચ્છિત સ્થળે લઈ જવાની વ્યવસ્થા કરી. દેવ એમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. એ બધો ઝઘડો થઈ રહ્યા પછી વળી પાછો વરાહના શિકાર વિશેનો વાદ ઉપસ્થિત થયો. તેમ જ વાઘનો પણ તે જ પ્રમાણે નિકાલ કરવાનો હતો. કારણ કે, વાઘ ઘણો જ ભયંકર અને પ્રચંડ હતો. અંતે તેમણે તે વનવરાહના શરીરમાં ભોકાયલાં બંને બાણ ખેંચી કાઢ્યાં. તેમાનું એક બાપ્પાનું હતું અને બીજું તે નવા આવેલા ઘોડેસ્વારનું સિદ્ધ થયું. વાઘના અંગમાં પાંચ છ બાણ પેંડેલાં જોવામાં આવ્યાં. તેમાં એક એ અશ્વારોહીનું હતું અને એક બાપ્પાનું પૂરવાર થયું. બાકીનાં બે અનુક્રમે વાળી અને દેવનાં હતાં અને એક બે બીજાનાં નીકળ્યાં. અંતે એનો એવી રીતે નિર્ણય કરવામાં આવ્યો કે, વનવરાહનો શિકાર ઘોડેસ્વારનો અને વાઘનો શિકાર બાપ્પા અને તેના મિત્રમંડળનો.

અચાનક બનેલા આ સઘળા બનાવમાં બાપ્પાનું વય, તેની ચપળતા, તેની બુદ્ધિમત્તા, શરીરબંધન, વિશાળ ભાલ, ચપલ નેત્ર, અંગમાંનાં વસ્ત્રો અને બોલવા ચાલવાની ઢબ ઇત્યાદિ જોઇને ઘોડેસ્વારને બહુ જ કૌતુક થવા લાગ્યું. 'થોડા દિવસ પણ એની સાથે રહીને એ કોણ છે અને શો વ્યવસાય કરે છે, એની માહિતી તો મેળવવી જ જોઇએ.' એવી તેના મનમાં ઉત્કંઠા ઉત્પન્ન થવા લાગી. એથી તે પણ તેમની સાથે જ પળોટાઇને જ્યાં તેઓ જવાના હતા, ત્યાં જ પોતે પણ બપોરની વિશ્રાંતિ લેવામાટે જવા લાગ્યો.

બાપ્પાએ ગુપ્ત રીતે પોતાના બધા સોબતીઓને તાકીદ આપી મૂકી હતી કે, "હું મૂળ કોણ છું અને કયાંનો નિવાસી છું, ઇત્યાદિ પ્રશ્નો જો કોઈ તમને પૂછે, તો તેને ખરાં ઉત્તરો તમારે કોઈ કાળે પણ આપવાં નહિ." એટલે એ નવીન વીરને પોતાના પ્રશ્નોનાં જોઇએ તેવાં ઉત્તરો ન મળવાથી તેની ઉત્કંઠાની તૃપ્તિ થવાને બદલે તે વધારે અને વધારે જ વધવા લાગી. કારણ કે, તેમના કથનથી એના એક પણ સંશયની નિવૃત્તિ થઈ શકી નહિ. સામો સંશય વધતો જ ગયો. અંતે બધા જણે આવીને સરોવરતીરના એક ભાગમાં પોતાનો અડ્ડો જમાવ્યો

અને ત્વરિત જ તે જખ્મી તરુણના જખમોને ધોઈ સાફ કરી તેમણે તેમાં ઝાડપાલાની ઔષધિ ભરીને બાંધી દીધા. એ કામ પૂરું થતાં જ સર્વેએ ધબોધબ સરોવરમાં ભૂસ્કા મારીને તરવાનો એકસરખો સપાટો ચલાવવા માંડ્યો. એ વેળાએ પણ તેમનો, ડૂબકાડૂબકી, એકબીજાને સ્પર્શ કરવાની સ્પર્ધા અને વર્ચસ્વ સ્થાપવાની ચડસાચડસી ઇત્યાદિ વિનોદનો વ્યાપાર ચાલૂ જ હતો. તેમના એ ખેલમાં–જલક્રીડામાં–એ નવીન વીરે પણ ભાગ લીધો અને તેમની સાથે બહુ જ સરળતાથી વર્તવા લાગ્યો. એકવાર એકબીજાને સ્પર્શ કરવાનો દાવ ચાલતો હતો, એવામાં ચોરપણું બાપ્પાને માથે આવ્યું અને તે એ નવીન વીરની પાછળ પડ્યો. પાણીમાં બન્ને ચક્રાકારે ફર્યાં કરતા હતા. એટલામાં બાપ્પાને શ્વાસ ચઢી આવવાથી તેનામાં તે વીરને પકડવાની શક્તિ રહી નહિ; એટલે તે પાણીની સપાટીપર ચત્તોપાટ પડીને વિશ્રાંતિ લેવાની ચેષ્ટા કરવા લાગ્યો. એવામાં એ નવીન વીર જાણી જોઇને તેની પાસે આવ્યો અને "કેમ હવે તો ખોડ ભૂલ્યા ને?" એમ વારંવાર કહીને તેને ચીડવવા લાગ્યો. બાપ્પાથી એ વચન સહન ન કરી શકાયાં, એટલે તત્કાળ તેણે ડૂબકી મારીને તેને પકડી બહાર ડોકું કાઢયું. પરંતુ ત્યાર પછી પાણીમાં તેનાથી એક હાથ પણ પછાડી શકાયો નહિ. એવો સમય જોઇને તે નવીન વીર તેની પાસે આવ્યો અને 'વાહરે વીર બાળક! શ્રમની સફળતા તો સારી કરી હો કે?" એમ કહીને તેણે તેને પોતાની બગલમાં દબાવી લીધો. બાપ્પા બહાર આવીને તળાવની પત્થરની બાંધેલી પાળપર સૂઈ ગયો. સૂર્યના તાપથી એ વેળાએ પથરા ઘણા જ તપી ગયા હતા. પ્રથમ તો તેના સાથીઓને એમ જ ભાસ્યું કે, 'એ અંગ સૂકવતો હશે!' પણ થોડીવાર પછી પાસે જઇને તેમણે જોયું તો ખરેખર તેમને તે નિર્જીવવત્ પડેલો અને જ્વરથી તપી ગયેલો દેખાયો. તે જ પળે સર્વનાં મુખો નિસ્તેજ થઈ ગયાં. તેને ઊંચકીને તેમણે વૃક્ષની શીતળ છાયામાં લઈ જઈ સૂવાડચો. ચિન્તામાં ને ચિન્તામાં તેઓ ખાવાપીવાની વાત પણ વિસરી ગયા. વળી એ અરણ્યમાં ક્યાંય ઔષધિ મળવાનો સંભવ પણ ક્યાંથી હોય? બાપ્પા અત્યંત અસ્વસ્થ થઇને પૃથ્વીપર અહીંથી તહીં અને આમથી તેમ લેટવા–આળોટવા લાગ્યો, એટલે થોડીવાર પછી તેને એક ઉલટી થઈ અને પેટમાંનો બધો ભાર બહાર નીકળી ગયો. ઉલટી થયા પછી જ્વરની પણ ન્યૂનતા થવા લાગી. હવે માત્ર અશક્તતા જ અવશિષ્ટ રહેલી હતી. એટલે સ્વસ્થ થઇને બધાએ થોડુંક ખાધું પીધું અને ઘણા જ પ્રેમથી તેને પણ તેમણે થોડુંક ટીમણ આપ્યું, ને પાછો સૂવડાવી દીધો. તેને સારી નિદ્રા આવી ગઈ અને બેચાર ઘડી પછી પાછો તે પૂર્વ પ્રમાણે તાજોતવાનો થઈ ગયો.

દિવસનો તૃતીય પ્રહર વીતી ગયો હતો, અને સૂર્યના તાપમાં ન્યૂનતા થવા માંડી હતી. એટલે એ સર્વ તરુણોએ પોતાના માર્ગમાં વિચરવાની તૈયારી કરવા માંડી.

બીજી તરફ આપણી પેલી બે પ્રવાસિની પ્રમદાઓ પણ તે વનશ્રીમંદિરમાં શ્રી જગદંબાનું પૂજાસાહિત્યોવડે પૂજન કરીને અને ફળ આદિનો નૈવેદ્ય ધરાવીને બાકી બચેલા પ્રસાદનું ભક્ષણ કરવા પછી પોતપોતામાં કાંઇક વિચાર કરતી બેઠી હતી. 'પ્રથમ ઉદર અને પછી ઈશ્વર' એ કહેવત પ્રમાણે ટીમણટામણ કરી લીધા પછી, એકાએક એ દેવીના મંદિરનું સ્મરણ થઈ આવવાથી વાળી, દેવ, બાપ્પા અને સાહસી પણ માતાજીનાં દર્શન કરવાની ઇચ્છાથી એ મંદિરની દિશામાં વળ્યા.

ચિત્રવિચિત્ર રંગી પુષ્પો અને પત્રોના અનેક પ્રકારનાં વસ્ત્રાલંકારો બનાવીને આપણી પ્રવાસિની પ્રમદાઓએ દેવીની મૂર્ત્તિને એવી તો શૃંગારી દીધી હતી કે, તે પાષાણમૂર્ત્તિને જીવિત જગદેકસુંદરીનું સ્વરૂપ પ્રાપ્ત થયું હતું, એમ જો આપણે કહીએ, તો તેમાં કશી પણ અતિશયોક્તિ કરી તો નહિ જ કહેવાય. એ તરુણમંડળને દર્શનમાટે આવતું જોતાં જ તે પ્રવાસિની રમણીઓ જરાક એક કોર સરકી ગઈ અને છૂપાઇને બેસી રહી. જેવી રીતે નિબિડ અંધકારમાં સૌદામિની ક્ષણ માત્ર ચમકીને પાછી અદૃશ્ય થઈ જાય છે, તેવી રીતે તે સુંદરી રાજકુમારી સાહસીની દૃષ્ટિનો વિષય થઇને તેની ચિત્તવૃત્તિને ચંચળ બનાવી ગઈ. તેના સર્વ સાથીઓ "આવા આ નિર્જન વનમાં માતાજીની આવી સુંદર અને અલૌકિક પૂજા કોણે બાંધી હશે વારુ? ગમે તેણે બાંધી હોય, પણ તે બાંધનારની કુશળતાની પ્રશંસા તો આપણે કરવી જ જોઇએ." એમ પોતપોતામાં વાતો કરતા તે મૂર્ત્તિનાં દર્શન અને અવલોકનમાં તલ્લીન થઈ ગયા. તે તરુણ તરલાઓ બિલ્કુલ તેમના જોવામાં આવી નહોતી.

અંતે કેટલાક સમય પછી સર્વ મિત્રો પાછા ત્યાંથી નીકળવાને તૈયાર થયા. એટલે 'મિત્રો! આવો માતાજીને ચાર પ્રદક્ષિણાઓ તો કરીએ, એમ કહીને થોડોક વખત ત્યાં વધારે રોકાવાનું આપણા સાહસીએ એક નિમિત્ત શોધી કાઢ્યું. સર્વ પ્રદક્ષિણા ફરવામાં પ્રવૃત્ત થયા, તો પણ તેના હેતુની સિદ્ધિ થવાનો સંભવ જણાયો નહિ. એટલે અંતે નિરાશ થઇને તે પણ પોતાને પંથે પડ્યો. પરંતુ ત્યાં તેણે જે એક સ્વર્ગીય દૃશ્ય જોયું હતું, તેનો છાપ કોઈ પણ ઉપાયે તેના મનમાંથી ભૂંસાઈ શકયો નહિ. તેનું શરીર માત્ર મિત્રો સાથે હતું, પણ મનનો તો દેવીના દેવાલયમાં જ અચલ નિવાસ થઈ ચૂકયો હતો.

રાજકુમારીએ પણ આપણા એ વીર સાહસીને સારી રીતે જોઈ લીધો હતો; અને તેથી તેના શરીરે પણ મન સાથે કેટલોક ઝઘડો ચલાવવા માંડ્યો હતો, એમ તેની વ્યગ્ર મુખમુદ્રાથી વ્યક્ત થતું હતું. તે સઘળા શિકારીઓના ચાલ્યા જવા પછી તરુણ રાજકુમારી અને પ્રૌઢા ગિરિજા બંને ધીમે રહીને બહાર નીકળી અને પોતપોતામાં કાંઇક ધીમેથી વાતચીત કરીને તેમણે પણ ત્યાંથી ચાલવાનો નિશ્ચય કર્યો. તે તરુણો જે માર્ગે ગયા હતા, તે માર્ગ બરાબર ધ્યાનમાં રાખીને તે બંને અબળાઓ ચાલવા લાગી. રાજકુમારી એ વેળાએ જાણીજોઇને ગિરિજાની પીઠ પાછળ લપાતી લપાતી ચાલતી હતી.

પ્રિય વાચક! આપણે હવે એ સર્વ પ્રવાસીઓને માર્ગમાં વિચરતાં જ મૂકીને મનોવેગના બળથી ત્રિકૂટ પર્વતના શિખરસ્થાને જઈ બેસવાનું છે. કારણ કે, એ સર્વ પુરુષ પ્રવાસી અને સ્ત્રી પ્રવાસિનીઓ પાછાં આપણને તે જ પવિત્ર સ્થાનમાં મળવાનાં છે. ચાલો દોડાવો ત્યારે તમારા મનોરૂપ અશ્વને અને પહોંચો વહેલા વહેલા આપણા નિર્દિષ્ટ સ્થાનમાં.

---

## પંચમ કિરણ

### અદ્‌ભુત સંયોગ

અરે, અત્યારે રાત્રિ છે કે દિવસ? દિવસ કહીએ, તો આકાશમાં ચન્દ્રનો ઉદય થયેલો છે, અને રાત્રિ કહીએ, તો આટલી બધી ઉષ્ણતા શાને થવી જોઇએ? કદાચિત્ દીપકોના પ્રકાશને લીધે તો આટલી બધી ઉષ્ણતા નહિ થતી હોય? ખરેખર—એ પ્રકાશને જોતાં આપણાં તો

નેત્રો જ અંજાઈ જાય છે! વળી અહીં જુઓ તો ખરા કે ભીડ કેટલી બધી થયેલી છે તે! નરનારીજનોનો આ કેટલો પ્રચંડ સમૂહ! એ ભીડમાં આપણો પ્રવેશ કેમ થઈ શકશે વારુ? ચાલો, આ બજારમાં તો અત્યારે જરાક ફેરો મારીએ. અરે—નારે, બજારમાં પણ સંચાર થવાનો સંભવ નથી જ. અત્ર કીડીનો સંચાર થવો પણ અશક્ય છે. ક્રયવિક્રય જુઓ, કેવા સપાટાથી ચાલી રહ્યો છે તે! જાણે એ પર્વતના શિખરસ્થાનમાં એક વિશાળ રમ્ય નગરી જ વસી ગઈ હોયની! એવો જ ક્ષણેક્ષણે ભ્રમ થયા કરે છે. અહીં સોના, રૂપા અને ત્રાંબા પીતળનાં વાસણો, ત્યાં મોતી, હીરા, માણેક અને સુવર્ણના અલંકારો અને વળી બીજે સ્થળે રેશમી અને જરીનાં સુશોભિત વસ્ત્રો વેચાય છે, તે જોયાં કે? પેલા મેદાનમાં ઉત્તમ ઘોડાઓનો સોદો થાય છે અને આ જુઓ અહીં ઢાલ, તલવાર, ખડ્ગ અને પરશુ ઈત્યાદિ શસ્ત્રો પણ વેચાવાને આવેલાં છે. સર્વ વસ્તુની વિપુલતા છે. ત્યારે નથી શું? એ પ્રશ્ન જ માત્ર ત્યાં નથી. આ જોયાં કે માતાજીને ચઢાવવામાટે પુષ્પોના કેટલા બધા પ્રકારના પોશાકો કરેલા છે તે? આ મેવા મિઠાઈ અને ઉત્તમોત્તમ પકવાન્નોના ભરેલા થાળોને જોઇને શું તેમનો સ્વાદ લેવાની લાલસા તમારા મનમાં નથી થતી? થવી જ જોઇએ. સ્વાદ લેવાની વાત પછી, પ્રથમ તો ચાલો આપણને સભામંડપમાં જવાનું છે ત્યાં. ત્યાં હોમનો વિધિ જોઇએ. યજ્ઞસ્વરૂપ વેદનારાયણને નમ્રતાપૂર્વક નમસ્કાર કરીને કૃતાર્થ થઇએ. ઓહો! આ હોમના અગ્નિની જ્વાળા કેટલી બધી સુંદર અને મનોહર દેખાય છે! વેદઘોષ તૃતીય સવનમાં ચાલતો હોય, એમ જણાય છે. કર્ણ અને નેત્રો તો પવિત્ર થઈ ચૂક્યાં! પણ પેલી તરફ ક્ષત્રિય અને વૈશ્ય તેમ જ ક્વચિત્ બ્રાહ્મણ જાતિની સ્ત્રીઓ માતાજીને રીઝવવામાટે પોતાના કોમળ કંઠમાંથી ગીતનો આનંદદાયક ધ્વનિ કાઢે છે, તે તમે સાંભળ્યો કે? કોઈ ગોળધાણા વહેંચે છે અને કોઈ યજ્ઞમાં બેઠેલા બ્રાહ્મણોને દક્ષિણા દાન કરે છે. કોઈ હોમકુંડની પૂજા કરે છે તો કોઈ નારીયેળ વધેરે છે. કોઈ દેવીને પુષ્પમાળા ચઢાવે છે, તો કોઈ તેને સાડી ચોળી પહેરાવે છે. સર્વજનોની પંચાતમાં પડી ગયેલો હોવાથી પૂજારી થાકીને લોથ થઈ ગયો હોય, એમ તેની ગ્લાનિયુક્ત મુખમુદ્રાથી જાણી શકાય છે. પણ અહીં આ દક્ષિણ દ્વાર તરફ કાંઈ ધ્યાન રાખ્યું કે? ત્યાં બલિસ્થાન આવેલું છે. અરે—આ રક્તનો કેવો ભયંકર પ્રવાહ! અરે—પણ આ એકાએક વાદ્યોની ગડબડ કેમ થવા માંડી વારુ? હા—યજ્ઞની પૂર્ણાહુતિનો સમય થયો હશે. આ દુંદુભિનો ધ્વનિ અને ઇતર વાદ્યોની ગર્જના તો ખરેખર આકાશને ભેદી સ્વર્ગમાં જ પહોંચી જવાનાં!

એ તો બધું ખરું, પણ આ બધી ધામધૂમમાં આપણી ઓળખાણનું એક પણ માણસ જોવામાં નથી આવતું, એનું કારણ શું? તેમનામાંથી અદ્યાપિ કોઈ પણ માણસ અહીં આવેલું નથી કે શું? અરે એમ તે કાંઈ બને? હોમના સ્થળમાં વિપ્ર સુશર્મા તો આપણને અવશ્ય દૃષ્ટિગોચર થવો જ જોઇએ. ચાલો, જરાક ધ્યાનથી જોઇએ, એટલે તે આપણને મળી આવશે. અરે પણ આ વૈદિક મંડળના અધ્વર્યુઓ તો એક એક કરીને ઊઠવા લાગ્યા. પણ જુઓ—તે સર્વના અગ્રભાગે આપણો બ્રહ્મસ્વરૂપ સુશર્મા કેવો શોભી રહ્યો છે તે! અરે, પણ એટલામાં સુશર્માનાં ચરણ ધરીને તેને વિનવવા કોણ લાગ્યું? અરે હા—હા—એ તો ઠાકોર વીરસિંહ. એ બહુધા બાપ્પાનો વૃત્તાંત કહેવાની અને સુશર્માની ક્ષમા માગવાની ઇચ્છા કરી આવેલો હોય, એમ જ જણાય છે. તેણે જેવું પોતાનાં ચરણોમાં મસ્તક નમાવ્યું, તેવો જ તેનો હાથ સુશર્માએ

'હં હં એ શું કરો છો?" એમ કહીને પકડી લીધો અને તેને ઉઠાડવાનો યત્ન કરવા લાગ્યો. એટલે હસ્તદ્વય જોડીને દીનતાથી કરગરી વીરસિંહ કહેવા લાગ્યો કે;—

"ભગવન્! હું એક મહા અપરાધી પુરુષ છું. જો આપ મને અભય વચન આપતા હો તો મારી એક પ્રાર્થના કરવાની ઇચ્છા છે."

વીરસિંહની એ વિનતિ સાંભળીને સુશર્માએ, "બોલો, અભય છે!" એમ કહીને તેને અભય વચન આપ્યું.

એટલે સુશર્માને બનેલા બનાવનો સઘળો વૃત્તાંત વીરસિંહ ઠાકોરે આદિથી અંત પર્યન્ત કહી સંભળાવ્યો. તે સાંભળીને દ્વિજશ્રેષ્ઠના મનમાં અત્યંત ખેદ થવા લાગ્યો. તથાપિ તે અલૌકિક ક્ષમાશીલ બ્રાહ્મણે પોતાના ક્ષમાવ્રતને ચળવા દીધું નહિ. તેણે મુખમાંથી એક પણ અધમ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ જ. ત્યારપછી સર્વજનો મોટા સમારંભથી અવભૃથસ્નાનમાટે ત્યાંથી નીકળ્યા. પોતાની મનોવ્યથાનું બહિર્ભાગમાં લેશમાત્ર પણ દર્શન ન કરાવતાં સુશર્મા શાંતિથી સર્વ સાથે ચાલવા લાગ્યો. તથાપિ, તેનો અંતરાત્મા તો દુઃખના પ્રહારથી સર્વથા કરમાઈજ ગયો હતો. હોમમંડળ અવભૃથસ્નાનમાટે જવા પછી ધીમેધીમે સભામંડપમાંની ભીડ ઓછી થવા લાગી. અવભૃથસ્નાનનો વિધિ એક સરોવરમાં થવાનો હતો. એ સરોવર અત્યંત વિસ્તૃત હોઇને તેની ચારે પાળો પત્થરની બાંધેલી હતી; અને તેમાં એક પુરુષના ઉંડાણ જેટલાં પગથિયાં પણ હતાં. અવભૃથસ્નાનના સમારંભની સમીક્ષા કરવામાટે દેવાલયમાંનો સમસ્ત જનસમૂહ આવી આવીને અહીં જ એકત્ર થવા માંડ્યો હતો. એટલે સરોવરના તીરે ચોફેર પગથિયાં સુદ્ધાં મળીને જાણે દશ પંદર હાથ ઉંચાઇની ભીંત થઈ ગઈ હોયની! એવો જ ભાસ થવા લાગ્યો. વરઘોડો ચાલતાં ચાલતાં જે વેળાએ સરોવરના તીરપ્રદેશમાં આવી પહોંચ્યો, તે વેળાએ માત્ર એક પ્રહર રાત્રિ જ અવશિષ્ટ રહેલી હતી.

સરોવરતીરે આવી પહોંચતાં જ ત્યાંના તીર્થ અને પૂજાવિધિને આટોપી સંકલ્પપૂર્વક અધ્વર્યુ પુરોહિત ઇત્યાદિ પૂજ્યજનો એક પછી એક સ્નાનમાટે સરોવરના સલિલમાં ઊતરવા લાગ્યા. એટલે પછી ચારે કોરથી બીજાં પણ સેંકડો માણસો ન્હાવામાટે ધબોધબ્બ તળાવમાં પડવા માંડ્યાં. ચારે દિશામાં સંકલ્પ કરાવનારા બ્રાહ્મણોની એટલી બધી વિપુલતા થઈ ગઈ હતી કે, તેમની ગણના થવી પણ અશકય હતી. પાણીમાં ભૂસકો મારવામાટેની તરુણ ક્ષત્રિય કુમારોની પોતપોતામાં ચડસાચડસી ચાલી રહી હતી. પણ એમાં આપણી ઓળખાણનો એક પણ તરુણ જોવામાં આવતો નહોતો. એવી રીતે સ્નાન કરવાની સર્વત્ર એક જ ધામધૂમ વ્યાપી ગઈ હતી, એટલામાં એકાએક રણશીંગડાનો ભયંકર ધ્વનિ થયો અને તેથી તત્કાળ સર્વત્ર શાંતિ અને શૂન્યતા વ્યાપી ગઈ! માત્ર વૈદિક મંડળમાં મોટો ગભરાટ ચાલી રહ્યો. એક જણે બૂમ મારીને પોકાર કર્યો કે;—

"અરે જોઈ શું રહ્યા છો? પંડિતજી પાણીમાં પડ્યા છે, તેમને સત્વર બહાર કાઢો! અરે હમણાં જ અહીં હતા ને શું! એટલામાં અચાનક એમનો પગ લપસી ગયો. મહાવિઘ્ન થયું જ કહેવાય! કહો ન કહો—પણ આ એક પ્રકારનો ઈશ્વરીય કોપ જ છે! યજ્ઞમાં તો કાંઈ ભૂલચૂક નહિ થઈ હોયને!"

એવો એક જ પ્રકારનો કોલાહલ સર્વત્ર મચી ગયો. એ જ ક્ષણે પાંચ પંદર મલ્લો ત્યાં અચાનક આવી લાગ્યા અને તેઓ ધડાધડ પાણીમાં કૂદી પડ્યા. એટલે ઉપરથી બ્રાહ્મણોએ પોકાર કરવા માંડ્યો કે;—

"અરે નહિરે-ત્યાં નહોતો. અરે-એ તો આ-ઠેકાણેથી ઘસડાયા."

એમ કહીને પ્રત્યેક જન પ્રત્યેક વેળાએ પંડિતજીના પડવાનું ભિન્ન ભિન્ન સ્થાન જ બતાવતો હતો. અર્ધ ઘટિકા વીતી ગઈ, પણ પંડિતજીનો પાણીમાં પત્તો લાગ્યો નહિ. પ્રત્યેક મલ્લ બે ત્રણ ડૂબકીઓ મારી શ્વાસ પૂરો થવાથી બહાર નીકળી આવ્યા. તેમનામાંનો એક જણ પણ તેને શોધવામાં વિજયી થઈ શકયો નહિ. આવું પરિણામ જોઇને લોકોના મનમાં એકસરખો વિક્ષોભ થવા લાગ્યો, અને તેઓ મહાદુ:ખના પોકાર કરવા લાગ્યા. એટલામાં એક ખૂણામાંથી પાંચ છ તરૂણ શિકારીઓ લંગોટ બાંધીને "બાજૂ બાજૂ"નો પોકાર કરતા અને બન્ને હાથોથી ભીડને હટાવતા આગળ વધ્યા અને લોકોના ઉત્તેજનથી શૌર્યમાં આવીને તેમણે સરોવરમાં ભૂસકા માર્યા. તેમાંથી સર્વથી પાછળ જે સરોવરમાં પડ્યો, તે તો બહુ જ કિશોર વયનો બાળક દેખાતો હતો. પરંતુ તેનો ભૂસકો આગળ પડેલાઓના ભૂસકાથી પણ આગળ ગયો. સર્વ જનોની દૃષ્ટિ એ અલ્પ-વયસ્ક યુવકમાં જ લાગી રહી. કોઈ પણ શબ્દનો ઉચ્ચાર ન કરતું હોવાથી સર્વત્ર શાંતિની છાયા પ્રસરી ગઈ હતી. થોડા જ વખતમાં તે પાંચે તરૂણો પાસે પાસે જ પરંતુ પાંચ તરફ પાણીની સપાટીપર મસ્તક કાઢીને એકબીજાને કાંઇક સંકેત કરવા લાગ્યા. તેમનો સંકેત પૂરો થતાં જ પુન: તેમણે એક જ મધ્યબિંદુને લક્ષ્ય કરીને પાણીમાં ડૂબકી મારી અને ઘણા વખત સુધી તેમાંથી કોઈ પણ બહાર નીકળ્યો નહિ. લોકોના ધૈર્યનો ધીમે ધીમે લોપ થવા લાગ્યો, અને પાછો તેમનામાં ગભરાટ ફેલાવા લાગ્યો! "અરે-બિચારા કાઢવા જતાં એ તરૂણો પણ ડૂબી ગયા હો કે!" એવા અથવા એવા જ અર્થના ઉદ્‌ગારો તેમના મુખમાંથી નીકળવા લાગ્યા. નિરા-શાનું સામ્રાજ્ય સર્વના મનમાં વ્યાપી ગયું. પ્રત્યેક સ્ત્રીપુરુષ જો એ લોકો બચે, તો દેવીને નૈવેદ્ય ચઢાવવાની મનમાં માનતા માનવા લાગ્યાં. કોઈ સો મૃત્યુંજય જાપનો સંકલ્પ કરવા લાગ્યું તો કોઈ લઘુરુદ્ર, મહારુદ્ર, શતચંડી અને સહસ્રચંડીના જાપની પ્રતિજ્ઞા લેવા લાગ્યું. એટલામાં;—

"જય હો! અંબા ભવાનીનો જય હો!! ભલે વીર! ભલે-વિજય મેળવ્યો તો ખરો જ! સિંહના સુત છો, તે વિજય કેમ ન મેળવો?"

—એવા ગગનભેદક ઉદ્‌ગારોનો ધ્વનિ ચારે તરફથી નીકળવા માંડ્યો. કારણ કે, બધાથી નાનો બાળક મધ્યમાં અને ચારે તરફથી બીજા ચાર જણે અદ્ધર ધરી રાખેલું પંડિતજીનું શરીર પાણીની સપાટીપર દેખાવા લાગ્યું. સર્વત્ર આનંદનો પ્રસાર થઈ ગયો. કેટલાક એકદમ તળાવના કાંઠાપર પાસે જ ઊભેલા લોકો "કેમ, પંડિતજી જીવતા તો છેને?" એમ પ્રશ્ન પૂછવા લાગ્યા, એટલે કાઢનારાઓએ શુભદર્શક ચિન્હો કર્યાં. થોડી જ વેળામાં પંડિતજીને તેઓ કાંઠાપર લઈ આવ્યા. સર્વત્ર જયજયકાર અને વાદ્યોનો ધ્વનિ શ્રવણગોચર થવા લાગ્યો. પંડિતજીને માત્ર મૂર્છા જ આવી હતી, બીજી કોઈ પણ જાતિની હાનિ થયેલી નહોતી. થોડાક યોગ્ય ઉપચારથી જ તેમની કિંચિત્ મૂર્છાનો અંત આવી ગયો અને તે પોતાનાં નેત્રો ઊઘાડીને ઉત્સુકતાથી આસ-પાસના દૃશ્યનું ધ્યાનપૂર્વક અવલોકન કરવા લાગ્યા. એટલામાં તત્કાળ એક માત્ર દશ અગિયાર

વર્ષના વયના બાળકે તેનાં ચરણો પકડીને વિનયથી તેને પ્રાર્થનાના રૂપમાં કહ્યું કે, "ગુરુરાજ, આ આપનો કૃતક પુત્ર અને શિષ્ય આપનાં ચરણકમળમાં પ્રણિપાત કરે છે. માટે આશીર્વાદ આપો!"

સુશર્માના આનંદનો પાર રહ્યો નહિ. તેણે બાપ્પાને ઉદ્દેશીને અતિ પ્રેમયુક્ત કહ્યું કે, "વત્સ! ઊઠ. તને ઘણો જ પરિશ્રમ વેઠવો પડ્યો છે. અરે, આજે મારા માટે તેં પોતાના પ્રાણ પણ જોખમમાં નાખ્યાને?" એમ કહીને તેણે તેને ઊઠાડ્યો; તેના મસ્તકનું અવઘ્રાણ કરીને અને તેના મુખનું ચુંબન લઇને પોતાની છાતી સાથે દબાવ્યો.

બાપ્પાના મનમાં પણ એ વેળાએ આનંદનો અતિરેક જ થયેલો હતો. "આપણે આપણા મિત્રો સહિત જેમના માટે આટલું મોટું સાહસ કર્મ કર્યું, તે તો મારા ધર્મપિતા તથા ગુરુજી જ છે;" એમ તેણે પોતાના પ્રાણપ્રિય મિત્ર વાળી અને દેવ તથા સાહસીને જણાવ્યું.

હવે અમે અહીં કાંઇપણ વિશેષ લંબાણ કરવા ઇચ્છતા નથી. વાચકોને માત્ર એટલું જ કહી રાખીએ છીએ કે, સમરસિંહ, વીરસિંહ, સુશર્મા પણ્ડિત, સાહસી, બાપ્પા, વાળી અને દેવ, એ સર્વ એક અદ્ભુત સંયોગના યોગે અચાનક એ સ્થાને મળી ગયા–ભેગા થઈ ગયા, અને જીવ સટોસટના પ્રસંગમાંથી બચી ગયેલો બાપ્પા હવે પછી કોઈ વધારે સુરક્ષિત સ્થાનમાં રહી શકે; તે માટેની સઘળી વ્યવસ્થા કરવામાં આવી. એ કથાભાગ હવે પછીના પ્રકરણમાં આવશે જ. વિજયાદશમીને દિવસે વિજયોત્સવદર્શક દેવીના રથનું ભ્રમણ અને સીમોલ્લંઘનનો સમારંભ નિત્યના કરતાં વિશેષ આનંદ, અધિક ઉત્સાહ અને અપાર લાગણીપૂર્વક ઉજવવામાં આવ્યાં, એ બીજીવાર કહેવાની કશી પણ અગત્ય નથી જ.

બીજી એક જાણવા જેવી બીના એ બની કે, રાજકુમારી અને સાહસીનો પણ એ જ વિજયાદશમીને દિવસે આકસ્મિક મેળાપ થઈ ગયો. અને એ ઉભય પાત્રોના એ જ સ્થાને આમ અચાનક થયેલા સંમેલનથી સાહસીના મિત્રવર્ગમાં હર્ષનો ભાવ વ્યાપી ગયો હોય, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ પણ નથી. આપણો સાહસી તે સિંધુ દેશના રાજાનો યુવરાજ હતો, અને રાજકુમારી, સિંધુ દેશના એક સાંસ્થાનિક ઠાકોરની કન્યા થતી હતી. એક દિવસે શિકાર–મૃગયાના પ્રસંગમાં માર્ગ ભૂલીને દાહિરપુત્ર અકસ્માત્ એ ક્ષત્રિય કન્યાના ઉદ્યાનમાં વિશ્રામ-માટે આવી ચઢયો, એટલે ત્યાં રાજકુમારના આદરાતિથ્યનો ભાર બધો રાજકુમારીના શિરપર જ આવી પડયો હતો. તે વેળાએ જો કે, એકમેકના મનમાં પ્રેમની ઉત્પત્તિ કરે, એવું તેમના વચ્ચે કશુંપણ ભાષણ થવા પામ્યું નહોતું; તો પણ કેટલાક દિવસ પછી રાજકુમારીને જણાઈ આવ્યું કે, યુવરાજ તેના મનની ચોરી કરી ગયો છે. હવે તેને તે મન પાછું મળવાની આશા જ રહી નહિ. અર્થાત્ મનથી તે સાહસીને વરી ચૂકી. પરંતુ પાછળથી પરચક્રના સપાટામાં સપડાવાથી રાજ્યની અસ્તાવ્યસ્તતા થતાં તે તરુણીની આવી અવદશા થઈ હતી. રાજ-પુત્રના મનનું પણ હરણ થઈ ગયું હતું અને પ્રેમ બંધાયાનો ભાસ તેને પણ થવા લાગ્યો હતો. પરંતુ રાજક્રાંતિના દાવાનળમાં તેની સર્વ આશાઓ બળીને ભસ્મીભૂત થઈ જવાથી તે મૃતવત્ જ થઈ ગયો હતો. સરોવરતીરસ્થ તે દેવીના દેવાલયમાં પ્રત્યક્ષ તે સુંદરીની દર્શનામૃતસંજીવ-નીના પ્રભાવે તેના મૃત શરીરમાં પુનઃ જીવનનો આવિર્ભાવ થવાથી તેની ચિત્તવૃત્તિ જાગૃત થઈ ગઈ હતી. અસ્તુ. આજે પુનઃ તે પરસ્પર દર્શનકામુક બ્રહ્મદેવનાં બાળકોનો અનાયાસ અદ્ભુત સંયોગ થયો. તેવો જ સંયોગ સર્વ વિયોગીઓનો થાઓ, એ જ આપણે ઈશ્વર પાસેથી માગીશું.

## ષષ્ઠ કિરણ

## રાજગોવાળિયો

ગત કિરણ (પ્રકરણ)માં વર્ણવેલી ઘટનાને કેટલોક સમય વીતી ગયો છે. બ્રાહ્મણ સુશર્માની સંમતિથી જ બાપ્પા અત્યારે વાળી અને દેવ ઇત્યાદિ પોતાના મિત્રો સહિત પારાશર વનમાં જ રહેતો હતો. એ અરણ્ય સાલૂમ્બ્રાની સીમામાં આવેલું હતું અને ત્યાંની વનશોભા અત્યંત રમણીય તથા મનોહારિણી હતી. ચિત્તોડના સામંત તે સાલૂમ્બ્રાના રાજા અને બાપ્પાની એક બીજા સાથે ઓળખાણ થયેલી હતી. એટલે તેણે બાપ્પાને પોતાની ગોશાળામાં એક અધિકારીનું પદ આપેલું હતું. વાળી અને દેવ ઇત્યાદિ પણ તેની ગોશાળાના કાર્યકર્ત્તા હતા. સર્વ ગાયોનું દૂધ સામંતજીની આજ્ઞા પ્રમાણે રાજમહાલય, અમુક અમુક દેવસ્થાનો અને તેના રાજ્યની સીમામાં આવેલી ધર્મશાળાઓ તથા સદાવ્રત શાળાઓમાં પહોંચતું કરવામાં આવતું હતું. એ બધું કાર્ય બાપ્પા, વાળી અને દેવે પોતે જ કરવું જોઇએ, એવો કાંઈ નિયમ નહોતો. કિન્તુ તેઓ એ કાર્ય પોતાના હાથ નીચેના બીજા ગોવાળિયાઓ દ્વારા કરાવી લે, તો તે પણ ચાલી શકતું હતું. એવી સ્થિતિમાં આપણો એ રાજગોવાળિયો પોતાના દિવસો વીતાડતો જતો હતો અને પોતાના અંગમાંના સાહસ ચાપલ્ય આદિ કૌતુકાસ્પદ ગુણોના પ્રભાવથી તે રાજમહાલયમાં પણ અત્યંત પ્રિય થતો જતો હતો. બાપ્પાને વારંવાર તેના પ્રસંગાવધાનમાટે સામંતજી તરફથી ઉત્તમોત્તમ પારિતોષિકો મળ્યાં કરતાં હતાં. મલ્લવિદ્યામાં તો તે અત્યારે સર્વથા અદ્વિતીય જ થવા માંડ્યો હતો. વળી અશ્વવિદ્યામાં પણ સામંતજીની સભામાં બાપ્પાનો બરોબરિયો કોઈ ભાગ્યે જ મળી શકે એમ હતું. શરસંધાનમાં અગ્ર ભાગે બાપ્પા જ રહેવાનો. એવી રીતે કાળ વ્યતીત થયા કરતો હતો, એવામાં એક દિવસે એક એવો વિલક્ષણ પ્રસંગ આવીને ઉપસ્થિત થયો કે, તેથી બાપ્પાને અલભ્ય લાભ થયો; અને તે લાભ જ તેના સમસ્ત ભાવિ ઉત્કર્ષોનો મુખ્ય હેતુભૂત હતો.

જેવી રીતે કેટલાક સજ્જનો માત્ર ગુણોના જ ગ્રાહક હોય છે, તેવી જ રીતે કેટલાક એવા પણ વિઘ્નસંતોષી જનો હોય છે કે, જેમના મનમાં કોઇપણ ગુણી મનુષ્યને જોતાં જ દ્વેષનો અગ્નિ બળવા માંડે છે. બાપ્પાના સાથીઓમાં પણ એવા બે પ્રકારના મનુષ્યો હતા. ગોશાળામાંની એક કપિલા ગાય વીઆઈ હતી. તેની આકૃતિ ભવ્ય અને પુષ્ટ હતી. એ ગાય સર્વસુલક્ષણસંપન્ન હોવાથી તેના દુગ્ધમાં ઘણાક રાજકર્મચારીઓની દૃષ્ટિ લાગી રહેલી હતી. પરન્તુ રાજાને તેના પુરોહિતે એવી સૂચના આપેલી હતી કે, "એ કપિલા ધેનુના ક્ષીરનો માત્ર પોતાના ઉપાસ્ય દેવતાના અભિષેકમાં જ ઉપયોગ કરવો." રાજાને પુત્રસંતતિ ન હોવાથી તેની પ્રાપ્તિમાટે તે અનેક પ્રકારના દાન ધર્મ કર્યા કરતો હતો. રાજપત્નીએ પણ પુત્રવતી સુવાસિનીઓને તેમનાં અર્ભકોમાટે પોતે ગાય ઇત્યાદિનું દૂધ આપવાનો અને તે બાળકોને કેટલાક સુમુહૂર્ત્તમાં પોતાના હાથે દૂધ પાવાનો નિયમ કરી રાખ્યો હતો. કહેવાનું તાત્પર્ય એટલું જ કે, વિશેષ લક્ષણવતી ગાયની સંભાળમાં, તેના દૂધમાં અને વાછરડામાં રાજપુરુષોનું વધારે ધ્યાન પરોવાયલું રહેતું હતું. એટલા માટે એ નૂતન પ્રસૂતા કપિલા ધેનુનું દૂધ જૂદું જ કાઢી લાવવામાટેની રાજાની ખાસ આજ્ઞા થયેલી હતી. પરંતુ ગાય બિલ્કુલ દૂધ આપતી નહોતી. એ ગાય ખાસ બાપ્પાના

તાબામાં હતી. વાછરડો પુષ્ટ દેખાતો હતો અને ગાયની કુક્ષા પણ ભરેલી હતી; પણ બન્ને વખત તે દૂધ મુદ્દલ આપતી નહોતી. ધીમે ધીમે બાપ્પાના દ્વેષીઓએ એવો એક નવો બૂટ્ટો જગાવ્યો કે, "બાપ્પા પોતે જ એનું દૂધ ચોરીને પી જાય છે અને વેચી નાખે છે." બાપ્પાને નીચું માથું કરવાનો વખત આવી લાગ્યો. તથાપિ તેણે એમાં જે પણ ભેદ હોય, તે કોઈ પણ ઉપાયે શોધી કાઢવાનો નિશ્ચય કર્યો. અને તે પ્રમાણે પ્રતિજ્ઞાપૂર્વક એ કાર્યમાટે તે પોતે જ તે ગાયને ચરાવવામાટે જંગલમાં લઈ જવા લાગ્યો. તેણે પોતાના મનોગમતા બધા ખેલો છોડી દીધા. એવી રીતે ગાયને ચરાવતાં ચરાવતાં લગભગ નવ કે દશ દિવસ થવા આવ્યા, પણ તે ભેદનો કાંઈ પણ શોધ બાપ્પાને મળી શક્યો નહિ. તેનો સ્વભાવ પ્રથમથી જ માની હોવાથી પોતાના શિરે આવેલા ચોરીના આરોપનો મનમાં વિચાર આવતાં જ તે વારંવાર અત્યંત શોકાતુર અને ઉન્મત્ત જેવો જ બની જતો હતો.

"પુનઃ એકવાર તે મુનિવર્યના દર્શનનો લાભ મળે તો વધારે સારું. તેમની સેવામાં જ દિવસ વીતાડીએ, તો શું ખોટું છે ?" એવો પણ એકવાર તેના મનમાં વિચાર આવ્યો. એ દશ દિવસમાં મનની વ્યગ્રતાને લીધે અને ગાયને ચરાવવામાં જ સમય વીતી જતો હોવાથી શિકાર કરવાનો પ્રસંગ ન મળવાને લીધે તે સ્વાભાવિક રીતે જ કંદમૂલાહારી બની ગયો હતો, અને કેટલીક વાર તો તે ઉપોષણ પણ કરતો હતો. ઉપરાઉપરી હારીત ઋષિનું સ્મરણ થઈ આવવાથી તે વારંવાર તેમના ધ્યાનમાં તલ્લીન થઈ જતો હતો, અને કેટલીકવાર તેના મનમાં સુશર્માની પણ પૂજ્ય ભાવયુક્ત સ્મૃતિ થઈ આવતી હતી. અંતે એનું પરિણામ એવું થયું કે, કંદમૂલના આહારમાંથી પણ તેની રુચિ જતી રહી. છેલ્લા એક બે દિવસથી તો તેણે જલપાન પણ કર્યું નહોતું. એમ થતાં થતાં—એટલે કે, બાપ્પારૂપ સુવર્ણ કસોટીપર કસાતાં કસાતાં સોમપ્રદોષના દિવસે—એટલે કે, અગિયારમે દિવસે બાપ્પાને અચાનક પોતાના પ્રયત્નમાં વિજય મળ્યો. તે કપિલા ગાય એકાએક એક ખાડામાં ઉતરી. એ ખાડો કાંઈ વધારે ઊંડો નહોતો. માત્ર તેમાં ઝાડઝૂડનો ભરાવ ઘણો જ થઈ ગયેલો હતો. આસપાસ કેટલીક હરિયાળી પણ છવાયલી હતી અને દશ બાર બેલવૃક્ષો ઊભેલાં જોવામાં આવતાં હતાં. એના મધ્ય ભાગમાં ખાડો હોવાથી એ સ્થાને ખાડો હોવાની ભાગ્યે જ કોઇને કલ્પના થઈ શકતી હતી. કારણ કે, અંદર ઝાડઝાંખરાંમાં જવાની તે કોને અગત્ય હોય વારુ? તે બેલવૃક્ષની શાખોને હટાવીને કાંટાકૂટા લાગવા છતાં પણ બાપ્પાએ ગાયની પાછળ તે ખાડામાં પ્રવેશ કર્યો. ત્યાં તેને એવો દેખાવ જોવામાં આવ્યો કે, એક વિશેષ સ્થાને ગાય પોતાનું દૂધ આંચળમાંથી વહેવરાવી દે છે અને આંચળ ખાલી થયા કે, પાછી ઉપર નીકળી આવે છે. એ પહેલાં પણ એ ઝાડીમાં જઇને તે ગાયને ઉભી રહેતી તેણે બે ચાર વાર નિહાળેલી હતી. પણ તે ત્યાં સહજ ઊભી રહેતી હશે, એમ ધારીને બાપ્પાએ તેનો વધારે શોધ કર્યો નહોતો. પરંતુ આજે ખરો ભેદ ખુલ્લો થઈ જવાથી બાપ્પાના મનમાં થયેલો હર્ષ ગગનમાં પણ સમાતો નહોતો. તેણે તત્કાળ એ બધો દેખાવ પોતાના સાથીઓને અને ગોશાળાના અધિપતિને પ્રત્યક્ષ દેખાડવાનો નિશ્ચય કર્યો. પરંતુ થોડા વખત પછી તેને એમ ભાસવા લાગ્યું કે, "ગાય રોજ આ સ્થાને જ આવીને પોતાનું દૂધ ખાલી કરી નાખે છે, એમાં કાંઈ પણ દૈવી ચમત્કાર હોવો જોઇએ." એ કલ્પના મનમાં આવતાં જ, એનો ખરેખરો ભેદ શોધી કાઢવા વિના ત્યાંથી એક ડગલું પણ આગળ ન ભરવાનો મનમાં દૃઢતમ નિશ્ચય કર્યો,

અને એ તેના નિશ્ચયમાં તેને યશની પ્રાપ્તિ પણ થઈ. બીજે દિવસે શિવરાત્રિનો પર્વ હતો. એ સ્થાને એક સ્વયંભૂ શિવલિંગ હતું, પરંતુ એ વાત માત્ર એકલા હારીત ઋષિના જ જાણવામાં હતી. બીજાઓને એની કશી પણ ખબર હતી નહિ. એ લિંગ ખાડાની ઠેઠ ઉંડાણમાં સ્થિત થયેલું હતું. એની આસપાસમાં કેટલોક ખડકાળ ભાગ હતો; અને તેના મધ્યમાં એક પુરુષ કે દોઢ પુરુષ જેટલી ઉંડાઇનો સાંકડો ખાડો હતો. આસપાસની જગ્યામાં પાણીની વિપુલતા હોવાથી સ્વાભાવિક રીતે હરિયાળીનો ત્યાં સારો પ્રભાવ થયેલો હતો. ખાડાના મુખભાગમાં બિલ-વૃક્ષ અને તેમની શાખાઓના આચ્છાદનથી અને તેમાં વારંવાર ફળ તથા પર્ણોનું પતન થતું હોવાથી ખાડો સર્વથા ઢંકાઈ ગયા જેવો જ દેખાતો હતો. માત્ર એ ગાયના દૂધની ધારા નિય-મિત રીતે અભિષેકપાત્રમાંની જળધારા પ્રમાણે તે ભૂમિગત શિવલિંગપર પડ્યા કરતી હતી. પોતાના દીર્ઘ યત્ન અને પૂર્વ પુણ્યના પ્રતાપે એ બધું રહસ્ય જ્યારે બાપ્પાના જાણવામાં આવ્યું, તે વેળાએ તેને જે આનંદ થયો, તેવો આનંદ તેને પારસમણિની પ્રાપ્તિથી પણ થાત કે નહિ, એની વાનવા જ છે. તેની ચિત્તવૃત્તિઓ એકાએક શ્રદ્ધા અને ભક્તિભાવથી ઉછળવા લાગી અને તે જ ક્ષણે તેણે તે શિવલિંગનું મંગલપ્રદ પ્રદોષસમયે સહસ્ર બિલ્વપત્ર અને પુષ્પોવડે પૂજન કર્યું. છેવટે તેણે જે એક પ્રાર્થનાસ્તોત્ર ગાયું તે નીચે પ્રમાણે હતું;—

### ભુજંગ પ્રયાત

"થયો જન્મથી તાત માતા વિહીન; હવે તું જ માતા અને તાત પીન!;
પડ્યો હું નભેથી ધર્યો પૃથ્વિ માતે; દિને દુઃખ વેઠ્યાં સહ્યાં કષ્ટ રાતે.
પદે આવિને છે પડ્યો દાસ આજે; કૃપાહસ્ત તારો શિરે જો વિરાજે;—
નશે સંકટો સર્વને હર્ષ આવે; મહાશક્તિશાળી વિભો! તું કહાવે.
દયાવાન તારા સમો કોઈ નાન્ય; કરી પ્રાર્થના બાળની આજ માન્ય;
મને અંકમાં લે પ્રભો! પ્રેમયુક્ત; કરી દે મને સર્વ સંકષ્ટમુક્ત!
મહાવંશમાં જન્મ દીધો મને તેં; ધરાધીશનો પુત્ર કીધો મને તેં;
રહે માન કેવા પ્રકારે ભવે તો; ખરી એની ચિન્તા તને છે હવે તો,
ન તારી મને રીતિ છે ગમ્ય લેશ; પશુતુલ્ય હું, તું ન લાવીશ દ્વેશ;
ન શિક્ષા મને યોગ્ય પ્રાપ્તા થઈ છે; તથા ક્ષાત્રનીતિ છૂપાઈ ગઈ છે!"

### ગીતિ

"કરો કૃપા કિંકરપર હરો મહાદેવ! આ બધી પીડા;
નિજ ઉત્તમ વર આપી, આપો પાછી ગત વૈભવક્રીડા.
સત્સંગ લાભ આપો, સદ્ગુરુ! પાપો કુસંપ મર્મ કાપો;
શીલ વધારો ચિત્તે, શ્રદ્ધાયુત ભક્તિભાવના સ્થાપો."

એ પ્રમાણે સ્તોત્ર ગાઈ રહ્યા પછી પુનઃ પુનઃ શિવલિંગને પ્રણિપાત કરીને બાપ્પા જેવો ત્યાંથી જવાની તૈયારી કરતો હતો, તેવો જ હારીતઋષિએ તે સ્થાનમાં અચાનક પ્રવેશ કર્યો. અહા—તે સમયનું તેમનું સ્વરૂપ કેવું ભવ્ય અને ગંભીર દેખાતું હતું! જાણે સાક્ષાત્ શ્રીશંકર જ,

મનુષ્યાવતારની લીલા ધારણ કરીને જ આ પૃથ્વીતલપર પધાર્યા હોયની! તેવો જ ભાસ થતો હતો. તેમને જોતાં જ બાપ્પા તેમનાં ચરણારવિંદમાં પડી ગયો. તેને આશ્વાસન આપીને ઊઠાડતાં હારીત ઋષિએ કહ્યું કે;—

"વત્સ! ઉઠ. તેં જેટલાં કષ્ટો સહ્યાં છે, તેટલાં કષ્ટો ભાગ્યે જ કોઇએ સહ્યાં હશે. આજે તારી પૂરેપૂરી કસોટી થઈ ચૂકી છે. તને અચાનક આજે આ શિવલિંગનાં દર્શનનો લાભ મળ્યો છે, એટલે તારે હવે આજથી તારાં બધાં દુઃખોનો નાશ થયેલો જ સમજી લેવો. તારા અહીં આગમન થવાની વાત હું અંતર્જ્ઞાનથી જાણી ચૂકયો હતો અને તેથી ખાસ તને પુનઃ આશીર્વાદ આપવામાટે જ અત્યારે હું અહીં આવેલો છું. અસ્તુ. હવે હું શિવની પૂજા કરીશ અને પછી તને આશ્રમમાં લઈ જઇશ."

એમ કહીને ઋષિવર્ય પૂજા કરવામાં પ્રવૃત્ત થયા અને બાપ્પા "જેવી ગુરૂ મહારાજની આજ્ઞા" એમ કહીને સ્વસ્થ થઈ બેસી રહ્યો. એ જ રાત્રે બાપ્પાને ગુરૂનો પ્રસાદ મળ્યો. એ ગુરૂપ્રસાદ તે એક વિજયખડ્ગ હતું. ત્યાર પછી યોગ્ય દિવસે અને યોગ્ય વેળાએ એ જ હારીતઋષિએ બાપ્પાને વિધિયુક્ત ગાયત્રીનો ઉપદેશ આપ્યો અને ત્યાર પછી તેને સંધ્યાવંદનાદિ દ્વિજકર્મોનું શિક્ષણ પણ આપ્યું. અંતે "જો આજથી તારા ઉપાસ્ય દેવશ્રી એકલિંગજી જ છે; માટે માત્ર એની જ સદા સર્વદા કાયાવાચામનસા ભક્તિ કરતો રહેજે." એમ કહીને તેમણે તેને શ્રી એકલિંગજીની અત્યન્ત શ્રેયસ્કર ઉપાસનાનો માર્ગ પણ બતાવી દીધો. તે દિવસથી બાપ્પા જો પંચકોશીમાં કયાંય પણ હોય, તો શ્રી એકલિંગજીનાં દર્શન વિના અન્નભક્ષણ કરતો નહોતો. અને જો બહુ જ દૂરના કોઈ પ્રદેશમાં હોય, તો હારીત ઋષિએ પાર્થિવ પૂજાનો વિધિ તેને બતાવી દીધો હતો, તે પ્રમાણે એકલિંગના નામે પાર્થિવની પૂજા કરીને ત્યાર પછી જ તે અન્ન લેતો હતો.

---

## સપ્તમ કિરણ

## વિવાહસંબંધ

ઈડર રાજ્યમાં પ્રપંચનો અગ્નિ થોડાક દિવસ જો કે બુઝાઈ ગયા જેવું થઈ ગયું હતું; પરંતુ હમણાં હમણાં પુનઃ તેમાંથી જ્વાળાનો ઉદ્દભવ થવા માંડ્યો હતો. તે દીર્ઘદ્વેષી ભિલ્લોએ ઠાકોર વીરસિંહની પ્રજાને પ્રત્યેક પ્રકારે ત્રાસ આપવાનો એકસરખો સપાટો ચલાવવા માંડ્યો હતો. એટલે એ ઝગડાનો કોઈ પણ રીતે એકવાર અંત કરી નાખવામાટેનો વિચાર વીરસિંહના હૃદયમાં ઘોળાયા કરતો હતો. આપણો ક્ષત્રિયવીર દાહિરપુત્ર સાહસી એ વેળાએ ભંડેરગઢમાં જ અતિથિ તરીકે રહેલો હતો. તેણે તો "હું એકલો જ ચાર પાંચ સો સૈનિકો સહિત જઇને તે ઉન્મત્ત ભિલ્લરાજને અત્યારે જ પકડી લાવું છું;" એવો જ આગ્રહ કરવા માંડ્યો. પરંતુ ઠાકોરપુત્ર સમરસિંહની એમ કરવામાં અનુમતિ હતી નહિ. તેનું કહેવું એમ હતું કે, "આપના જેવા એક અતિથિને અમે એવા અનિવાર્ય સંકટના ખાડામાં જાણી જોઇને હડસેલવાનું સાહસ કરીએ, એના જેવી લાંછનાસ્પદ વાત અમારા માટે બીજી કઈ હોઈ શકે વારૂ?" પોતાના પુત્રના મતને વીરસિંહ પણ મળતો જ થતો હતો. વળી રાજકુમારી પણ પોતાના પતિને જાણી જોઇને એવું

સાહસ ન કરવામાટેનો જ આગ્રહ કર્યા કરતી હતી અને પોતાના નિઃસીમ સાત્વિક પ્રેમની વિજયપતાકારૂપ ગર્ભપ્રભાનું એ સમયે રાજકુમારીના સુંદર શરીરમાં સ્પષ્ટ દર્શન થતું હોવાથી તે, તેની વિનતિને અમાન્ય પણ કરી નહોતો શકતો.

બીજી તરફ વાળી, દેવ અને બાપ્પા વગેરેની પણ કેટલીક ખટપટો ચાલૂ જ હતી. બાપ્પાની સંગતિથી તે સર્વની મહત્ત્વાકાંક્ષાઓ પણ વૃદ્ધિંગત થવા લાગી હતી. બાપ્પાએ તો પોતાના સાથીઓના મનને વશ કરી લઇને પોતા પાસે દિવસે દિવસે વધારે સંખ્યામાં આવીને લોકો એકઠા થતા જાય, એવી જ વ્યવસ્થા કરવા માંડી હતી. કેટલીકવાર કોઈ સહજ લીલાના નિમિત્તે જ તે હજારો લોકો—અર્થાત્ તરુણોને પોતા પાસે એકત્ર કરતો હતો અને તેમની સાથે જૂદી જૂદી જાતિના શૂરવીરતાના ખેલો ખેલતો હતો. કેટલાક મિત્રો રાજકારસ્થાન ચલાવતા હતા. આ કિલ્લામાંની ખબર લાવવી, પેલા કિલ્લામાંના છૂપા માર્ગો શોધી કાઢવા, કોઈ સ્થાને કસરતના બહાનાથી જ અંદર પ્રવેશ કરવો તો કયાંક વળી બીજા સમારંભમાં સામેલ થવું, એવા તેમના દાવપેચ સદા સર્વદા ચાલ્યા જ કરતા હતા. એ મસ્તાનમંડળ મુસલ્માનોની ખબર અંતર પણ બહુ જ દક્ષતાથી મેળવતું હતું. આપણા સાહસીએ તેમને એ નવીન ઉદ્દંડ અને ધર્માન્ધ યવનોની ઘણી જ સારી રીતે માહિતી આપી હતી. બાપ્પાની તીવ્ર બુદ્ધિએ, મોડા વહેલા પણ એ મુસલમાનો જ આપણને એટલે કે હિન્દુઓ—ભારતવર્ષીય આર્યો—ને કેટલા બધા અને કેવા ત્રાસદાયક થઈ પડવાના છે, એ પ્રથમથી જ જાણી લીધું હતું. વળી, કોઈ કોઈવાર એ નવીન જાતિના-યવનોના-દૂતો પણ કોઈ કોઈ સ્થાને ફરતા તેમના જોવામાં આવતા હતા, એટલે તેનો એ અભિપ્રાય વધારે અને વધારે જ દૃઢ થતો જતો હતો. બાપ્પા અને તેના મિત્રો જ્યાં પણ એવો કોઈ મુસલ્માન જાસૂસ તેમની નજરે પડે, તો તેને ત્યાંનો ત્યાં જ અલ્લાહના દરબારમાં રવાનો કરી દેતા હતા અને કોઈ કોઈ વેળાએ તો એ શિખાનષ્ટ જાસૂસોની પીઠ પકડીને તેઓ ઠેઠ ઇડરની સરહદ સૂધી પણ જઈ નીકળતા હતા. આપણો સાહસી પણ વચવચમાં બાપ્પાની તપાસ કરી જતો હતો. સમરસિંહને પણ અદ્યાપિ કાંઈ બાપ્પાનું વિસ્મરણ થયું નહોતું, તેથી તે પણ વારંવાર તેના વિશે પૂછપરછ કર્યા કરતો હતો. તાત્પર્ય કે, ભંડેરગઢમાંની દરેકે દરેક બાતમી વેગાસર બાપ્પાને મળ્યા કરતી હતી. ઇડરના ભિલ્લો વિષેની ખબર તો તે પોતે જ જાતે મહેનત કરીને મેળવ્યા કરતો હતો. કારણ કે, કંસ જેવી રીતે શ્રીકૃષ્ણને, તે પ્રમાણે જ ભિલ્લરાજ તેને પકડીને મારી નાખવામાટે તલપી રહેલો છે, એ તેના સારી રીતે સમજવામાં આવી ચૂકયુ હતું. તેમ જ જો હવે પિતાનું વૈર ન વાળી શકાય, તો જીવન વ્યર્થ છે, એમ પણ બાપ્પાને ભાસવા લાગ્યું હતું. એટલા માટે ભિલ્લરાજને કયા ઉપાયે પરાજિત કરવો, એ વિચાર જ રાત દિવસ તેના મનમાં ઘોળાયા કરતો હતો. સારાંશ કે, ભંડેરગઢમાં ચાલતો વિચાર જ્યારે બાપ્પાના સાંભળવામાં આવ્યો, ત્યારે તેણે એમ જ કહ્યું કે;—

"મારા પિતાના વધનું વૈર હું પોતે જ લઇશ. આપમાંથી કોઇએ પણ એ કાર્યમાં હાથ નાખવો નહિ. આપ માત્ર મનમાં મારું કલ્યાણ ચિન્તો અને મને આશીર્વાદ આપ્યા કરો. આપના તરફથી માત્ર એટલી જ સહાયતાની આવશ્યકતા છે."

એ સંદેશો તેણે વાળીદ્વારા ઠાકોરને કહેવડાવ્યો. એના જવાબમાં વીરસિંહે જણાવ્યું કે, "ભિલ્લરાજે આજકાલ અમારા રાજ્યમાં અત્યંત ત્રાસ વર્ત્તાવવા માંડ્યો છે, માટે તેના પારિપત્ય-

માટેની વ્યવસ્થા અમારે જેમ બને તેમ સત્વર જ કરી નાખવી જોઇએ, અને આપથી અત્યારે જ એ કાર્ય થવું અશક્ય છે; માટે હઠ છોડી દ્યો."

એના પ્રત્યુત્તર તરીકે પુનઃ **બાપ્પા**એ કહી મોકલ્યું કે, "આપનો આશીર્વાદ હોય, તો વળી વિલમ્બ શાનો? હું, માત્ર છ માસની અંદર જ મારા પોતાના હાથે તેને શિક્ષા કરવાની પ્રતિજ્ઞા કરીને બેઠો છું, અને મારી એ પ્રતિજ્ઞા જો શ્રી એકલિંગેશ્વર મહાદેવ પૂર્ણ નહિ કરે, તો ફરીથી હું મારું આ કૃષ્ણવદન જગતને દેખાડીશ નહિ."

**બાપ્પા**ની એવી દુર્ધર પ્રતિજ્ઞા સાંભળીને તેની વિનતિ **વીરસિંહે** માન્ય કરી અને જે વેળાએ પણ અગત્ય પડે, તે વેળાએ **બાપ્પા**ને સહાયતા આપવાને સદૈવ તૈયાર રહેવાનો **સમરસિંહ**ને તાકીદનો હુકમ આપી દીધો.

**બાપ્પા**ના અંગમાં રહેલી, લોકોત્તર સૌંદર્ય, ભાષણચાતુર્ય, સ્વરમાધુર્ય, તેજસ્વિતા, ચપળતા, સમયસૂચકતા, કમલ સમાન વિશાળ અને તેજસ્વી નેત્રો, ચાલવાની મનોહર છટા, સિંહના બચ્ચા જેવી અત્યંત ધીર અને ગંભીર દૃષ્ટિ અને એવી જ બીજી પણ કેટલીક અદ્‌ભુત ચેષ્ટાઓને જોતાં કોઇના પણ મનમાં તેનામાટે સ્નેહ અને આદરબુદ્ધિ ઉત્પન્ન થાય, એ સર્વથા સ્વાભાવિક જ હતું. તેમાંના એ જ ગુણોને લીધે અને વિશેષતઃ તેની અવસ્થાના પ્રમાણમાં બહુ જ વધારે ક્ષાત્ર ગુણદર્શક ચિન્હો તેમાં રહેલાં હોવાથી **સાલૂમ્બ્રા**ના **સામંત**ના રાજસદનમાં તે નાનાં મોટાં અને નરનારી સર્વને એકસરખી રીતે જ અત્યંત પ્રિય થઈ પડ્યો હતો. **સામંત**જી પોતે કેટલીકવાર તેને પોતાની જોડમાં જ બેસાડતા હતા. રાજ્યમાં તેને કોઈ પણ અપ્રાપ્ય હોય, એવું સ્થાન હતું જ નહિ. જાણે તે કોઈ **સામંત**જીના કુટુંબનો જ મનુષ્ય હોયની! એવો જ કોઈ નવા જોનારનો નિશ્ચય થઈ જતો હતો.

**સામંત**જીને એક પણ પુત્ર હતો નહિ. એક અત્યંત લાવણ્યવતી કન્યા માત્ર હતી. તેનું વય એ વેળાએ લગભગ દશ વર્ષનું હશે. તેને સદાસર્વદા પુરુષો જેવા ખેલ ખેલવાની વધારે ઉત્કંઠા રહેતી હતી. પોતે પિતાની એકની એક લાડકી અને સદ્‌ગુણવતી કન્યા હોવાથી, તેના કૌતુકનું પૂછવું જ શું હોય? તે ક્ષાત્રબાળા મહાતેજસ્વિની અને અત્યંત માની સ્વભાવની હતી. તેની અવસ્થા તો માત્ર દશ વર્ષની જ હતી, પરંતુ હમેશ પુરુષોના ખેલ ખેલવાથી તેનું શરીર કસાયલું થવાથી તે અત્યારે સર્વથા લગ્નયોગ્ય થયા જેવી જ દેખાતી હતી. તથાપિ તેનો સ્વભાવ ઘણો જ ઉચ્છૃંખલ હતો. **બાપ્પા**ની કક્ષામાં તે પણ આવી ગઈ. **બાપ્પા** સાથે રમવામાટે તે સદા એકપગે તયાર રહેતી હતી. **બાપ્પા**એ તેની સમવયસ્કા પાંચપચ્ચીસ ક્ષત્રિય અને ભિલ્લ સુંદરીઓને તેની દાસી તરીકે રાખેલી હતી, અને તેનામાટે પ્રથમથી જ પોતાના અત્યંત સુંદર અને મનોહર પારાશરવનમાં ઇન્દ્રના નંદનવનને પણ લજ્જા ઉત્પન્ન કરે તેવું એક વિસ્તીર્ણ ઉદ્યાન તૈયાર કરી રાખ્યું હતું. એ ઉદ્યાનમાં તે સામંતસુતા પોતાની એક કરતાં એક ચઢિયાતી, સુંદર, ચતુર, વિનોદિની, અને ચંચલ દાસીઓ તથા કેટલાક સમવયસ્ક બાળકો સાથે રમવામાં નિત્ય લીન રહ્યા કરતી હતી. એ ઉદ્યાનમાં પણ **બાપ્પા**નો પ્રવેશ તો હતો જ અને કોઈ કોઈવાર તો સાહજિક જ પરંતુ તે સામંતકન્યા ખાસ શોધ કરીને **બાપ્પા**ને બોલાવી મંગાવતી હતી. અશ્વારોહણ, શરસંધાન, ખડ્‌ગચાલન, વૃક્ષારોહણ ઇત્યાદિ સર્વ પૌરુષ ક્રીડાઓ સામંતસુતાને બહુ જ ગમતી હતી, અને **બાપ્પા** તો એ ક્રીડાઓમાં લોકોત્તર પ્રવીણતા ધરાવતો હતો. તેમ જ પોતાનું

માન જવા ન દેતાં બીજાના મનને વેધી નાખવા જેટલી આર્જવકળા બાપ્પામાં હોવાથી સામંત-કન્યાને તે ગળામાંના માદળિયા જેવો જ ભાસતો હતો. તેના વિના કોઈ પણ રમત રાજપુત્રીને પ્રિય લાગતી નહોતી, અને તેને આપ્યા વિના ગમે તેવો પણ કોઈ સારો પદાર્થ હોય, તો તેનો સ્વાદ લેવાની તેની રુચિ થતી નહોતી. કોઈ પણ સુવાસિક સુંદર પુષ્પ, કોઈ પણ મધુર સ્વાદિષ્ઠ ફળ, કોઈ અલૌકિક કળાદર્શક ચિત્ર, પ્રતિમાઓ, કોઈ મનોગમતું નવીન વસ્ત્ર અને બીજી કોઈ પણ વસ્તુ હોય, પણ તે બાપ્પાને આપ્યા વિના અને તેણે તે પસંદ કર્યા વિના સામંતપુત્રીને તે વસ્તુ પસંદ આવતી ન હતી. એ સર્વ બાલ્યાવસ્થાના નૈસર્ગિક અને નિર્હેતુક પ્રેમનો જ પ્રકાર હતો. બાપ્પાના સાથીઓમાંના નવ દશ વર્ષના વયના બાળકો, દીન, પરંતુ ચતુર અને વિનોદી બાળકો પણ કેટલીક વાર તેની સાથે એ ઉદ્યાનમાં આવતા હતા અને બાળાઓ સાથે સ્વાભાવિક ખેલમાં પ્રવૃત્ત થતા હતા. તેમના એ પરસ્પર ખેલોમાં અને પુષ્પફળો તથા ઇતર મિષ્ટાન્નોની વહેંચણીમાં સામંતકન્યા બાપ્પાનો સહજ રીતે વધારે પક્ષપાત કરતી હોવાથી બાળકોમાં સાધારણ પ્રેમવિગ્રહ પણ કેટલીકવાર ઉપસ્થિત થતો હતો. વિનોદ વધતો હતો અને ચડસાચડસી પણ થવા માંડતી હતી. કેટલીકવાર તો તેઓ તારીમારીપર પણ આવી જતાં હતાં. એથી તો સામંતકન્યા અને બાપ્પાના પરસ્પર પ્રેમમાં દિન દિન વધારે અને વધારે જ વધારો થતો ગયો. બાપ્પાનું વય એ સમયે જો કે અગિયારથી બાર વર્ષનું જ હતું; પરંતુ તેનું શરીર કસરત–વ્યાયામથી કસાયલું હોવાથી તેના અવયવો અત્યંત બળવાન્ અને પુષ્ટ દેખાતા હતા અને તે જાણે એક સોળ વર્ષનો પૂર્ણ યુવક હોયની! એવો જ જોનારને ભ્રમ થઈ જતો હતો. એવા તેમના ખેલો અને વિનોદો નિત્ય ચાલ્યા જ કરતા હતા.

એક દિવસે તેમના એ બાલિશ ખેલની સીમા એટલે સુધી વધી ગઈ કે, બાપ્પાના સાથીઓએ અને સામંતકન્યાની દાસીઓએ મળીને તે બન્નેનો રમતરમતમાં વિવાહસંબંધ કરી આપ્યો. એ બનાવ આ પ્રમાણે બન્યો કે;—એક દિવસે ઉદ્યાનમાં રમવા આવતાં ઝાડપર બાંધીને ઝૂલા ખાવાનો દોરડો રાજકન્યા લાવતાં ભૂલી ગઈ હતી. એટલામાં બાપ્પા ત્યાં આવી પહોંચ્યો અને છોકરીઓએ તેની પાસેથી દોરડાની માગણી કરી. પરંતુ બાપ્પાએ જરાક વિનોદ વધારવાના હેતુથી હસીને કહ્યું કે;—

"એમ તે કાંઈ આવા જંગલમાં દોરડો રસ્તામાં પડ્યો છે? જો રાજપુત્રીનો મારી સાથે વિવાહસંબંધ કરી આપો, તો અમે હમણાં આ ઘડીયે જ દોરડો લાવી આપીએ."

ભોળીભાળી આનન્દમયી રાજપૂત બાળાઓએ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. તે જ સમયે રમવારમવામાં તેમનો વિવાહસંબંધ થઈ ગયો. રાજપુત્રી અને બાપ્પાનાં ભાગ્યોને એક બીજા સાથે જોડી દેવામાં આવ્યાં અને સર્વ બાળિકાઓ પોતપોતામાં એકબીજાનો હાથ પકડીને શૃંખલાબદ્ધ થઈ એક મોટા વૃક્ષની આસપાસ કૂદતી ફરવા લાગી. બાપ્પા અને રાજતનયાનાં વસ્ત્રોની ગાંઠ બાંધીને એક આમ્રવૃક્ષની આસપાસ ચાર પ્રદક્ષિણા ફરવાનું કાર્ય તો ક્યારનુંય પૂરું કરી દેવામાં આવ્યું હતું. ત્યારપછી સર્વેએ મળી બેસીને ફળાહાર કર્યો. એ ઘટનાથી જ બાપ્પાના ભાવિસૌભાગ્યનો સૂત્રપાત થયો. એ સર્વ બાળિકાઓના પાછળથી જે વંશજો થયા, તે આજ સુધી પણ પોતાને બાપ્પાના વંશજો તરીકે ઓળખાવે છે. કારણ કે, ખેલલગ્નમાં બાપ્પા સાથે વૃક્ષને બધી છોકરીઓએ પ્રદક્ષિણા કરી હતી. અસ્તુ.

એ ઘટના બની એવામાં જ **વાળી** ઇત્યાદિનો ઈડરના ભિલ્લરાજપર ચઢાઈ કરીને તેને પરાજિત કરવાનો નિશ્ચય દૃઢ થઈ ગયો હતો, એટલે **બાપ્પાનું** પણ હવે પોતાના જન્મશત્રુને શરણે લાવવાના કાર્યમાં પૂર્ણતાથી ધ્યાન લાગ્યું. તેણે એની સઘળી તૈયારીઓ કરી અને સામંત-કન્યાના સ્નેહનો આપણે આ કાર્યમાં ઘણો જ ઉપયોગ કરી શકીશું, એમ જાણીને તેણે તેની પાસેથી કેટલાક ઘોડા અને કેટલુંક દ્રવ્ય મેળવ્યું. બીજી તરફ આપણા **સાહસીએ** પણ યુદ્ધ-માટેની સારી તૈયારી કરી રાખી હતી. તેણે ઠાકોરપુત્ર **સમરસિંહને** પ્રોત્સાહન આપી સારું ચાર પાંચ હજાર માણસોનું સૈન્ય લઇને **બાપ્પાની** કુમકે જવાની સિદ્ધતા કરી રાખી. **વાળી, દેવ** અને **બાપ્પાએ** લગભગ પાંચસો તરુણ સાથીઓને લડવામાટે તૈયાર કરી રાખ્યા હતા. એવી રીતે સઘળી તૈયારીઓ થતાં જ **બાપ્પાએ** પોતાના ઉપાસ્ય દેવશ્રી એકલિંગ અને ગુરુજી **હારીત** ઋષિએ કહેલા સુમુહૂર્તની વેળાએ પોતાના શત્રુપર હલ્લો કરવામાટે ત્યાંથી પ્રયાણ કર્યું. કહ્યું જ છે કે;-"सानुकूले जगन्नाथे सानुकूलं जगत्त्रयम्." ભાવાર્થ એ જ કે, જો મનુષ્યને માત્ર એક ઈશ્વર જ પ્રથમ અનુકૂલ હોય, તો તેને ત્રણે જગત્ પોતાની મેળે જ અનુકૂળ થઈ પડે છે. **બાપ્પાના** સંબંધમાં એ નિયમની સત્યતાને અનુભવવાનો કદાચિત્ આપણને પ્રસંગ મળશે.



# અષ્ટમ કિરણ

## આદિ ગોરક્ષનાથ

**ચિત્તોડના** રાજાનો આશ્રય મેળવવા માટે એક દિવસે **બાપ્પા** પોતાના થોડાક સાથીઓને લઇને ગોવાળિયાના વેશમાં **ચિત્તોડ** તરફ ચાલ્યો જતો હતો, એટલામાં **નાહરા મગરા** પર્વતની તળેટીમાં અચાનક તેમને એક મહા તેજસ્વી યોગિરાજનાં દર્શનનો લાભ મળ્યો. એ યોગિરાજની ભવ્ય કાંતિયુક્ત અત્યન્ત તેજસ્વિની મુખમુદ્રા, આજાનુ બાહુ, વિશાળ લલાટ, કટિભાગ પર્યન્ત વિસ્તરેલી શુભ્ર જટા અને પેટને પણ ઢાંકી નાખતી શુકલવર્ણ દાઢી, શરીરપર વલ્કલ ધારેલાં અને મુખમાં અવ્યાહત 'શિવોહં શિવોહમ્'નો જપ, એ પૂજ્ય લક્ષણોની પરંપરા જોઇને કોઈ નાસ્તિકના મનમાં પણ તેના વિશે પૂજ્ય ભાવના ઉત્પન્ન થાય, તો પછી **બાપ્પા** જેવા એક પૂર્ણ આસ્તિકના હૃદયમાં તેવી ભાવના ઉદ્ભવે, એમાં તો શંકા જ શી હોય? **બાપ્પા** અને તેના સાથીઓ તત્કાળ તે યોગીશ્વરનાં ચરણોમાં પડી ગયા અને વારંવાર દંડવત્ પ્રણામ કરવા લાગ્યા.

"ઊઠ-**રાવળકુળ**દીપક! ઊઠ! **હારીત** ઋષિનો આશીર્વાદ તો તને મળી જ ચૂકયો છે, એટલે હવે તારા દુઃખનો સમય તો નષ્ટ થવાની અણી ઉપર જ છે. પરંતુ આજે હું પણ તને કાંઇક પ્રસાદ આપવા ઇચ્છું છું; માટે ચાલ મારા મઠમાં. **ગોરક્ષનાથ-આદિ ગોરક્ષનાથના** મઠવિશે તેં સાંભળ્યું તો હશે જ. તે **આદિ ગોરક્ષનાથ** હું પોતે જ છું." યોગીશ્વરે તેના ભૂત ભવિષ્યની વાર્ત્તા કહીને તેને ઉઠાડ્યો અને પાછળ પાછળ ચાલ્યા આવવાનો ઇશારો કરીને પોતે આગળ ચાલવા લાગ્યા.

જે સ્થાને **આદિ ગોરક્ષનાથનો** મઠ આવેલો હતો, તે સ્થાન **વાળી** અને **દેવ** ઇત્યાદિના પૂર્ણ પરિચયનું હતું. એ મઠની આસપાસનો પ્રદેશ બહુ જ વિલક્ષણ અને સર્વથા હિંસ્ર પશુ-ઓથી જ ભરેલો હતો. **ગોરક્ષનાથ** અને તેના યોગનિષ્ઠ શિષ્યો વિના બીજા કોઈ પણ મનુષ્યનો એ

ભયંકર પ્રદેશમાં કોઈ કાળે પણ સંચાર થઈ શકતો નહોતો. એ સ્થાન અત્યંત ભયંકર અને યોગસિદ્ધિથી વ્યાપ્ત છે, એવો બહુધા સર્વ લોકોનો નિશ્ચય થઈ ગયેલો હોવાથી કોઈ પણ એ સ્થાને આવવાનું સાહસ કરી શકતું નહોતું. ગોરક્ષનાથ પોતે સાથે હોવાથી બાપ્પા અને તેના સાથીઓને તેવી કાંઇપણ ભયંકરતાનો ભાસ થયો નહિ. તેમને તો સામો એ અરણ્યપ્રદેશ અત્યંત રમણીય અને મનોહર જ ભાસવા લાગ્યો. મઠમાં આવી પહોંચતાં જ બીજા બધા સાથીઓને આંગણામાં બેસવાનું કહીને ગોરક્ષનાથ બાપ્પાને ખાસ પોતાના ધારણા અને સમાધિના સ્થાનમાં લઈ ગયા.

એ એકાંતસ્થળ એટલું બધું સ્વચ્છ અને સુંદર હતું કે, બનાવટી સુંદર સ્થાનોથી કોઈ દિવસે પણ એની સ્પર્ધા કરી શકાય જ નહિ. મધ્યભાગમાં એક વેદિકા બનાવેલી હતી અને તેની પાસે એક સિંહચર્મ પાથરેલું હતું અને પાસે જ એક વેરાગણ પડેલી હતી. વેરાગણ તે એક લાકડાની ક્રૉસના આકારની ધ્યાન કરતી વેળાએ હાથ રાખવાની ઘોડી હોય છે; એ વિના બીજી કોઈ પણ વસ્તુ ત્યાં જોવામાં આવતી નહોતી. ત્યાં શીતળ અને સુગંધિયુક્ત એક પ્રકારનો એવો તો મનોહર પવન વાતો હતો કે, સાંસારિકજનને પણ ત્યાંથી ઉઠવાનું ભાગ્યે જ મન થાય. ગોરક્ષનાથે એક ખૂણામાંથી એક બેધારી તલવાર ખેંચી કાઢી અને તે બાપ્પાના હાથમાં આપીને કહ્યું કે;—

"લે–આ તલવારને પ્રાણ પ્રમાણે સાચવી રાખજે. આમાં એક પ્રકારની એવી અદ્ભુત શક્તિ રહેલી છે કે, એના તીક્ષ્ણ વારથી દુર્ભેદ્ય પર્વતનો પણ સંહાર થઈ જાય છે. વળી તું ચિત્તમાં જે કાર્યની સિદ્ધિની અપેક્ષા કરીને નીકળેલો છે, તે તારા કાર્યની આજે અને અત્યારે જ સિદ્ધિ થઈ જવાનો યોગ આવી પહોંચ્યો છે. માટે જા અને આનંદથી તારા માર્ગમાં વિચર!"

જ્યારે મનુષ્યનું ભાગ્ય સારું થવા માંડે છે, ત્યારે લોહને સ્પર્શ કરતાં જ તે સુવર્ણ બની જાય છે. આજે બાપ્પાના ભાગ્યનો ઉદય થવા માંડ્યો છે–તે જ્યાં જાય છે ત્યાં તેને મંગળ અને મંગળ ચિહ્નો જ જોવામાં આવે છે. બાપ્પાની ઉન્નતિનો માર્ગ કાંઇક તો પ્રથમથી જ પરિષ્કૃત થયલો હતો જ અને તેમાં જે કાંઇપણ ન્યૂનતા હતી, તે આજે સર્વથા પૂરી થઈ ગઈ. યોગીશ્વરનો આશીર્વાદ લઈ ભાવપૂર્વક તેનાં ચરણોમાં પુનઃ મસ્તક નમાવીને બાપ્પા બહાર બેઠેલા પોતાના સાથીઓને આવી મળ્યો અને તત્કાળ ત્યાંથી ચાલતો થયો.

પચાસ સાઠ પગલાં ચાલતાં જ એક વિચિત્ર દેખાવ તેમના જોવામાં આવ્યો. એક પ્રૌઢ વયનો શિકારી એક સિંહનો શિકાર કરવાના ઉદ્યોગમાં લાગેલો હતો. સિંહે પણ પોતાનું ઉગ્ર સ્વરૂપ પ્રકટ કરીને તે શિકારીપર ધસારો કર્યો. તે શિકારીએ બહુ જ ઝડપથી અને બળથી શરસંધાન કરવા માંડ્યું, પરંતુ તેની જરા પણ દરકાર ન કરતાં સિંહે તો ગમે તેમ કરીને પોતાના શત્રુને સંહારવાનો જ નિશ્ચય કરેલો હોય, એમ જ જણાવા લાગ્યું. શિકારીનું અવસાન ન્યૂન થવા લાગ્યું. તેને પોતાના મૃત્યુનું પ્રત્યક્ષ દર્શન થવા લાગ્યું. એટલામાં બાપ્પાએ પોતે તે સિંહપર એવી તો સફાઇથી તલવારનો એક વાર કર્યો કે, થોડીવાર સૂધી તો સિંહ શક્તિહીન થઈ ગયો, પણ પુનઃ તત્કાળ ઉઠીને તેણે બાપ્પાપર કૂદવાનો પ્રયત્ન કર્યો. પણ બાપ્પાએ પોતાને પ્રસાદ તરીકે મળેલી બેધારી તલવારપર તેનો કૂદકો ઝીલીને તેના બે કટકા કરી નાખ્યા; અને તે શિકારીને અંતઃકરણપૂર્વક આશ્વાસન આપ્યું.

હવે અમે વાચકોને એ શિકારીની કાંઇક ઓળખાણ કરાવીશું. મૌર્યવંશ, તે અમારવંશની જ

એક શાખા છે. આપણી નવલકથાના સમયમાં એ જ **મૌર્ય**વંશનો રાજા **ચિત્તોડ**ના સિંહાસનને શોભાવતો હતો અને સાર્વભૌમ પદવીનું માન પણ એ જ ભૂપાલ ભોગવતો હતો. જો કે એ **મૌર્ય**વંશીય રાજાની સત્તા અત્યંત વિસ્તૃત નહોતી, તોપણ ઘણી જ હતી, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ તો નથી જ. ઉજ્જયિની અને **ચિત્તોડ** એ બન્ને તેની રાજધાનીનાં નગરો હતાં. કોઇવાર તે ઉજ્જયિનીમાં તો કોઇવાર **ચિત્તોડ**માં વસતો હતો. એ **મૌર્ય**રાજા પ્રૌઢ અવસ્થાને થયેલો હતો, છતાં પણ તેનો એક ઔરસપુત્ર હતો નહિ. **બાપ્પા**ની માતા એ **મૌર્ય**વંશની જ હતી. આર્યાવર્ત્તના સમસ્ત રાજાઓ એ **મૌર્ય**રાજાને તેના સાર્વભૌમત્વના માન તરીકે નિયમિત નહિ, તોપણ કોઈ કોઇવાર થોડીઘણી ખંડણી આપ્યા કરતા હતા.

**બાપ્પા** અને **વાળી** ઇત્યાદિએ ઇડરપતિને જિતવામાટેનાં કારસ્થાનો રચવાના કાર્યમાં જે અનેક સાધનોની અનુકૂળતા કરી લીધી હતી, તેમાં જ જો સાધી શકાય, તો **મૌર્ય**મહારાજદ્વારા પણ તેને દંડ દેવડાવવાની કલૃપ્તિની તેમણે યોજના કરી રાખી હતી, અને એ કાર્યને સિદ્ધ કરવાના પ્રયત્નોમાં **બાપ્પા** પોતે જ રાતદિવસ મંડેલો હતો. પરંતુ તેમના સદ્ભાગ્યના યોગે વધારે શ્રમ ન પડતાં અનાયાસે જ તેમનું કાર્ય સિદ્ધ થઈ ગયું. તે આવી રીતે;—

જે વેળાએ શ્રી આદિ **ગોરક્ષનાથ** **બાપ્પા**ને પોતાના મઠમાં લઈ ગયા, તે વેળાએ **ચિત્તોડ**નો સાર્વભૌમ **મૌર્ય**રાજ ઉજ્જયિનીથી **ચિત્તોડ** જવા નીકળ્યો હતો. એને મૃગયા આદિનો ઘણો જ છંદ હતો. જ્યારે પોતાના રાજ્યના સંરક્ષણમાટે નિરંતર તત્પર રહેવાની આવશ્યકતા નથી રહેતી—અર્થાત્ દેશમાં જ્યારે સર્વત્ર શાંતિ જ પ્રસરી જાય છે, ત્યારે એવા એવા છંદો રાજારજવાડાઓને વધારે લાગતા જાય છે. એવા અવનીપતિઓની રાજસભામાં રાજ્યકાર્યભાર અને કારસ્થાન આદિના વિચારો કરતાં ક્ષુલ્લક વિષયોનો જ વધારે પ્રમાણમાં ઊહાપોહ થતો રહે છે. **મૌર્ય**રાજાની સ્થિતિ એ પ્રમાણેની જ હતી. તેમ જ એક સાહસી, ચપલ, સમયસૂચક અને વિનોદી તરુણ ગમે ત્યાં જઇને પોતાનો છાપ બેસાડી શકે છે, એ પણ એક સર્વમાન્ય સિદ્ધાન્ત છે. એટલે **બાપ્પા** જો તેની સભામાં જાય, તો સત્વર જ તે **મૌર્ય**રાજને વશ કરી શકે એમ હતું. **ચિત્તોડ** તરફ જતાં માર્ગમાં જ એક હરિણ રાજાના જોવામાં આવ્યું, એટલે તેની પાછળ પડીને તે પોતાના સૈન્યથી ઘણો જ દૂર નીકળી ગયો. ત્યાં હરિણ તો અદૃશ્ય થઈ ગયો, અને તેને બદલે એક સિંહ તેના જોવામાં આવ્યો, એટલે તેણે સિંહનો શિકાર કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો. પણ સામો સિંહના પંજાથી તે પોતે જ શિકાર થઈ જવાની અણીપર હતો, એટલામાં **ગોરક્ષનાથ**ના આશ્રમમાંથી પાછા વળેલા **બાપ્પા**એ અચાનક તેનો જીવ બચાવ્યો. એ બીના તો આપણે જાણી ચૂકયા છીએ જ. **બાપ્પા**ના આવા અલૌકિક પરાક્રમને જોઇને શિકારી રાજાને મનમાં બહુ જ આશ્ચર્ય થવા લાગ્યું. તેણે **બાપ્પા**ને ઘણા જ આદરથી કહ્યું કે;—

"વીરબાળક! આજે તમે જેનો જીવ સિંહના પંજામાંથી બચાવ્યો છે, તે કોઈ સાધારણ મનુષ્ય નહિ, કિન્તુ **ચિત્તોડ**નો ચક્રવર્ત્તી ભૂપાલ **મૌર્ય** **માન**સિંહ પોતે જ છે. તમારાં જેવાં રત્નો મારી સભાને શોભાવે, એવી મારી ઇચ્છા છે. માટે જો મારા રાજ્યમાં પધારશો, તો તમારો ઘણો જ આભાર થશે."

"આપની આવી ઉદારતામાટે હું આપનો જેટલો આભાર માનું તેટલો થોડો જ છે. પરંતુ મારા પિતાનું વૈર મારે સત્વર જ વાળવાનું હોવાથી અને એક દુષ્ટને દંડ આપવાનો હોવાથી

અત્યારે હું આપના આમંત્રણને સ્વીકારી નથી શકતો, તે માટે ક્ષમા કરશો." બાપ્પાએ ચિત્તોડ જવામાટેની પોતાની આતુરતાને દબાવી રાખીને ઉપરથી ભાવ ખાવા માંડ્યો.

'પિતાનું વૈર' એ શબ્દો સાંભળીને રાજાના મનમાં તેનો પિતા કોણ અને વૈર કોનાપર વાળવાનું હશે, એ જાણવાની ઘણી જ ઉત્કંઠા થઈ આવી અને તેથી તેણે પૂછ્યું કે, "તરુણ વીર! તારો પિતા કોણ અને વૈર કેવું?"

પ્રશ્ન થતાં જ બાપ્પાને બદલે વાળીએ જ ઉત્તર આપ્યું કે, "મહારાજ! એ ઇડરના સ્વર્ગવાસી રાજા ગુહાદિત્યના યુવરાજ છે. ભિલ્લરાજાએ એમના પિતાનો વધ કરીને આમને મારવાના પ્રયત્નો પણ કરવા માંડ્યા છે; એટલે તેને મારીને પિતાનું વૈર વાળવાની એ આજકાલ તૈયારી કરી રહેલા છે. એ કાર્યમાં વિલંબ ન થાય, એટલો જ એમનો હેતુ છે."

પોતાના માંડળિક અને પરમ પ્રિય મિત્ર ઇડરપતિના—ગુહાદિત્યના પદચ્યુત અને મરણશરણ થવાના સમાચાર જાણીને માનસિંહના મનમાં ઘણો જ ખેદ થવા લાગ્યો. તેણે બાપ્પાને ધૈર્ય આપીને કહ્યું કે;—

"વીરબાળક! તને કદાચિત્ સ્મૃતિ નહિ હોય, પણ તારી માતા અમારા મૌર્યવંશની જ કન્યા હતી અને એક રીતે મારી સહોદરા જ હતી. વળી તારા કૈલાસવાસી પિતા મારા માંડળિક તેમ જ પ્રાણપ્રિય મિત્ર થતા હતા. માટે તું મારો ભાણેજ પણ થાય અને ભત્રીજો પણ કહેવાય. તું મારે ત્યાં ચાલ. તારા પિતાના શત્રુને પાદાક્રાંત કરવાના કાર્યમાં તને જેટલી પણ સહાયતા જોઇશે, તે હું આનંદથી આપવાને તૈયાર છું. બોલ, તને કેટલી સેના અને કેટલા દ્રવ્યની આવશ્યકતા છે?"

જ્યારે રાજાએ આવો એકદમ ખુલ્લેખુલ્લો સવાલ કર્યો, ત્યારે એ અવસરને વ્યર્થ ખોઈ દેવાનું બાપ્પાને પણ યોગ્ય લાગ્યું નહિ. તેણે કહ્યું કે;—

"માત્ર આપે એટલી જ વ્યવસ્થા કરી આપવી કે, પાંચ હજાર સૈનિકો સાથે આપનો સેનાપતિ, જો મને જરૂર પડે, તો તત્કાળ સહાયતા કરવાને તૈયાર રહે. પ્રત્યક્ષ યુદ્ધ તો હું પોતે જ કરીશ અને ઈડરપતિ બની બેઠેલા ખૂની ભિલ્લરાજને શૃંખલાબદ્ધ કરીને હું પોતે જ પકડી લાવીશ."

સર્વ રાજા માનસિંહની છાવણીમાં આવી પહોંચ્યા અને મૌર્યનૃપે બાપ્પાની ઇચ્છા પ્રમાણે પોતાના સેનાપતિને સર્વ વ્યવસ્થા કરવાની આજ્ઞા આપી દીધી. "મારું કાર્ય પૂર્ણ થતાં જ હું રાજસેવા કરવાને આનંદથી ચિત્તોડમાં આવી વસીશ." એવું માનસિંહ મામાને ભાણેજ બાપ્પાએ ઉત્તર આપીને પોતાના મિત્રો સહિત ત્યાંથી પ્રયાણ કર્યું. ગોરક્ષનાથનું વચન સિદ્ધ થયું.

બીજી તરફ દાહિરપુત્ર અને સમરસિંહ બાપ્પામાટે અત્યંત ચિંતાક્રાંત થયેલા હતા. કારણ કે, આઠ દશ દિવસથી પોતાના જાસૂસોના મુખે તેમણે બાપ્પા વિશેના કશા પણ સમાચાર સાંભળ્યા નહોતા. એથી તેમને એમ જ ભાસ્યું કે, "કદાચિત્ ઉચ્છૃંખલતા કરીને બાપ્પા અને તેના મસ્તાન સાથીઓએ ઇડરની સીમામાં જઇને કાંઈ પણ ધમાચકડી કરી હશે અને તેથી તેઓ કોણ જાણે ભિલ્લોના હાથમાં પણ સપડાઈ ગયા હોય!" એવો વિચાર મનમાં આવતાં જ "ગમે તેમ થાય, તોપણ એકવાર ઇડરપર ચઢાઈ કરીને આ ઝગડાનો હવે છેડો જ લાવી દેવો જોઇએ!" એવો તેમણે નિશ્ચય કરી નાખ્યો અને તે પ્રમાણેની વ્યવસ્થા કરવાનો પણ ઉદ્યોગ કરવા માંડ્યો.

# નવમ કિરણ
## પ્રભાવતી અને રોહિણી

"Love, the tooth-ache, smoke, a cough, and a tight-boot are things, which cannot possibly be-kept a secret very long."

"What is life when wanting love?
Night without a morning!
Love's the cloudless summer's sun,
Nature gay adorning."

*Anonymous.*

**સોળંકી** રાજાની કન્યા **પ્રભાવતી** અને **બાપ્પાનો** વિનોદવિવાહ થવાનું સ્મરણ તો વાચકોને હશે જ. ત્યારપછી વચમાં ઘણો કાળ વીતી ગયો છે. પ્રથમના દશ વર્ષ કરતાં એ પાછળના ચાર પાંચ વર્ષમાં રાજકન્યાની આકૃતિમાં અને મનની સ્થિતિમાં ઘણો જ ફેરફાર થઈ ગયેલો છે. તેની ઉચ્છ્રૃંખલતાનો ધીમે ધીમે વિલય થઈ જતાં તેના સ્થાને તેના સ્વભાવમાં વિનય અને મર્યાદાની છટાનું દર્શન થવા લાગ્યું છે. એ વયમાં ગમે તે વેળાએ અને સર્વથા ક્ષુલ્લક કારણોને લીધે પણ અથવા કોઇવાર વિના કારણ મનમાં સાંસારિક વિચારો સ્વાભાવિક રીતે જ આવવા માંડે છે અને તે ઉલ્લાસમાં ચિન્તાનું એકાએક મિશ્રણ કરી દે છે. હવે પછી ભવિષ્યમાં પ્રાપ્ત થનારી પરતંત્રતા કયા ઉપાયે સુખાવહ થઈ શકશે, એ સંબંધી વિચાર જો કન્યાના મનમાં દ્વાદશ વર્ષના વયે આવવા માંડે, તો તેમાં કાંઈ પણ આશ્ચર્ય જેવું તો નથી જ. કારણ કે, સંસારનું સાધારણ જ્ઞાન થવા લાગતાં જ 'મારે પુરુષને આધીન થઇને અનન્ય ભાવે તેની સેવા કરવાની છે.' એ વાત કોઇપણ કન્યાના જાણવામાં આવી જાય છે. જો કે એ તેની સમજ માત્ર પુસ્તકી વિદ્યા જેવી જ હોય છે. એટલે કે, સ્ત્રી તરીકે પોતાપર શી જવાબદારી આવવાની છે, એનું તેને ભાન હોતું નથી. પરંતુ સહજ એટલો ભાસ તો તેને થાય છે જ; અને 'મારે મરણ સુધી જેના તાબામાં રહેવાનું છે, તે પુરુષ સુસ્વરૂપ, સુખદાતા, સમવયસ્ક, સદ્ગુણી, પ્રૌઢ વિચારવાન્ અને પાપભીરુ હોવો જોઇએ;' એવા એવા કેટલાક વિચારો પુત્રીના મનમાં અગિયાર બાર વર્ષના વયથી જ ઉત્પન્ન થવા માંડે છે. **પ્રભાવતી** પણ અત્યારે લગભગ દ્વાદશવર્ષીયા બાળા થયેલી હતી. તે વિશેષ સ્વતંત્ર અને તીવ્ર બુદ્ધિવાળી હોવાથી તેને જગત્ વિશેના અનુભવનું સારું ચોકસપણું પ્રાપ્ત થયેલું હતું. તથાપિ, તે અત્યંત ઉચ્છ્રૃંખલ અને ઉલ્લાસવાળી હોવાથી સ્વાભાવિક રીતે જે વિચારો એક કન્યાના મનમાં આવવા જોઇએ, તે વિચારોનો તેને ભાસ માત્ર પણ થવા પામ્યો નહોતો. કારણ કે, તે કાંઈ દીન અને દરિદ્રી માતાપિતાની પુત્રી નહોતી. તે તો એક સારા માંડળિક રાજાની એકની એક અને બહુ જ લાડકવાયી પુત્રી હતી. એમ હોવા છતાં પણ **બાપ્પાથી** તેનો સતત વિયોગ થયા પછી તેનો એ બધો રંગ એકદમ બદલાઈ ગયો હતો. **નાગડા** છોડીને ચાલ્યા જવાને **બાપ્પાને** આજે લગભગ ત્રણથી ચાર મહિના થઈ ગયા હતા. **વાળી** અને દેવ ઇત્યાદિ તેના મિત્રો પણ તેની સાથે જ ચાલ્યા ગયા હતા. એટલે **પ્રભાવતીને** તેના પૌરુષ ખેલોમાં નવીન રંગ અને નવીન ઉત્સાહ આપનારો સમવયસ્ક કોઈ જ બાળક ત્યાં રહ્યો નહિ. તેની દાસી-

એમાંની કેટલીકોનાં ચિત્ત એ બાપ્પાના મિત્રો સાથે લેતા ગયેલા હોવાથી તેમનાથી પણ પ્રભાવતીના મનોરંજનનું કાર્ય જોઇએ તેટલી અને તેવી દક્ષતાથી કરી શકાતું નહોતું.

પ્રભાવતીની દાસીઓમાં એક રોહિણી નામની મુખ્ય દાસી હતી. તે તો વળી સ્વરૂપમાં રાજકન્યાને પણ લજાવે તેવી અને વયમાં પણ બે વર્ષે મોટી, એટલે કે ચૌદ વર્ષના વયની હતી. રોહિણી, મહા ચતુરા, અત્યંત વિનોદિની અને બહુ જ ચપળ હતી. બાપ્પા અને તેના મિત્રોને પણ કોઈ કોઇવાર એ ચતુરા પોતાના વિનોદથી ચકરાવામાં નાખી દેતી હતી અને પછી તેમનો ખૂબ ઉપહાસ કર્યા કરતી હતી. બાપ્પા સાથે તો તે એટલી બધી હળી મળી ગઈ હતી કે, ન પૂછો વાત! કોઈ કોઇવાર તેના એવા વર્ત્તનમાટે પ્રભાવતીના મનમાં દ્વેષ પણ ઉત્પન્ન થતો હતો, અને તેથી તે ઘણીકવાર રોહિણીનું અપમાન પણ કરી નાખતી હતી. પણ રોહિણી એવી તો સમયસૂચક અને મૃદુમિષ્ટભાષિણી હતી કે, માત્ર પોતાના એક જ શબ્દના ઉચ્ચારથી પ્રભાવતીનું મુખ બંધ કરી નાખતી હતી, એટલું જ નહિ, પણ તે શબ્દ એવો નીકળતો હતો કે, તેના પ્રભાવે એકસમયાવચ્છેદે રાજકન્યાના માની મનમાં લજ્જા અને કૌતુકનો આવિર્ભાવ થતાં તે હસીને પોતાનું માથું નીચું નમાવી દેતી હતી. એમ થયું કે, રોહિણી પાછી બાપ્પાની મશ્કરી કરવામાં પ્રવૃત્ત થતી હતી અને તેને પણ ગમે તેવા ચાળા કરવામાટેનું ઉત્તેજન આપ્યા કરતી હતી. તેનો આવો જ નિત્ય ક્રમ થઈ ગયેલો હોવાથી પ્રભાવતી અને બાપ્પા બન્ને તેના હાથમાં રમકડાં જેવાં જ થઈ રહ્યાં હતાં. પરંતુ ઉચ્છૃંખલ સ્વભાવને લીધે એમાં તેનો કાંઈ પણ ગંભીર ઉદ્દેશ રહેલો હશે, એવો સંશય પ્રભાવતીના મનમાં આવી શકયો નહિ. પરંતુ રોહિણીનો પણ એ રંગ અત્યારે સર્વથા બદલાઈ ગયો હતો. બાપ્પા હતો, તે વેળાએ રોહિણી જે પ્રમાણે પોતાના વિનોદી સ્વભાવને પ્રકટ કરતી હતી, કવચિત્ પ્રેમકલહ ઉપજાવતી હતી અને કોઇવાર બન્નેપર રીસ કરીને તેમને ડરાવવાનો ડોળ બતાવતી હતી, તે તેની સર્વ ચેષ્ટાઓનો અત્યારે સર્વથા લોપ જ થઈ ગયો હતો. તેના મુખમંડળમાંની આનંદછટા અન્યત્ર પ્રયાણ કરી ગઈ હતી અને વિનોદ-શૈલી સાથે કાંઇક વૈર બંધાયા જેવું જણાતું હતું. સારાંશ કે, પ્રભાવતીને રીઝવવાના કાર્યમાં તે સર્વથા અશક્ત અને અસમર્થ જ થઈ ગઈ હતી. બીજી દાસીઓ રોહિણી અને પ્રભાવતી કરતાં ઘણી જ ઉતરતા પ્રકારની અને મંદબુદ્ધિ હોવાથી પ્રભાવતીનું મનોરંજન કરી શકે, એટલી તેમ-નામાં શક્તિ જ નહોતી. કહેવાનું તાત્પર્ય એટલું જ કે, બાપ્પા ત્યાંથી ગયો તે સાથે પ્રભાવતીના અને રોહિણીના વિનોદ, આનંદ, સુખ, ખાનપાન અને ગાન ઇત્યાદિ વૈભવો પણ ત્યાંથી સર્વથા પ્રયાણ કરી ગયા હોયની! એવો જ દેખાવ તેમને જોવામાં આવતો હતો. "मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः" મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ મન જ છે; તેનો વસ્તુ કે પદાર્થ સાથે કશો પણ સંબંધ નથી જ, તેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ છે.

બાપ્પા અને તેના મિત્રોના ગયા પછી પ્રભાવતી એકલી અટૂલી પડી જવાથી સર્વ વૈભવો તેને વિષ સમાન ભાસવા લાગ્યા અને વારંવાર–ક્ષણે ક્ષણે–તેના મનમાં બાપ્પાના પ્રસન્ન અને રમણીય મુખમંડળનું સ્મરણ થવા લાગ્યું. ખેલ, વિનોદ, અને ખાનપાન આદિ પ્રત્યેક વસ્તુમાં તેનો અભાવ થઈ ગયો. તે સર્વથા ઉદાસીન અને શોકિતહૃદયા જ બની ગઈ. એનું પરિણામ એ થયું કે, પોતાના વડિલો સાથે આનંદથી સંભાષણ કરવાનું તેણે છોડી દીધું અને પરિચારક તથા પરિચારિકાઓ સાથે વિના કારણ નિત્ય લડવા લાગી. અર્થાત્ તે માતાપિતાની ચિંતા અને

દાસ દાસીઓના ભયનું એક ભયંકર કારણ થઈ પડી. માતપિતાએ પોતાની પુત્રીને કાંઇ પણ અંગરોગ અથવા પિશાચ આદિની બાધા થવાનું અનુમાન કરીને વૈદ્ય, જ્યોતિષી, સામુદ્રિકશાસ્ત્રી અને પંચાક્ષરી તાંત્રિક માંત્રિક ઇત્યાદિને બોલાવીને તેના અસુખનું કારણ શોધી, તેના નિવારણના અનેક ઉપાયો કર્યા; પરંતુ તેની માનસિક વેદનાનું એક પણ ઉપાયવડે નિવારણ થઈ શક્યું નહિ. એવામાં વળી કોઈ કોઇવાર તેના લગ્ન સંબંધી વિચારો પણ ચાલવા લાગ્યા. એ બધી વાતો વળી તેની બગડેલી પ્રકૃતિને વધારે બગડવાનાં કારણરૂપ જ થઈ પડી—એથી તેના મનને સામો વધારે ત્રાસ થવા લાગ્યો.

એમાં પણ જ્યારે જ્યારે પોતાના વિવાહ વિશેની વાત તેના સાંભળવામાં આવતી હતી, ત્યારે ત્યારે તો વળી પ્રભાવતીના હૃદયમાં એક પ્રકારનો અસહ્ય દુઃખદાયક આઘાત થયા કરતો હતો. કારણ કે, એ વિચાર આવતાં જ તેને લગ્નના વિષયનો કાંઇક વધારે ભાવ સમજાતો જતો હતો, અને તેથી સ્ત્રીના જીવન વિશેની કેટલીક કલ્પનાઓ તેના મસ્તિષ્કમાં ઉદ્ભવવા માંડી હતી. તેનો દૃઢ નિશ્ચય થઈ ચૂક્યો હતો કે, "બાપ્પા વિના બીજાની સંગતિમાં મને કોઈ કાળે પણ સુખ થવાનું નથી." ધીમે ધીમે એ પણ તેના જાણવામાં આવી ગયું કે, "હવે મારું મન મારા તાબામાં રહેલું હોય, એમ દેખાતું નથી. તેણે તો ક્યારનુંય બાપ્પાનું દાસત્વ સ્વીકારી લીધું છે અને તેટલા માટે મનના વસતિસ્થાન આ શરીરનો સ્વામી પણ બાપ્પા જ થવો જોઇએ. અર્થાત્ મારા આ શરીરરૂપ ઉપવનના યૌવનસુમનનો ઉપભોક્તા માળી બાપ્પા વિના બીજો કોઈ પણ થઈ શકવાનો નથી. મનથી હું તેને જ વરી ચૂકી છું."

તેની મુખ્ય દાસી રોહિણીના મનની પણ આબેહૂબ એવી જ અવસ્થા થયેલી હતી. અને એ વ્યંગને એક બીજાથી છૂપાવવામાટેના તે બન્ને જેમ જેમ વધારે પ્રયત્નો કરતી જતી હતી, તેમ તેમ તેમના અંતઃસ્થ ભાવો વિશેષ સ્પષ્ટ થતા જવાથી તેમના પરસ્પર પ્રેમ અને સેવ્યસેવક ભાવનો લોપ થતો જતો હતો અને તેમનું સ્થાન માત્સર્યે લેવાથી તેઓ પરસ્પર વિશેષ અને વિશેષ અપ્રિય જ થતી જતી હતી. એક દિવસ પ્રભાવતીની માતા આવીને તેને પ્રેમથી પૂછવા લાગી કે;—

"પુત્રિ! તું આમ દિનરાત મનમાં ને મનમાં શામાટે ઝૂર્યા કરે છે? તને દુઃખ શું છે? તારા મનમાં જે પણ વસ્તુની ઇચ્છા હોય, તે મને જણાવી દે. કોઈ પણ ઉપાયે હું તારી તે ઈચ્છાને તૃપ્ત કરીશ."

માતાના મુખમાંથી આવાં આશ્વાસનદાયક વચનો નીકળતાં જ પ્રભાવતીની મુદ્રામાં કાંઇક પ્રસન્નતાની છટા ઝળકતી જોવામાં આવી અને તેણે વિનીત ભાવથી માતાને જણાવ્યું કે, "માતા! આજે ઘણા દિવસથી અંબાભવાનીનાં દર્શને જવાની મારી ઇચ્છા થયેલી છે; માટે જો ત્યાં જવાની વ્યવસ્થા કરી આપે તો પછી મને બીજી કોઈ પણ વસ્તુની ગગરજ નથી."

"એમાં તે તેં શી મોટી માગણી કરી? હું તારા પિતાને કહીને હમણાં જ ત્યાં જવાની બધી વ્યવસ્થા કરાવી આપું છું." એમ કહીને રાણીએ જઈ રાજાને સમજાવ્યો અને પુત્રીના પ્રવાસમાટેની તે સર્વ સિદ્ધતા કરવા લાગી. માતાનો સાધારણ રીતે પુત્રીમાં જ વધારે સ્નેહ રહેતો હોવાથી તેના સુખમાટે તે જેટલા પ્રયત્નો કરે, તેટલા તેને થોડા જ દેખાય છે. પ્રભાવતીની માતા કાંઈ એ નિયમના અપવાદરૂપ નહોતી, અને તેથી જ રાત દિવસ તે પુત્રીના સુખમાટેના પ્રયત્નો મથીમથીને કર્યા કરતી હતી.

**અં**બાભવાનીનાં દર્શને જવામાં **પ્રભાવતી**નો એ જ મુખ્ય હેતુ હતો કે, કોઈ પણ પ્રકારે પ્રાણમિત્ર **બાપ્પા** રાવળના મુખચન્દ્રનાં દર્શનનો હૃદયમાં શીતલતા ઉપજાવનારો લાભ મળી શકે. સજ્જનનાં દર્શનની આશાથી આજે તેનું મન ઘણા દિવસ પછી પ્રથમ જ આનંદમગ્ન-કિંચિત્ આનંદમય થયેલું દેખાતું હતું. **પ્રભાવતી**ને અત્યારે તેના હૃદયાનંદમાં જ નિમગ્ન થયેલી છોડીને આપણે હવે એક બીજી ઘટનાનું અવલોકન કરીશું.

## દશમ કિરણ

## પિતૃઋણવિમોચન

"One to destroy is murder by the law;
And gibbets keep the lifted hand in awe;
To murder thousands takes a spacious name,
*War's* glorious art, and gives immortal fame."

*Young.*

**સમરસિંહ** અને **દાહિરપુત્ર સાહસી**એ સાથે મળીને કેટલાક દિવસથી ઇડરના ભિલ્લ રાજાને જાણી જોઇને ઉશ્કેરવામાટેની યુક્તિઓ યોજવાનો આરંભ કરી દીધો હતો. ભિલ્લો અને એ ક્ષત્રિય વીરોની પરસ્પર નિત્ય ચકમક ઝર્યા જ કરતી હતી. કોઇવાર **દાહિરપુત્ર** તો કોઇવાર **સમરસિંહ** નાયકત્વ સ્વીકારીને ઘણા જ જોરશોરથી ઇડરપર ચઢી જતા હતા. પરંતુ મળવું જોઇએ, તેટલું યશ ન મળવાથી વારંવાર વિશ્રાંતિ લેવામાટે અને અન્ન આદિ સામગ્રી એકઠી કરવાના ઉદ્દેશથી તેઓ પાછાં પગલાં કરી જતા હતા. એવો મામલો ચાલ્યા કરતો હતો, એટલામાં **બાપ્પા** અને તેના મિત્રો **મૌર્ય** રાજાના પાંચ હજાર સૈનિકો સહિત ઇડરની રણભૂમિમાં એકાએક આવીને ઉભા રહ્યા.

**બાપ્પા**એ એ સ્થાનમાં છાવણી નાખવા પહેલાં જ એક બ્રાહ્મણને "હું સાર્વભૌમ **મૌર્ય** નરેશનો સેનાપતિ રાજખટપટ વિશે કેટલીક સલાહ મસલત કરવામાટે જ ખાસ અહીં આવેલો છું. માટે છાવણીમાં આવીને આપે મળી જવું." એવો સંદેશો કહીને ભિલ્લરાજાની સભામાં મોકલી દીધો હતો. એટલે ઇડરપતિ ભિલ્લરાજ ચક્રવર્તીના સેનાપતિનું આદરાતિથ્ય કરવામાટે સર્વથા તત્પર થઈ રહ્યો હતો.

**બાપ્પા**એ છાવણી નાખતાં જ પોતાના મિત્રો અને શૂરવીર સામંતોની એક ખાસ સભા ભરી. સર્વ જ્યારે પોતપોતાના આસને ગોઠવાઈ ગયા, ત્યારે તે **રાવળ**કુમાર તેમને ઉદ્દેશીને મધુર પણ શૌર્યભરિત સ્વરથી કહેવા લાગ્યો કે;-

"મારા પ્રાણપ્રિય મિત્રો અને **શૂર સામંતો**! આજે આપણા ભાગ્યના પરિવર્તનનો દિવસ છે, અને આજે જ આપણા ખડગના તેજનું શત્રુઓને દર્શન કરાવવાનો અવસર છે. આજે જો પ્રસંગ આવે, તો જીવપર ઉદાર થઇને જ રણભૂમિમાં ઝુંઝવાનું છે. માટે સંસારના સ્નેહને તિલાંજલિ આપો ને માત્ર વિજયની આશાને જ હૃદયમાં સ્થાપો. ન કરે નારાયણ ને કદાચિત્

આપણો પરાજય થયો, તો હે વીરો! એ નક્કી જાણી લેજો કે, જીવતાં છતાં પણ આપણા જીવનનો ક્ષય થયો! પરાજિત થઈ કૃષ્ણ મુખ કરીને જીવવા કરતાં રણમાં રિપુને રગદોળી ધવલ મુખે મરણશરણ થવું, તે લક્ષાવધિવાર વધારે સારું છે. તમે અનેક યુદ્ધોમાં વિજય મેળવ્યો છે અને હવે પછી પણ મેળવશો. કોઈ કાળે પણ દુષ્ટ નિરાશાને હૃદયમાં સ્થાન આપશો જ નહિ. પ્રતિશોધ અને પ્રતિશોધનો જ પોકાર કરો, અને કસાઈ જેવી રીતે બકરાંનાં ગળાં રેંસી નાખે છે, તેવી જ રીતે જે શત્રુ મળે, તેનો સંહાર કરો!"

"અમે એમ જ કરીશું; અમારી એ પ્રતિજ્ઞા છે!" સર્વેએ બાપ્પાના એ ભાષણથી ઉત્તેજિત થઇને ગગનભેદક ગર્જના કરી.

"શાબાશ! ક્ષત્રિય વીરોના મુખમાંથી આવા શબ્દો જ નીકળવવા જોઇએ!" એમ કહીને બાપ્પાએ કહ્યું કે, "ભિલ્લરાજાને અહીં બોલાવવાની મેં એક યુક્તિ શોધી કાઢી છે અને કદાચિત્ તે યુક્તિ સફળ પણ થવાનો સંભવ છે. જો તેમ થયું, તો તો યુદ્ધ નહિ જ કરવું પડે. પરંતુ કદાચિત્ આપણી યુક્તિ વ્યર્થ જાય તો યુદ્ધની આ પ્રમાણે વ્યવસ્થા થવી જોઇએ;—એક હજાર સૈનિકોની સરદારી વાળીએ લેવી અને એક હજારનું નાયકત્વ દેવે લેવું. પોતાની સેનાને તમારે કિલ્લાની બન્ને બાજૂએ તૈયાર રાખીને ઉભા રહેવું અને ઇશારો મળતાં જ દરવાજાપર હલ્લો કરી દેવો."

તે આ બધી વ્યવસ્થા કરતો હતો, એટલામાં સમરસિંહ અને દાહિરપુત્ર પણ ત્યાં જ હોવાનું અને ઇડરપતિ સાથે તેમના નિત્ય વિગ્રહ થયા કરવાનું બાપ્પાના સાંભળવામાં આવ્યું. એટલે તે પોતે જઇને તેમને મળ્યો. બાપ્પાને આવી રીતે અચાનક જોવાથી અને તે સૈન્ય લઈ આવ્યો છે, એ વાત જાણવાથી તેમના મનમાં આનંદનો જે એક અપૂર્વ ભાવ થયો, તે ખરેખર જ અવર્ણનીય હતો. બાપ્પાએ નમ્રતાપૂર્વક તેમને જણાવ્યું કે, "બે બાજૂથી વાળી અને દેવ હલ્લો કરવાને તૈયાર રહેશે. ત્રીજી દિશા હું પોતે સંભાળીશ અને ચોથી દિશામાંથી ધસારો કરવાની સઘળી તૈયારી તમારે રાખવી." તેમણે બાપ્પાની એ વિનતિ શિરસામાન્ય કરી. કારણ કે, "ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ" એ તત્ત્વને તેઓ સારી રીતે જાણતા હતા.

એ પ્રમાણે સર્વ વ્યવસ્થા કરીને બાપ્પા પોતે પોતાના કેટલાક ચુંટી કાઢેલા માણસો સાથે મહારાજાધિરાજના એક સેનાનાયક તરીકે મોટા ઠાઠમાઠથી મુખ્ય દ્વારમાંથી ઇડરગઢમાં પ્રવેશ કરવાના હેતુથી ચાલતો થયો. એટલામાં કોઈ ગૃહભેદીએ ઇડરપતિના મનમાં જાળ પથરાયાનો સંશય ઉત્પન્ન કરીને બાપ્પાના મોકલેલા સચિવને ચતુર્ભુજ—બંદિવાન્ કરાવી દીધો હતો. એ ખબર મહાચતુરતાથી નીકળી આવેલા એક ચાકરે તે સચિવના ચાકરે આવીને બાપ્પાને કહી સંભળાવી. તે આ પ્રમાણે:—

"મહારાજ! ભયંકર કાવત્રુ રચાયું છે. આપણામાંના જ કોઈ ગૃહભેદીએ ભિલ્લરાજને એવા સમાચાર આપ્યા છે કે, ગુહાદિત્યનો પુત્ર માત્ર તમને પકડવામાટે જ અહીં આવેલો છે. એથી સંશય પામીને તેણે આપણા સચિવ મહારાજને કેદ કરી લીધા છે. મને પણ કેદ કરવાનો તેમનો વિચાર હતો, એટલામાં તેમની નજર ચૂકવીને જીવના જોખમે ન્હાસીને હું અહીં આવી પહોંચ્યો છું. હવે મહારાજને જે યોગ્ય લાગે, તે વ્યવસ્થા કરવાની છે!"

"ચિન્તા નહિ. એક લિંગેશ્વર બધું સારું કરશે. હારીતઋષિ અને આદિ ગોરક્ષનાથના આશીર્વાદ વ્યર્થ તો નહિ જ જાય." બાપ્પાએ કહ્યું.

એમ કહી મનમાં શ્રદ્ધાથી શ્રી એકલિંગજીનું સ્મરણ કરીને ચારે તરફથી એકદમ હલ્લો કરવાની બાપ્પાએ તૈયારી કરી અને જોતજોતામાં સૈન્યનો મુખભાગ તો ઇડરના દુર્ગમાં પ્રવિષ્ટ પણ થઈ ગયો. ભિલ્લો નગરમાં અને દ્વારમાં ઘણા જ બળથી લડ્યા અને ઝુંઝ્યા, પરંતુ બાપ્પાની બળવતી સેના સમક્ષ તેમનો કશો પણ ઉપાય ચાલ્યો નહિ. સર્વત્ર તેમનાપર એકસરખા પ્રહારો થવાથી તેમનાં સેંકડો બલ્કે હજારો મડદાંનો ત્યાં થોડીવારમાં જ મોટો ઢગલો ખડકાઈ ગયો. બાપ્પા, વાળી, દેવ, સમરસિંહ અને દાહિરપુત્ર એ પાંચે શૂરવીરો લડતા લડતા રાજ-મહાલય પાસે આવી પહોંચ્યા. એટલે ભિલ્લરાજ પોતાના મહાલયને આગ લગાડી પોતાના પુત્ર બાંધવો સહિત કેસરિયાં કરીને લડવા માટે સામો આવ્યો. એ સર્વ વીરો 'મારો મારો' અને 'કાપો કાપો'ના પોકારો કરતા એક બીજાનાં શરીરોપર શસ્ત્રાસ્ત્રોના ભયંકર આઘાતો કરવા લાગ્યા. તુમુલ યુદ્ધનાં સર્વ લક્ષણો ત્યાં વ્યાપી ગયાં. કોઈ કોઇને ઓળખી શક્તું નહોતું. વર્ષા પ્રમાણે બાણોની એક સરખી વૃષ્ટિ થયા કરતી હતી. એટલા સમયમાં બાપ્પાના સુકોમળ શરીરમાં અનેક જખમો થઈ ચૂકયા હતા. તેમ જ બીજા સૈનિકોના શરીરમાંથી પણ રક્તની પ્રબળ ધારા-ઓનું વહન થયા કરતું હતું. ધૂલિકાવડે સમસ્ત પ્રદેશ વ્યાપ્ત થઈ ગયેલો હોવાથી શત્રુ અને મિત્રને ઓળખવાની પણ પંચાત થઈ પડી હતી. એવી રીતે ઘનઘોર દ્વંદ્વ યુદ્ધ શરુ થવાથી થોડી જ વેળામાં પત્ર ઇત્યાદિ ખરી પડતાં અનેક અને અસંખ્ય રક્તવર્ણું પુષ્પોથી વિભૂષિત થયેલા પળસના વૃક્ષ પ્રમાણે બાપ્પા આદિ વીર નરોના અનુપમ દેહો શોભવા લાગ્યા. અંતે અત્યંત શ્રમ વેઠીને પણ ઠેઠ ઇડરપતિની સામે પહોંચીને બાપ્પાએ ધનુષ્યને વિશ્રાંતિ આપી, કમ્મરમાંથી ખડ્ગ ખેંચી કાઢ્યું અને ભિલ્લરાજને સંબોધીને ગર્જના કરતો કહેવા લાગ્યો કે;–

"આ તે જ સ્થાન છે કે, જ્યાં તેં મારા પૂજ્ય પિતાનો વધ કરીને આ પવિત્ર ભૂમિને અપવિત્ર કરી હતી. પરંતુ ભાગ્યનું ચક્ર આજે ફેરવાઈ ગયું છે. તે જ કૈલાસવાસી પિતાનો પુત્ર આજે તેના શત્રુના શોણિતનું આનંદપૂર્વક અમૃત માનીને પાન કરવાનો છે. અહા! પોતાના પુત્રને પોતાનું વૈર વાળવામાટે રણભૂમિમાં ઉભેલો જોઇને આજે મારાં કૈલાસવાસી માતાપિતાનાં હૃદયોમાં કેવો આનંદ થતો હશે–જો પાપી! જો–આકાશમાં તેઓ તારાપર ધિક્કારની દૃષ્ટિ નાખતાં અને મારા શિરે પુષ્પોની વૃષ્ટિ કરતાં ઉભાં છે, તે જો! અને તારું પાપથી કાળું થઈ ગયેલું મુખ મૃત્યુના પટમાં–જવનિકામાં–છૂપાવી દે."

એમ કહીને બાપ્પાએ તત્કાળ તેનાપર પોતાના તીવ્ર ખડ્ગનો પ્રહાર કર્યો. ભિલ્લરાજ પણ સાવધતાથી લડવાને તૈયાર થઇને જ ઉભો હતો, એટલે તેણે પણ સામો તેટલા જ બળથી પ્રહાર કર્યો. બન્ને પોતપોતાની ચપળતાથી એક બીજાના પ્રહારો ચૂકવતા જતા હતા. એમ થતાં થતાં ઇડરપતિના બે પુત્રોએ બે બાજૂએથી બાપ્પાના શરીરપર ધસારો કર્યો. પરંતુ બાપ્પા એ ત્રણેની પરવા ન કરતાં સુદર્શન ચક્ર પ્રમાણે પોતાના ખડ્ગને ફેરવીને પોતાના શરીરનું સંરક્ષણ કરતો રહ્યો. એટલામાં વાળી અને દાહિરપુત્ર બન્ને બે બાજૂએથી ભિલ્લરાજના કુમારોપર ધસી આવ્યા, અને પ્રત્યેક બબ્બે યોદ્ધાઓનું સામસામું દ્વંદ્વ યુદ્ધ ચાલવા લાગ્યું. થોડા જ સમયમાં દુઃશાસનની છાતીપર જેવી રીતે ભીમ ચઢી બેઠો હતો, તેવી જ રીતે ઇડરપતિને તેનાં શસ્ત્રોથી વિહીન કરી પૃથ્વીપર તેને ચત્તોપાટ પાડીને બાપ્પા તેની છાતીપર પગ રાખીને ઉભો રહ્યો. પોતાના પિતાની આવી અવદશા જોઇને પોતાની સામેવાળાઓ સાથે લડવાનું છોડી દઇને

તેના બે પુત્રોએ જીવપર આવીને એકાએક બાપ્પાપર હલ્લો કર્યો. પરંતુ સર્વથા તેમનો એ પ્રયત્ન નિષ્ફળ જ નીવડ્યો.

બાપ્પા અને વાળી ઇત્યાદિએ એ ત્રણેને જીવતા જ પકડી લીધા અને ઇડરગઢના દુર્ગપર બાપ્પાએ પોતાની વિજયપતાકા ચઢાવી દીધી. દુઃશાસન અને ભીમના યુદ્ધનો અંત આવ્યો અને બાપ્પા પિતૃઋણમાંથી કેટલેક અંશે મુક્ત થયો.

પોતાના વડવાઓના નિવાસસ્થાનને ભસ્મીભૂત થયેલું જોતાં જ બાપ્પાનાં નેત્રોમાંથી અશ્રુઓનું વહન થવા માંડ્યું. પરંતુ હવે એ શોક વ્યર્થ ધારીને પોતાના સૈનિકોને ઘવાયલા સૈનિકોની શુશ્રુષા કરવાની અને યુદ્ધમાં ગતપ્રાણ થયેલાઓનાં શરીરોને અગ્નિદાહ કરવાની આજ્ઞા આપીને વિશ્રાંતિ લેવાના હેતુથી બાપ્પા પોતાના પ્રાણપ્રિય મિત્રો–સમરસિંહ, દાહિરપુત્ર, વાળી અને દેવ–ને સાથે લઇને પોતાની છાવણીમાં ચાલ્યો ગયો.

જેમ દુઃખ પછી સર્વદા સુખનું જ આગમન થાય છે, તેવી જ રીતે યુદ્ધ પછી નિશ્ચિત શાંતિનું જ સામ્રાજ્ય સ્થપાય છે. એ તત્ત્વ અનુસાર દિવસના સમયે જે સ્થાને તુમુલ યુદ્ધનું ભયંકર ચિત્ર જ દૃષ્ટિગોચર થતું હતું, તે ઇડરનગરમાં યુદ્ધની સમાપ્તિ થતાં અને રાત્રિ–શાંત રાત્રિનું આગમન થતાં જ શાંતિ, નિઃસ્તબ્ધતા અને નિઃશબ્દતાનો પ્રભાવ જ સર્વત્ર પ્રસરી ગયો. યુદ્ધના પરિશ્રમ પછી સૈનિકો અને નાગરિકો શાંતિના અલભ્ય ઉપભોગમાં લીન થઈ ગયા.

# એકાદશ કિરણ

## વિરહવેદના

બાપ્પાને મળવાના ઉદ્દેશથી અંબાભવાનીનાં દર્શનનું મિષ કરીને પ્રવાસમાં નીકળવાને તત્પર થયેલી પ્રભાવતીના સંકેતની સિદ્ધિમાં એક આકસ્મિક વિઘ્ન આવીને ઉપસ્થિત થયું; અને એ વિઘ્નના પ્રતાપે તેનાપર અત્યંત ચિન્તા અને ક્લેશ સહન કરવાનો પ્રસંગ આવી પડ્યો. એક તો અણીના વખતે તેની મુખ્ય દાસી રોહિણી કયાંક લુપ્ત–અદૃશ્ય થઈ ગઈ અને બીજું તે જ દિવસે એક નામાંકિત સામુદ્રિક શાસ્ત્રવેત્તા વિદ્વાન્ પોતાની કાંઈ પણ સંભાવના થવાની આશાથી તેના પિતાની સભામાં એકાએક આવી ચઢ્યો. તેની વિદ્યાના ચમત્કારનું પરીક્ષણ કરવાના હેતુથી પ્રથમ રાજાએ પોતાની પુત્રીની હસ્તરેખા જ તેને બતાવવાનો નિશ્ચય કર્યો. એ હસ્તરેખા જોવાનો પ્રયોગ ચાલતો હતો, એવામાં અચાનક સામુદ્રિકશાસ્ત્રી બોલી ઉઠયો કે;–

"મહારાજ! આપની આ રાજકન્યાનો વિવાહપ્રસંગ અત્યાર પહેલાં જ થઈ ગયેલો હોવો જોઇએ."

તેનું એ વાકય સાંભળતાં જ પ્રભાવતીનું મુખ તે ક્ષણે જ પ્રભાહીન થઈ ગયું, અને તેના મનમાં અનેક પરસ્પર વિરુદ્ધ કલ્પનાઓનું યુદ્ધ ચાલવા લાગ્યું. સોળંકીરાજને તો 'એ પંડિત ભાંગના નશામાં જ કાંઈ બકે છે' એવો જ ભાસ થયો. આવો પ્રકાર જોઇને પોતાની વિદ્યાની સત્યતાનો અનુભવ કરાવવાના હેતુથી પંડિતે કહ્યું કે, "જો આપને મારાં વચનોમાં વિશ્વાસ ન હોય, તો આ બાબતની તપાસ કરાવો. મારું વચન કોઈ કાળે પણ અસત્ય થઈ શકે જ નહિ."

એ શબ્દો સાંભળતાં જ કોપનો ભાવ બતાવીને રાજકન્યા પ્રભાવતી ત્યાંથી પોતાના ઓરડામાં ચાલી ગઈ.

"કુમારી! અહીં આવો." રાજાએ આજ્ઞા કરી.

તે નિરુપાય થઈ, અને "જી, આવી." એમ કહીને પાછી આવી.

"પરંતુ આ વિવાહ થવાની વાત સાંભળીને આપે શોકાતુર થવાનું કશું પણ કારણ નથી; કારણ કે, આપની કન્યાનો પતિ ભવિષ્યમાં એક મહાભાગ્યશાળી ચક્રવર્તી ભૂપાલ થવાનો છે. અત્યારે આપે કોપ કરવાને બદલે કળાથી જ એ વાતની ખબર મેળવી લેવી જોઇએ. આ ઘટના કાંઈ દીર્ઘકાલપર્યન્ત તો ગુપ્ત રહેવાની નથી જ. આપના કુળ કે કીર્ત્તિને અનુચિત થઈ પડે, એવું કાંઇએ બન્યું નથી." પંડિતે આશ્વાસન આપ્યું.

એ પ્રમાણે જરાક ધૈર્યનાં વાક્યો ઉચ્ચારીને પંડિતજી સ્તબ્ધતા ધારણ કરીને બેસી રહ્યા. ત્યાર પછી કોઈ પણ પ્રકારના વિશેષ પરિશ્રમ વિના જ બધી વાત દાસીઓ અને રાજકુમારી સાથે રમનારાં બાળકોના મુખથી પોતાની મેળે જ જાણવામાં આવી ગઈ. રોહિણીનો ઘણો જ શોધ કરવામાં આવ્યો, પણ તેનો કયાંય પત્તો લાગ્યો નહિ. સોળંકીરાજને બાપ્પાની ઉચ્છૃંખલ કૃતિમાટે મનમાં ઘણો જ ક્રોધ આવ્યો અને તે કોપના આવેશમાં જ તેણે બાપ્પાને તે જ્યાં હોય ત્યાંથી એકદમ પકડી લાવવાનો પોતાનાં માણસોને હુકમ આપી દીધો. દાસીજનોમાટે રાજમહાલયનાં દ્વાર સદાને માટે બંધ થયાં, એ અહીં નવેસરથી જણાવવાની કશીપણ આવશ્યકતા નથી જ. પરન્તુ બાપ્પા કયાંથી પકડાય વારુ? બાપ્પાના જાસૂસો મહા ચતુર હતા. તેમણે અહીં બનેલી સઘળી બીના વખતસર જઇને તેને જણાવી દીધી. એટલે તે સર્વથા સાવધ અને ચેતતો જ રહ્યો.

રાજાએ પ્રભાવતીને કારાગૃહમાંના કોઈ બંદીવાનની સ્થિતિમાં જ રાખી. પરંતુ એ કારાગૃહમાં પણ તે બિચારીને પોતાના મનમાં આવે, તે વિચાર કરવાની અથવા સ્વસ્થ અને શાંત થઇને બેસી રહેવાની સ્વતંત્રતા હતી નહિ. ત્યાં નિત્ય નવીન નવીન રાજકુમારોની છબીઓ જોવા માટે તેની પાસે મોકલવામાં આવતી હતી અને એમાંથી કોઈ એકને પણ પસંદ કરવાનો તેને અનેક પ્રૌઢ સ્ત્રીઓ અને વૃદ્ધ સચિવો દ્વારા ઉપદેશ આપવામાં આવતો હતો. કોઈ કોઈ વાર રાજા પોતે પણ એ જ ઉપદેશ આપતો હતો. જેમ જેમ તેનો આવો વધારે અને વધારે છળ થતો ગયો, તેમ તેમ તેનું મન બાપ્પામાં વધારે કામુક અને દૃઢ સંલગ્ન થતું ગયું,–બાપ્પાના વિરહની તેને અત્યંત પીડા થવા લાગી. અંતે વિરહવેદના અસહ્ય થઈ પડવાથી તે ઈશ્વરને અનન્ય ભાવે વિનવતી નમ્ર પ્રાર્થના કરવા લાગી કે;—

"હે દયાળુ પ્રભો! એક વાર મને મારા તે પ્રાણમિત્રનું મુખદર્શન કરાવ! એકવાર નેત્રસંયોગ થવા પછી જો મરણ આવશે, તો તેને હું હર્ષથી વધાવી લઇશ. માત્ર એક જ વાર તેના દર્શનની અભિલાષા છે, તે પૂર્ણ કર."

ખરેખર પ્રેમ અંધ છે. જો બાપ્પા ત્યાં આવે, તો સોળંકીરાજના કોપાગ્નિમાં તેની આહુતિ અપાઈ જવાનો જે સંભવ હતો, એની એ બિચારી ભોળી અને મુગ્ધ પ્રભાવતીના મનમાં કલ્પના માત્ર પણ ઉદ્ભવી ન શકી. જીવન અને મરણ વચ્ચેની–ત્રિશંકુ સમાન–સ્થિતિમાં તે પોતાના આયુષ્યના દિવસો વીતાડ્યા કરતી હતી. તેને દુઃખમાં દિલાસો દેનાર પણ કોઈ પાસે હતું નહિ.

* * * * * * *

રોહિણી, જે નાગડાથી નીકળી તે મહાપ્રયાસ વેઠીને અંતે ઇડરગઢમાં જઈ પહોંચી. સ્નેહીનાં દર્શનની આશામાં એક સ્નેહિની સ્ત્રી ગમે ત્યાં જઈ શકે છે, અને ગમે તેવા પ્રકારનાં સાહસો કરી શકે છે; એ ક્યાં કોઇથી અજાણ્યું છે? પરંતુ ત્યાં પહોંચતાં જ પ્રવાસિની રોહિણીએ એવા સમાચાર સાંભળ્યા કે, 'બાપ્પા અને તેના મિત્રો ઇડરરાજ્યની સર્વ પ્રકારની વ્યવસ્થા કરીને તેમજ ભિલ્લરાજને પ્રતિબંધમાં રાખી હાલ તરત આ પ્રાંતનો અધિકાર વાળીના સ્વાધીનમાં આપી ગયા છે અને પોતે ચિત્તોડગઢ તરફ પ્રયાણ કરી ગયા છે. એ સમાચાર સાંભળીને મનમાં અનેક પ્રકારની આશા ધારી આવેલી રોહિણીની તે આશા નિરાશાના રૂપમાં બદલાઈ ગઈ. કેટલોક વિચાર કરીને અંતે તે વાળી પાસે ગઈ અને તેને વિનતિ કરીને કહેવા લાગી કે;—

"અધિકારી સાહેબ! હું નાગડાથી આવેલી છું અને બાપ્પા મહારાજને મારે ત્યાંની કેટલીક જાણવાજોગ ગુપ્ત વાતો કહી સંભળાવવી છે. માટે મને જેમ બને તેમ સત્વરજ ચિત્તોડ પ્રતિ મોકલવાની પૂરી વ્યવસ્થા કરી આપશો, તો હું આપની અત્યંત આભારી થઇશ. સ્ત્રીને સહાયતા કરવી, એ પુરુષનો ધર્મ છે, એ તો આપ જાણો છોજ. એટલે મને આશા છે કે, સહાયક થવાથી આપ વિમુખ તો નહિજ થાઓ!"

એક તો વાળીના મનમાં તેનો સ્નેહ હતોજ, અને તેમાં વળી તેનાં આવાં કાલાં ઘેલાં વાક્યો સાંભળીને બાલ્યખેલની તેને નવીનતાથી સ્મૃતિ થઈ આવી. તેણે તેને એક દિવસ ત્યાંજ રાખીને તેનો સારો આદરસત્કાર કર્યો, અને બીજે દિવસે બહુજ સારી વ્યવસ્થાથી તેને ચિત્તોડ પ્રતિ રવાની કરી દીધી. રોહિણી–પ્રેમપીડિતા રોહિણી પુનઃ એકવાર પથગામિની થઈ ચૂકી.

જગતમાં ન્યાય, સત્યતા, ખંત અને દાનશીલતા ઇત્યાદિ જે સારામાં સારા ગુણો ગણાય છે, તે સર્વ ગુણો એક પુરુષ ધરાવી શકે છે; પરન્તુ એક સ્ત્રીના હૃદયમાં કોમળતા અને સ્નેહનો જે એક અલૌકિક–લોકોત્તર–સ્વર્ગીય ભાવ અથવા પ્રકાશ આપણા જોવામાં આવે છે, તેવો દયા અને સ્નેહનો પ્રકાશ પુરુષના હૃદયમાં કોઈ કાળે પણ દૃષ્ટિગોચર થવાનો સંભવ નથી અને તે અહીં આપવામાં આવેલાં પ્રભાવતી અને રોહિણીનાં પ્રત્યક્ષ પ્રેમચિત્રના અવલોકનથી તત્કાળ સિદ્ધ થઈ શકે એમ છે. એક કવિ કહે છે કે, આપણા ન્યાયમાં જેટલી શક્તિ છે, તેના કરતાં સ્ત્રીના આદર્શમાં વિશેષ પ્રતિભા રહેલી છે, અને આપણે આપણા વાદવિવાદથી પણ જે તત્ત્વ બીજાના મનમાં ઠસાવી નથી શકતા, તે તત્ત્વોને એક અબળાનાં અશ્રુ સહજમાં જ 'સ્હામાના હૃદયમાં સ્થાન અપાવી દે છે.' એ તેનું કથન અક્ષરેઅક્ષર સત્ય છે.

---

## દ્વાદશ કિરણ

### બાપ્પા ચિત્તોડમાં

આપણા ચરિત્રનાયક બાપ્પા રાવળના ભાગ્યમાં હવે વિચિત્ર પરિવર્ત્તન થઈ ગયું હતું. તેને હવે રાજાધિરાજના દક્ષિણહસ્તે બેસવાનું–જમણા હાથે વિરાજવાનું–મોટામાં મોટું માન મળી ચૂક્યું હતું. પ્રતિમાસે તેને પાંચ હજાર સુવર્ણમુદ્રાનું વેતન મળવા લાગ્યું હતું. મૌર્યરાજ પોતાના એ તરુણ ભાણેજપર એટલો બધો તો સુપ્રસન્ન હતો કે, તેનો વિચાર અથવા ઉપદેશ

લીધાવિના તે કોઈ પણ કાર્ય કરતો નહોતો. એટલું જ નહિ, પણ બીજા સર્વ સચિવો અને સામંતોની વિરુદ્ધ પણ જો બાપ્પા કોઈ વાતની સૂચના કરે, તો તેની તે સૂચના પણ સર્વથા માન્ય જ કરવામાં આવતી હતી. સારાંશ કે, બાપ્પા કરે તે કારણ અને બાંધે તે તોરણ, એવી જ સ્થિતિ થઈ ગઈ હતી. બાપ્પાનું એટલું માન માત્ર છ માસ જેટલી ટૂંકી મુદતમાં જ વધી ગયું હતું. બાપ્પાના અંગમાં રહેલા અલૌકિક ગુણોને લીધે જ ચિત્તોડની રાજસભામાં તેનો એટલો બધો પ્રભાવ પડી શક્યો હતો. ઇડરગઢમાં મેળવેલા વિજયનું સમસ્ત શ્રેય અથવા યશ બાપ્પાએ ચિત્તોડાધિપતિનાં ચરણોમાં અર્પણ કરી દીધું હતું. વળી સિંહના શિકાર સમયે બાપ્પાએ બતાવેલા સાહસ અને પોતાના સંકટની ઘટિકાનું પણ અદ્યાપિ મહારાજાના મનમાંથી વિસ્મરણ થયું નહોતું. એ પ્રમાણે બાપ્પાની મહત્ત્વાકાંક્ષાને ચારે તરફથી એક સરખું જ ઉત્તેજન મળ્યા કરતું હતું. એટલે કે, તેની એવી તો સારી સંભાવના થવા માંડી હતી કે, તેને કોઇપણ પદાર્થની ન્યૂનતા હતી નહિ. પાણી માગે તો દૂધ લાવીને તેના મુખ આગળ મૂકવામાં આવતું હતું.

પરંતુ ઈડરમાં વિજય મેળવી પિતૃઋણાનુબંધથી મુક્ત થવા પછી મનને કાંઇક શાંતિ મળતાં જ પ્રભાવતીના ક્રીડા–ઉદ્યાનમાંનાં સુખોની અને એવી જ બીજી ચેષ્ટાઓની સ્મૃતિ થતાં બાપ્પાના મનમાં અનેક વિકારો ઉત્પન્ન થતા હતા. તેને કોઇવાર પણ અનુભવમાં ન આવેલા એવા કેટલાક ચમત્કારિક ભાસ થવા માંડ્યા હતા. હમણાં હમણાં પ્રભાવતીનું સ્મરણ તેના મનમાં અત્યંત દુ:ખ ઉપજાવવા લાગ્યું હતું. એટલા માટે દુ:ખને ઓછું કરવાના હેતુથી કેટલીકવાર તે મૃગયા કરવામાટે ચિત્તોડથી ઘણા જ દૂરના પ્રદેશમાં નીકળી જતો હતો. અને જ્યારે જ્યારે પણ તે શિકારે નીકળતો હતો, ત્યારે ત્યારે પ્રત્યેક વેળાએ નાગડામાં જઇને એકવાર પ્રભાવતીનું પ્રત્યક્ષ દર્શન કરી આવવાની તેના મનમાં નિરંતર ઇચ્છા થયા કરતી હતી. પરંતુ કોઈ ને કોઈ દાસી આવીને તેને એ સાહસથી પરાવૃત કરી નાખતી હતી. દાસીઓ પ્રભાવતીનો જે વૃત્તાંત સંભળાવતી હતી, તેથી તો વળી તેનું મન અધિક જ આતુર થઈ જતું હતું. ખાસ પોતામાટે જ પ્રાણસખી પ્રભાવતીના ઝૂરવાનો વૃત્તાંત સાંભળીને તેના મનમાં મહા અનિવાર્ય સંતાપ થયા કરતો હતો. તે સંતાપના વેગમાં જ એક દિવસે 'ગમે તે થાય પણ મારે તો પ્રભાવતી પાસે જવું જ છે અને તેને કારાગૃહમાંથી મુક્ત કરવી જ છે.' એવો નિશ્ચય કરીને તેણે પોતાનો ઘોડો પણ સજ્જ કરાવ્યો. એટલામાં એક દાસીએ આવીને પ્રાર્થના કરી કે;—

"અમારી સખી પ્રભાવતીએ શપથપૂર્વક આપને પ્રાર્થના કરેલી છે કે, આ અભાગિની અબળાના હિતમાટે આપે કોઈ પણ પ્રકારનું સાહસ કરવું નહિ. કારણ કે, જો આપ એવું કોઈ સાહસ કરશો, અને તે વાત મારા જાણવામાં આવશે, તો તે સાહસથી આપની ભવિષ્યમાં થનારી દુર્દશાને પ્રત્યક્ષ જોવાનો પ્રસંગ મને પ્રાપ્ત ન થાય, એટલા માટે હું તમારા અહીં આવવા પૂર્વે જ મારા શરીરનો ત્યાગ કરીને સ્વર્ગલોકમાં ચાલતી થઇશ."

દાસીનાં એ વાક્યો સાંભળીને બાપ્પાના મનમાં ઘણો જ ઉદ્વેગ થયો. તેનું મન દ્વિધા થઈ ગયું; પણ શું કરે? તે સર્વથા નિરુપાય હતો. તેણે તે દાસીને વિનતિ કરી કે, "વારુ–ત્યારે તું તેની પાસે જા અને મારો આશ્વાસનદાયક સંદેશો આપીને તેને કહે કે, તું હવે પોતાનો આ હઠ છોડી દે. હું તને અવશ્ય કારાગૃહમાંથી છોડવીશ. તારે મારા જીવન વિશે લેશ માત્ર પણ ભીતિ કરવી નહિ."

"મહારાજ! આપની આજ્ઞા શિરસાવંદ્ય છે. પરંતુ મારાથી કે મારા જેવી કોઈ બીજી દાસીથી ત્યાં જઈ શકાય એમ છેજ નહિ. કારણ કે, અમે જે વેળાએ નાગડા છોડ્યું, ત્યારે પાછાં ત્યાં ન જવાનો નિશ્ચય કરીનેજ છોડ્યું હતું. સોળંકીરાજે અમે જ્યાં પણ મળીએ, ત્યાં અમને પકડીને અંધારી કોટડીમાં પૂરી મૂકવાની આજ્ઞા કરી દીધેલી છે." એમ કહીને તે દાસીએ વધારામાં જણાવ્યું કે, "મહારાજ! અમને આ દુ:ખ માત્ર આપનામાટેજ વેઠવું પડ્યું છે, માટે હવે અમારું સંરક્ષણ પણ તમારેજ કરવું જોઇએ. અમારાં બાઇની સેવા તો અમારા હાથમાંથી ગઈ જ, પણ હવે તે અમારાં જીવ કે પ્રાણ પ્રભાવતી બાઇના તમારા જેવા પ્રાણમિત્રની સેવા અમારા હાથે થયા કરે, એટલીજ અમારી આપનાં ચરણોમાં નમ્ર પ્રાર્થના છે. અમારાથી હવે એ આપનો સંદેશો ત્યાં પહોંચાડી શકાય તેમ છેજ નહિ."

બાપ્પાના મનોદુ:ખની સીમા રહી નહિ. તેણે બીજા કોઈ ઉપાયની યોજના કરવાનો નિશ્ચય કર્યો. એ દાસીઓ, તે પ્રભાવતીની ન્હાસી ગયેલી દાસીઓજ હતી. બાપ્પાએ તેમને આશ્રય આપીને દ્રવ્ય અને વસ્ત્રાલંકારથી અત્યંત સંતુષ્ટ રાખી હતી. કારણ કે, "તેના પોતામાટેજ તેઓ સંકટમાં આવી પડેલી છે." એ વાતને તે સારી રીતે સમજતો હતો અને તેથીજ તેમને સહાયતા કરવી, એ તે પોતાનું એક મુખ્ય કર્ત્તવ્ય માનતો હતો.

* * * * * * *

રોહિણીએ ચિત્તોડમાં આવતાંજ બહુ સુંદર પરંતુ નગરના એક ખૂણે આવેલા એક ઉદ્યાનમાં પોતાનો ઊતારો કર્યો; અને ધીમે ધીમે પોતાનો પ્રભાવ પાડીને તે બાપ્પાના શોધમાં લાગી. બાપ્પા શું કરે છે, કયાં રહે છે, કયાં જાય છે, શા શા વ્યસનમાં પડેલો છે અને લોક તેને ચાહે છે કે તેનાથી અસંતુષ્ટ છે; ઇત્યાદિ સર્વ વિષયોની ઇત્થંભૂત ખબર તે મેળવવા લાગી. "મારો અને બાપ્પાનો મેળાપ થતાંજ મારો તેનાપર સારો પ્રભાવ પડવો જોઇએ. તોજ મારો હેતુ સિદ્ધ થવાનો સંભવ છે. નહિ તો મારા સઘળા પ્રયત્નો વ્યર્થ જવાના." એ પ્રમાણે ક્ષણે ક્ષણે તેના મનમાં વિચાર થયા કરતો હતો. પોતાની એ ધારણાની સિદ્ધિ કરવામાટે બાપ્પા તેને કોઈ પણ પ્રકારે ઓળખી ન શકે, એવો કોઈ નવીન વેશ બનાવવાના ઉદ્યોગમાં તે પ્રવૃત્ત થઈ. તેમજ નૃત્ય અને ગાયન આદિ કળાનો પણ સારો ઉપયોગ થવાની આશાથી એ કળાનો પણ તેણે અંત:કરણપૂર્વક અભ્યાસ કરવા માંડ્યો. સદ્‌ભાગ્યયોગે તે ઉદ્યાનમાંજ તેને એક અપ્રતિમ ગુરુ મળવાનો લાભ થયો. તેનો કંઠ તો પ્રત્યક્ષ ગાંધર્વકન્યા પ્રમાણેજ પ્રેમાળ અને મધુર હતોજ અને વળી અત્યારે તે બાલ્યાવસ્થાના પ્રદેશમાંથી નીકળીને તારુણ્યના અત્યંત મનોહર પ્રદેશમાં પ્રવેશ કરવા લાગી હતી; એટલે નૈસર્ગિક રીતેજ તેનાં શરીરનાં ચિન્હોમાં પરિવર્ત્તન થયા કરતું હતું. તેના સર્વ અવયવોએ નવીન તેજ અને નવીન વલણ લેવા માંડ્યું હતું. અત્યાર સૂધી ગુપ્ત રહેલા કેટલાક અવયવો હવે પ્રત્યક્ષ ઉપર ઉપસીને દર્શન આપવા લાગ્યા હતા. એ પ્રમાણે એ તારુણ્યમાં લદબદતી, અને ક્ષાત્ર ભિલ્લબાળા કિરાતીય વેશસ્થ ગિરિજા પ્રમાણેજ દેખાતી હતી. ઉપર કહ્યા પ્રમાણેની સઘળી તૈયારીઓ થઈ રહ્યા પછી તેણે બાપ્પાને—એટલે કે પોતાના મનથી વરેલા પ્રિયતમને તે જ્યારે મૃગયા કરવાને નીકળ્યો હોય, તે વેળાએજ અરણ્યના મધ્યમાં એકાએક મળવાનો દૃઢ નિશ્ચય કર્યો. બાપ્પાને પણ પોતાનો રાજનગરમાં નિવાસ થયા પછી સ્વાભાવિક રીતેજ ગાયન નર્ત્તન ઇત્યાદિ લલિત કળાના યોગે મનોરંજન કરવાની

બહુ જ ટેવ પડી ગયેલી હતી. તેમાં પણ ગાયનમાં તેની રુચિ વધારે હતી. કોઈ કોઈ વાર તો તે પોતે પણ ગાયનકળાના અભ્યાસમાં લીન થઈ જતો હતો. કારણ કે, વિશ્વમાં જેટલી કળાઓ અસ્તિત્વ ધરાવતી હોય, તે સઘળી કળાઓમાં તેણે પ્રવીણ થવું જ જોઇએ; એવો તેનો હઠ બંધાઈ ગયો હતો. તેના એ હઠની વાર્ત્તા સાંભળીને જ ભિલ્લ તરુણી રોહિણીએ ખાસ કરીને ગાયન અને નૃત્યની કળાનો અભ્યાસ કર્યો હતો. અસ્તુ.

બાપ્પા સાથે આપણો દાહિરપુત્ર સાહસી પણ ચિત્તોડમાં આવ્યો હતો. માત્ર સમરસિંહ જ પાછો ભંડેરગઢમાં ચાલ્યો ગયો હતો. દેવ પણ ચિત્તોડમાં જ હતો. દાહિરપુત્રને પણ મૌર્ય મહારાજાએ એક મોટો અધિકારી નીમ્યો હતો. એટલે કે, બાપ્પાની ખાસ વિનતિને લીધે બાપ્પાના પંચ સહસ્ર દલ—અશ્વદલ—નો બાપ્પાથી ઉતરતો દ્વિતીય સેનાપતિ તેને બનાવવામાં આવ્યો હતો. દેવને એક હજાર અશ્વદલની સરદારી આપવામાં આવી હતી. બાપ્પાની રાજસભામાંનાં સર્વ કાર્યો દાહિરપુત્ર અને દેવ જ કર્યા કરતા હતા. એવો અનુક્રમ ચાલ્યા કરતો હતો અને દિવસે દિવસે બાપ્પા, પ્રભાવતી અને રોહિણી—ત્રણે તરુણજનોની એકમેકને મળવામાટેની ઉત્કંઠા એક સરખી વધવા લાગી, ને તે સાથે પ્રભાવતીના શારીરિક ત્રાસમાં પણ વધારો થતો ચાલ્યો. તે નિરાશાના અસહ્ય કષ્ટકારક માર્ગમાં પ્રવાસ કરવા લાગી. રોહિણીના મનમાં જ માત્ર પોતાની મનઃકામના સિદ્ધ થવામાટેની આશા વધવા માંડી. બાપ્પાના ઉલ્લાસ ને ઉત્સાહ ભરેલા સ્વભાવનો લોપ થઈ ગયો અને તેથી તે ચિન્તાતુર, ચીડીયો, દુઃખી અને સંતપ્ત થતો ચાલ્યો. એવી સ્થિતિમાં એક આખું વર્ષ વીતી ગયું. ત્યારપછી અકસ્માત્ એક ઘટનાએ એ સર્વ ખટપટોને વળી એક ત્રીજા જ રંગથી ચમકાવી દીધી.

---

# ત્રયોદશ કિરણ

## મુસલ્માનોની ધામધૂમ

"કદા સમય નહિ ચૂકિયે, રિપુના છળને સારિ;
પ્રસંગ આવે ખડગથી, ત્વરિત નાખિયે મારિ;
ત્વરિત નાખિયે મારિ, હૃદય નિર્દયતા ધારી;
જય મેળવવો વીર !, કીર્ત્તિ વિશ્વમાં વધારી;
કહે નારાયણ આજ, ચતુરની એ ચતુરાઈ;
સો સો શપથો ખાઈ, શત્રુ સંહારો ભાઈ !."

હિન્દુસ્તાનમાં પોતાના ધર્મ અને પોતાની સત્તાને સ્થાપિત કરવાની તુર્કસ્તાનના ખલીફની ઉન્મત્ત મહત્ત્વાકાંક્ષા આજપર્યન્તના જેવા તેવા પરાભવોથી ન્યૂન ન થતાં સામી એક સરખી વધતી જ જતી હતી. તેના ગુપ્ત રાજદૂતો—જાસુસો—ઉત્તર આર્યાવર્ત્તમાં સર્વત્ર ભટક્યા જ કરતા હતા. બસો પાંચસો અને હજાર બે હજાર સૈનિકો સહિત તેમના કેટલાક સાહસી સરદારો લૂટ માર પણ ચલાવ્યા જ કરતા હતા. 'ગાજરકી પુંગી બજી તો બજાઈ, નહિ તો તોડ ખાઈ,' એ

નીતિનું અવલંબન કરીને જો દેશ હાથમાં આવે તો દેશ, અને નહિ તો લૂટમારજ કરી લેવાનો વ્યવસાય તેમણે અખંડ ચાલૂ રાખ્યો હતો. તેમના લશ્કરનું સિંધુપ્રાન્તમાં સારું પોષણ થતું હતું અને પંજાબમાં પણ તેઓ સ્વચ્છંદતાથી હરી ફરી શકતા હતા, અર્થાત્ એ બે પ્રાંતોમાં તેમની સત્તા ઠીક જામી ગયેલી હતી. ત્યાંથી તેઓ આર્ય રાજાઓની સભામાં કેટલીક વેળાએ મલ્લ, ઉંટ વેચનાર, ચાબૂકસ્વાર અને અશ્વવ્યાપારી ઇત્યાદિના વેશ ધારીને ગુપ્ત ભેદ જાણવા-માટે આવ્યા કરતા હતા. તેમના એ પ્રયત્નો દિવસે દિવસે વધવાજ લાગ્યા હતા. સ્ત્રીઓની લજ્જાપર હલ્લો કરવો, એ તો જાણે તેમનો પરમ પુરાતન ધર્મજ થઈ રહ્યો હતો. તેઓ પ્રાણપર ઉદાર થઇને લડનારા હતા. તેમના પોતાના પ્રયત્નો ઉપરાંત અફગાનીસ્તાન, અને સિંધુ દેશમાંના કેટલાક વટલેલા ક્ષત્રિયો પણ તેમને પોતાના એ સ્વાર્થસિદ્ધિના કાર્યમાં ઘણાજ ઉપયોગી થઈ પડતા હતા.

એ લોકોનું એક ટોળું ઇડરથી તે ઠેઠ ચિત્તોડ પર્યન્તની સીમામાં પોતાનાં ગુપ્ત કર્મો ચલાવ્યા કરતું હતું. એટલામાં ઇડરની રાજ્યક્રાંતિ થયાના સમાચાર સાંભળવામાં આવતાંજ ભિલ્લ-રાજાના સૈનિકોને વશ કરીને તેમને તેમના રાજાને બંધનમુક્ત કરવાનું મિષ બતાવીને ત્યાં છિદ્ર પાડવામાટેની એક રૂસ્તમ નામના મુસલ્માને કેટલીક ખટપટ કરવા માંડી હતી. તેની સાથે એક ધર્મભ્રષ્ટ—વટલેલો—ક્ષત્રિય પણ હતો. એ ક્ષત્રિય દાહિરની પ્રજામાંનો એક પ્રજાજન હતો, અને દાહિરની સ્ત્રીમાં તેનો ઘણોજ ડોળો ભરાયલો હતો. તેને દાહિરપુત્ર અને તેની સ્ત્રીના વૃત્તાંતની ખબર પડી ચૂકી હતી; તેમજ બાપ્પાના પરાક્રમોની વાર્ત્તા પણ એ યવનોએ સારી રીતે સાંભળી હતી. પરન્તુ હાલ થોડા વખતથી બાપ્પાની મનઃસ્થિતિમાં થઈ ગયેલા ફેરફારને જાણવાથી અથવા એવા બીજા કોઈ કારણથી અત્યાર સૂધી દબાઈ રહેલા એ યવનોના મનમાં પુનઃ એક પ્રકારના ઉત્તેજનનો ઉદ્ભવ થવા લાગ્યો હતો. પ્રભાવતી અને બાપ્પાના બંધાયલા પરસ્પર પ્રેમની વાત પણ તેમના સાંભળવામાં આવી હતી, એટલે તે રહસ્યનો ઉપયોગ કરીને બાપ્પાને, તેમજ ભિલ્લરાજની એક અત્યંત સુંદર કન્યા કે જે ઉપવર થયેલી હતી, તેની સહાયતાથી વાળીને અને રાજકુમારીને સંકટમાં સપડાવીને પછી દાહિરપુત્રને; એવી રીતે ચારેને મુંઝવણમાં નાખી દઇને જો દાવ ફાવી જાય તો ઇડરથી ચિત્તોડ સૂધીનો સઘળો દેશ અચાનક સૈન્ય ઓલાવીને કબ્જે કરી લેવાનો તે યવનોનો મનોભાવ હતો. એ વેળાએ મહંમદ નામનો એક જવાન અલીફનો મુખ્ય સરદાર હતો. તે કનોજના રાજા હરચંદને જિતી લેવામાટેની ભયંકર તૈયારીઓ કરવામાં રોકાયલો હતો. રાજપૂત રમણીઓને ભ્રષ્ટ કરવાનો અને વટલાવવાનો તો તેને ઉન્માદજ થયેલો હતો. તેનો એવો નિશ્ચય થઈ ગયો હતો કે, "રાજપૂત સ્ત્રીઓને આપણે જેટલી વધારે સંખ્યામાં ભ્રષ્ટ કરીશું, તેટલોજ આપણને આર્યાવર્ત્તમાં વિજય મળવાનો વધારે સંભવ છે."

તેમનાં એ ત્રણે કારસ્થાનોને અનુકૂલ થઈ પડે એવો એક ન ધારેલો બનાવ ઇડરમાં બનવાનો સંભવ દેખાતો હતો. ઇડરના ભિલ્લરાજની ચપલા સમાન ચંચલ અને ચારુગાત્રી કન્યા ચંપા ખરેખરજ વાળીપર તનમનધનથી કુરબાન થઈ ગઈ હતી. પરંતુ પોતાના પિતાને કારાગૃહમાં નાખનાર પુરુષ સાથે લગ્નસંબંધ કરવાથી માતાપિતાનો અત્યંત કોપ થવાના ભયથી, જો અને તો માતાપિતાને બંધમુક્ત કરવાની શરતેજ તે વાળીના ગળામાં વરમાળા આરોપવાનો વિચાર કર્યા કરતી હતી. વાળી, પોતાના રાજકેદીની એવી કોઈ કન્યા છે, એ વાત સુદ્ધાં પણ જાણતો

નહોતો, અને હવે પછી પણ તે એ બીના ન જાણવા પામે, તે માટેની તે ધૂર્ત ચંપાએ પૂરેપૂરી વ્યવસ્થા કરી મૂકી હતી. તે પોતાની ચાર પાંચ દાસીઓ સાથે ગ્રામમાં જ આવેલા એક ઉત્તમ ઉપવનમાં વસતી હતી. તેના કોકિલકૂજન સમાન કંઠધ્વનિ, સાભિપ્રાય કટાક્ષ અને એવી બીજી ચેષ્ટાઓથી વાળી તેનામાં ઘણો જ મુગ્ધ થતો ચાલ્યો હતો. કારણ કે, ચંપા પોતાના ઉપવનમાં નિત્ય નાચરંગના જલસા જમાવ્યા કરતી હતી અને અત્યંત માન સન્માનથી વાળીને ત્યાં બોલાવી મગાવતી હતી. માત્ર ચંપાએ તેને પોતાનાં માતાપિતાની કશી પણ ખબર પડવા દીધી નહિ. "હું એક ધનાઢ્ય અને સ્વતંત્ર સ્ત્રી છું અને મારે સ્વતંત્રતાથી જ મારા માટે કોઈ યોગ્ય સ્વામી શોધી કાઢવો છે." એવી વાત દાસીદ્વારા તેણે વાળીના કાનમાં નખાવી દીધી. વાળી પણ તરુણ હોવા છતાં અદ્યાપિ અવિવાહિત જ હતો. એટલે સ્વાભાવિક રીતે તેના મનમાં એ વાતનું થવું જોઇએ તેવું જ પરિણામ થયું અને તે ભિલ્લબાળાની પ્રાપ્તિમાટે તે વિશેષ ઉત્સુક થયો. એટલે કે, ભિલ્લકન્યાના પ્રેમરૂપ જાળમાં એ શૂરવીર વાળીરૂપ મીનને અનાયાસ ફસાવી લેવાનો એ પ્રસંગ–સમય સર્વથા અનુકૂળ અને અમૂલ્ય જ હતો. વાળી જેવા એક વીરનરની પ્રેમમાં આવી દશા થયેલી જોઇને જો આપણને "कन्दर्पदर्पदलने विरला मनुष्याः" એ પંક્તિની સ્મૃતિ થાય, તો તે સ્વાભાવિક જ છે.

અહીં બાપ્પાનો પ્રભાવતી વિષયક વિરહ, પર્જન્ય કાળના સંયોગે અમાવાસ્યાની રાત્રિના વધતા અંધકાર પ્રમાણે એક સરખો વધતો જતો હતો, અને કદાચિત્ તે વિચારશૂન્ય કે ઉન્મત્ત બની જાય, એવી ભીતિ થયા કરતી હતી. કારણ કે, તે પ્રભાવતીની થયેલી દુર્દશાનું કારણ પોતાને જ માનતો હોવાથી તેના મનમાં અતિ સંતાપ થયા કરતો હતો. એવા સમયમાં પણ મનને કાંઇક શાંત કરવાના હેતુથી અને સર્વ સંકટના નિવારણમાટે તેણે હમણા હમણા હારીત ઋષિની સંમતિથી પોતાના ઉપાસ્ય દેવ શ્રી એકલિંગજીનું એક ભવ્ય દેવાલય બંધાવવાના કાર્યનો આરંભ કરેલો હતો. એ બંધાતા દેવાલયને વારંવાર જોવામાટે જતાં આવતાં નાગડાની સીમામાંથી જ તેને પોતાનો માર્ગ લેવો પડતો હતો, અને તેથી તે પ્રત્યેક વેળાએ પ્રભાવતીના સ્મરણથી તેનું હૃદય વિદીર્ણ થઈ જતું હતું. ગમે તેવી હાનિ થાય, તોપણ સાહસ કરીને એકવાર તેને છોડવવાનો વિચાર તેના મનમાં આવી જતો હતો. પરન્તુ એવા પ્રકારનું કોઈ પણ સાહસ ન કરવા માટેનું તેણે સાહસી, વાળી અને દેવ ઇત્યાદિ પોતાના મિત્રોને વચન આપેલું હોવાથી તે તેમ કરી શકતો નહોતો. તેમ જ પ્રભાવતી તરફથી તેને છેલ્લો આશ્વાસનદાયક સંદેશો મળ્યો હતો કે, "હું પોતે જ કાંઈ યુક્તિ શોધી કાઢીને આપનાં ચરણોમાં આવી ઉપસ્થિત થઇશ. આપે પોતાના જીવને સંકટમાં નાખવો નહિ!" એથી તેને કાંઇક વિશેષ ધૈર્ય આવેલું હતું.

ત્યાં રોહિણી પણ અત્યંત અધીર થઈ ગયેલી હતી. તેને અદ્યાપિ પોતાના પ્રારબ્ધને કસી જોવાનો પ્રસંગ જ મળ્યો નહોતો. તેણે ભગીરથ પ્રયત્નો ચલાવવા માંડ્યા હતા. પોતાની સખીઓમાંની ચાર પાંચ જણીને લાવીને તેણે પોતા સાથે જ રાખેલી હતી અને તેમની સહાયતાથી તે બાપ્પાની એકંદર દિનચર્યાનો વૃત્તાંત જાણી શકતી હતી. અંતે એક દિવસ તે પોતે જે ઉદ્યાનમાં રહેતી હતી, તેની સ્વામિની વૃદ્ધા સ્ત્રીને મળીને તેણે તેને પોતાનો બધો વૃત્તાંત અથથી ઇતિ પર્યન્ત કહી સંભળાવ્યો. અને પોતાના ભાષણથી તેના મનમાં પ્રીતિ અને મોહ ઉત્પન્ન કરીને તેની પાસેથી કોઇવાર પણ બાપ્પાને પોતાને ઘેર બોલાવવાનું વચન લીધું. જો બાપ્પા ત્યાં આવે

તો તેના સત્કાર અને આદરાતિથ્યનો સર્વ વિધિ તે વૃદ્ધાએ પોતાની એકની એક અવિવાહિત કન્યા તરીકે ઓળખાવી રોહિણીના હસ્તેજ કરાવવો, અને અંતે "આ કન્યા હું આપને અર્પણ કરું છું; માટે આપે એનો સ્વીકાર કરવો જોઇએ." એ પ્રમાણેની પ્રાર્થના કરવી; એવો ઠરાવ તેમણે કર્યો. ઠરાવ થયા પ્રમાણે તે વૃદ્ધા સ્ત્રીએ મહા સાવધતાથી એ પ્રસંગ લાવી દેખાડ્યો. વાસ્તવિક રીતે તો એનું યશ પણ રોહિણીનેજ આપવું જોઇએ; કારણ કે, ખરી રીતે જોતાં તો તે વૃદ્ધા નારી માત્ર એક બોલતી કાષ્ઠપ્રતિમા સમાનજ હતી. તે પ્રસંગે બાપ્પાના મનનું આકર્ષણ કરવામાં રોહિણીએ પોતાના ચાતુર્યની સીમાજ કરી દીધી. પોતાના ગાયન અને બીજી બધી ચેષ્ટાઓથી તેને તેણે એવો તો ભ્રમિષ્ટ બનાવી દીધો કે, બાપ્પાને 'હું સ્વર્ગમાંજ બેઠેલો છું.' એવો જ ભાસ થવા લાગ્યો. પરંતુ એમ છતાં પણ રોહિણીનો અંતઃસ્થ હેતુ લેશમાત્ર પણ સિદ્ધ થયો નહિ જ. તેના સમસ્ત પ્રયત્નો વ્યર્થ ગયા. એટલે કે, બાપ્પાનું મન રોહિણીમાં લેશ માત્ર પણ લુબ્ધ કિંવા આસક્ત થયું નહિ. પ્રભાવતીના પ્રેમવડે તેનું સર્વ હૃદય વ્યાપી ગયું હતું. તેમાં બીજી કોઈ સ્ત્રીના પ્રેમને વસવાનું સ્થાન મળી શકે તેમ નહોતું. એ રહસ્ય હવે નિશ્ચયપૂર્વક રોહિણીના પણ જાણવામાં આવી ગયું. અંતે બાપ્પાએ "હું તારાપર અત્યંત પ્રસન્ન થયેલો છું, પરંતુ લગ્ન કરવાનો અત્યારે મારો વિચાર જ નથી." એમ કહીને ત્યાંથી ઉઠવાની આજ્ઞા માગી. જો કે રોહિણીની ચેષ્ટાઓવડે બાપ્પાનું હૃદય સર્વથા તો ભેદાયું નહિ જ, તોપણ તે ચેષ્ટાઓનો તેમાં થોડો ઘણો સંસ્કાર તો અવશ્ય થયો જ. "રોહિણી એક નેત્ર અને કર્ણને આનંદ આપનારી અત્યંત લલિત લલના છે; અને જો એની ગાયનકળાનો લાભ આપણે વારંવાર લઇએ, તો તેથી કોઈ પણ પ્રકારની હાનિ થવાનો સંભવ તો નથી જ." એટલો બાપ્પાના મનમાં તેના વિશે સદ્‌ભાવ ઉત્પન્ન થયો. નિરાશા–સર્વથા નિરાશા થઈ તે માત્ર રોહિણીની જ. છતાં પણ એટલું તો તેના ધ્યાનમાં પણ આવી ગયું કે, "બાપ્પાના મનમાં જો મારા માટે વધારે આદર ન થયો હોય, તો અનાદર પણ નથી જ થયો. માટે હજી જો વિશેષ યુક્તિ કરવામાં આવશે, તો કદાચિત્ એ વશ થઈ પણ શકશે ને જો એકવાર એ વશ થયો, તોપછી એના હાથે મને પાછળથી દુઃખ થવાનો સંભવ તો નથી જ." એવો તેના મનમાં વિશ્વાસ બંધાઈ જવાથી તેણે કોઈ બીજી યુક્તિથી તેને વશ કરવાનો વિચાર ચલાવવા માંડ્યો.

રોહિણીના ઉદ્યાનમાં સમારંભનો આસ્વાદ લીધા પછી બાપ્પાની ચિત્તવૃત્તિ બહુ જ અધીર બની ગઈ અને પ્રભાવતીને બંધનમુક્ત કર્યા વિના પોતાની ચિત્તશાંતિનો તેને બીજો એક પણ માર્ગ દેખાયો નહિ. એટલે તે પોતાના મિત્રો સાથે એ વિષયનો સંકેત કરીને એ કૃત્ય કરી નાખવાના ઉદ્યોગમાં લાગ્યો. એટલામાં અચાનક તેને એવી ખબર મળી કે, "ખલીફનો મુખ્ય સરદાર ગુપ્ત વેશ ધારીને ચિત્તોડની ચર્ચા જોવાને આવી પહોંચ્યો છે." એટલે બાપ્પાનું ધ્યાન તે તરફ લાગી ગયું. એ સરદાર મહંમદે પોતાના પાંચ પચીસ સાથીઓને પણ જુદા જુદા ભાગોમાં પ્રસારી દીધા હતા, અને તેઓ બહુરૂપી મુસલ્માનો નાના પ્રકારના વેશ ધારીને અને કેટલાક ખેલો કરીને લોકોનું ધ્યાન પોતા તરફ ખેંચવાના પ્રયત્નો કર્યા કરતા હતા. એટલામાં એક દિવસે દાહિરપુત્રની સ્ત્રી રાજકુમારી માર્ગમાં જતી હતી, તે એક વટલેલા રાજપૂતની નજરે પડી. એ ભ્રષ્ટ ક્ષત્રિય રાજકુમારીને તેની બાલ્યાવસ્થાથીજ ઓળખતો હતો અને એનો તેની સાથે વિવાહ કરવાનો નિશ્ચય પણ થઈ ચૂક્યો હતો. એટલા માટે કોઈ પણ પ્રયત્ને તેને ઉપાડીને

ન્હાસી જવાનો એણે વિચાર ચલાવવા માંડ્યા. એ સમયમાં બાપ્પાના મિત્રમંડળે તેમની ટોળીમાંના ચાર પાંચ આસામીઓને પકડી, તેમની તપાસ કરી મુસલ્માની રાજ્યના જાસૂસ સાબિત કરીને સારી શિક્ષા ફરમાવી અને ત્યાર પછી પોતાના સંકેત પ્રમાણે તેમણે નાગડા તરફ જવાની તૈયારી કરી. નાગડા જવામાટે તેઓ રાત્રે નીકળ્યા હતા. નિર્ભયતાથી તેઓ પોતાના પંથ કાપવાના કાર્યમાં નિમગ્ન થયેલા હતા, એટલામાં લગભગ મધ્યરાત્રિના સમયે એકાએક મુસલ્માનોએ આવીને હલ્લો કર્યો. અંધકાર ભીષણતાથી છવાયલો હોવાથી શત્રુ કઈ દિશામાં છે, એની પણ સમજ પડતી નહોતી. અંતે મહાશૌર્ય અને સાહસથી તેમણે શત્રુઓનો પીછો પકડ્યો, અને તેમનામાંના પંદર વીસ માણસોને જીવતા પકડ્યા, વીસ પચ્ચીસને રેંસી નાખ્યા અને એટલામાં પ્રભાતનો સમય થવાથી કેદીઓની વ્યવસ્થા કરવામાટે બાપ્પા અને તેના સાથીઓ નાગડા જવાને બદલે પાછા ચિત્તોડમાં આવ્યા.

---

# ચતુર્દશ કિરણ

## ગાંધર્વ વિદ્યાનો અલૌકિક પ્રભાવ

દીવાળીના દિવસો હતા; અને બાપ્પાના ગૃહમાં તેની પદવીને યોગ્ય એક મહાન્ સમારંભ હતો. નૃત્ય અને ગાયનમાટે અનેક નામાંકિત ગાયકો અને વિખ્યાત વારવધૂઓને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. રાજાધિરાજ મૌર્યરાજને પણ સમારંભમાં પધારવામાટેની પ્રાર્થના કરવામાં આવી હતી. મૌર્યરાજને તેડી લાવવામાટે બાપ્પા પોતે મોટા ઠાઠથી સામો ગયો હતો. હાથી, ઘોડા, મ્યાના, પાલખી, ડંકા, નિશાન, નોબત અને મંગળવાદ્ય ઇત્યાદિનો ઠાઠ ઘણો જ પ્રેક્ષણીય થયેલો હતો. મૌર્ય ચક્રવર્ત્તીની સવારી પણ સાર્વભૌમ રાજાને છાજે—શોભે—તેવા પ્રકારની જ નીકળેલી હતી. ભાટજનો યશોગાન ગાયા કરતા હતા. ભાલદાર અને ચોબદારો ઘણી ખમ્માનો પોકાર કર્યા કરતા હતા. એવી રીતે બન્ને સવારીઓ એક બીજાની સામે આવી પહોંચી, અને બાપ્પા, મહારાજાધિરાજને આદરસહિત પોતાના મહાલયમાં લઈ આવ્યો. એ વેળાએ ત્યાં આબેહૂબ સ્વર્ગમાં શ્રી વિષ્ણુની જ પધરામણી થયેલી હોયની! તેવો જ ભાસ થતો હતો.

સભામંડપ બહુ જ ઉત્તમ પ્રકારે શૃંગારવામાં આવ્યો હતો. ગિજનીના પડદા, કિનખાપની ગાદીઓ અને કાશ્મીરી ગાલીચાઓથી શોભતા તે સભાસ્થાનને જોઇને રાજાધિરાજ મનમાં બહુ જ પ્રસન્ન થયા. સમારંભની સમાપ્તિ થતાં સવારી પાછી નીકળી, તે વેળાએ રાજમાર્ગમાં અનન્ત દીપાવલિ કરેલી હતી અને સ્થાને સ્થાને દારૂખાનું છોડવામાં આવતું હતું. બાપ્પાએ કેટલાક ચીની વ્યાપારી અને બીજા દૂર દૂરના દેશોના વ્યાપારીઓ પાસેથી દારૂકામની કેટલીક અત્યંત અમૂલ્ય વસ્તુઓ પેદા કરી હતી. જૂદા જૂદા રંગોના તારા અને બાણો છૂટતાં જોઇને જાણે આકાશનો જ રંગ બદલાઈ ગયો હોયની! એવો લોકોને ભ્રમ થઈ જતો હતો. એ બધી ધામધૂમથી ચિત્તોડ-રાજનો મદોન્મત્ત હસ્તી ગભરાયો અને તે કાવરો બાવરો બનીને અહીં તહીં દોડવા લાગ્યો. બાપ્પાએ તે જ ક્ષણે મહા પ્રસંગાવધાનથી રાજાને તેની અંબાડીમાંથી ઉંચકીને બીજી અંબાડીમાં

બેસાડવાની વ્યવસ્થા કરી નાખી. રંગમાં કિંચિત્ ભંગ થવાનો ભાવ દેખાયો. તથાપિ મહારાજાને બાપ્પાના પ્રસંગાવધાન અને ધૈર્યને જોઈ ઘણું જ આશ્ચર્ય થવા લાગ્યું. તે મસ્ત હાથી રાજમાર્ગને વચમાં જ રોકીને ઉભો રહ્યો. તે કોઇને પણ તે માર્ગમાં ફરકવા દેતો નહોતો. તેને ખસેડવાના જૂદા જૂદા માણસોએ અનેક જૂદા જૂદા પ્રયત્નો કરી જોયા, પણ કોઇનો પણ ઉપાય ફળીભૂત થયો નહિ. સાહસી અને દેવના પ્રયત્નો પણ સર્વથા નિષ્ફળ જ ગયા. કાળનો કાંઇક એવો વિચિત્ર ભાવ થઈ ગયો કે, મોટા મોટા ધુરંધરોને પણ તે હાથીની ભીતિ થવા લાગી અને તેમની બુદ્ધિ કુંઠિત થઈ ગઈ. એટલામાં લગભગ સોળ વર્ષના વયનો એક અત્યંત સુંદર તરુણ ત્યાં આવી પહોંચ્યો. એ તરુણ કોમલતાનો તો ભંડાર જ હતો અને તેણે પીઠપર બાણભાથું અને હાથમાં ધનુષ્ય ધારણ કરેલું હતું. તેણે આવતાંની સાથે જ પોતાના સુસ્વર કંઠથી એક અપ્રતિમ સંગીતનો આલાપ કર્યો.

તેના એ ગાયનનું શ્રવણ કરતાં જ હાથીને પકડવાના પ્રયત્નમાં મચેલા સર્વ લોકો, પોતાના કામને ભૂલીને અને ભૂલ થવાથી કેવું ભયંકર પરિણામ આવશે, તેનો લેશમાત્ર પણ વિચાર ન કરીને અર્જુનના મોહનાસ્રથી સ્તંભિત થઈ ગયેલી કૌરવસેના પ્રમાણે સર્વથા ચિત્રવત્ ગતિરહિત થઈ ગયા. અને એના કરતાં પણ વધારે આશ્ચર્યકારક બીના એ બની કે, તે મસ્ત હાથી પણ પોતાની મસ્તીને ભૂલી જઇને ધીમે ધીમે સ્તમ્ભિત અને શાંત થવા લાગ્યો. થોડી જ વેળામાં તે સર્વથા શાંત અને ચિત્રસમાન સ્તબ્ધ થઈ ગયો. તેને એવી રીતે નિર્બળ થયેલો જોતાં જ તે ગાનાર તરુણ હાથીની પીઠપર ચઢી બેઠો અને ગાતો ગાતો તે હાથીને તે બાપ્પા પાસે લઈ ગયો. બાપ્પાએ એ તરુણના અલૌકિક પરાક્રમની વાત સાંભળીને અને તેને પ્રત્યક્ષ જોઇને આનંદ અને આશ્ચર્ય પામીને વિનીતભાવથી કહ્યું કે;—

"આપ એ હાથીને મહારાજાધિરાજ પાસે લઈ ચાલો તો વધારે સારું; કારણ કે, એ હાથી તેમનો જ છે. તમારા આ પરાક્રમમાટે તમને તેઓ સારું પારિતોષિક આપશે. ચાલો, હું જ તમને મારી સાથે ત્યાં લઈ જાઉં!"

બાપ્પા અને તે તરુણ બન્ને રાજા પાસે આવ્યા. એનું પરિણામ એ પ્રમાણે આવ્યું કે, બાપ્પાની વિનતિથી એ નવીન તરુણને પણ સૈન્યમાં પાંચસો ઘોડાના અધિકારીની પદવીપર નીમવામાં આવ્યો અને રાજાએ પાલખી સુદ્ધાં મોટો સરંજામ પણ તેને આપ્યો.

એ તરુણને જોતાં અને તેની સર્વ ચેષ્ટાઓનું અવલોકન કરતાં બાપ્પાના હૃદયમાં એવો જ ભાસ થતો હતો કે, "ઈશ્વરે ખાસ મારા માટે જ એ તરુણ મિત્રને અહીં મોકલી દીધો છે." થોડા જ દિવસમાં બાપ્પા અને એ તરુણનાં હૃદયો એક થઈ ગયાં. બાપ્પાની બધી ગુપ્ત વાર્ત્તાઓ એ તરુણના જાણવામાં આવી ગઈ. એટલે પ્રભાવતીના છૂટકાના કામમાટેનો બધો સંકેત પણ બાપ્પાએ એ નવીન મિત્રસાથે જ કર્યો, અને મુખ્યત્વે તેની સહાયતાથી જ એ વિજય મેળવવાનો તેણે નિશ્ચય કર્યો.

ઇડરમાં વાળી પોતાના રાજકેદી ભિલ્લરાજની કન્યા ચંપામાં એટલો બધો તો લુબ્ધ થઈ ગયો હતો કે, તેની પ્રાપ્તિ વિના તેને પોતાનું અલભ્ય મનુષ્યજીવન સર્વથા વ્યર્થ અને અસાર જ ભાસવા લાગ્યું હતું. ચંપા તેને અનેક કારણો બતાવીને પોતે લગ્ન કરવાને અશક્ત છે, એમ વ્યક્ત કર્યા કરતી હતી અને બીજી રીતે તેના પ્રેમાગ્નિને વધારવાની ગુપ્ત ચેષ્ટાઓ કરતી જતી

હતી. અંતે પોતાના અધિકારના બળથી તે ભિલ્લકન્યાને બળાત્કારે વશ કરવા સુધીનો પણ વાળીનો નિશ્ચય થઈ ચૂકયો. ધૂર્ત્ત ચંપા તેની એ મનોભાવનાને પામી ગઈ, અને તેથી પોતે કેટલુંક કારસ્થાન પૂર્વથી જ રચી રાખ્યું હતું, તેનો ઉપયોગ કરવાને તે તૈયાર થઈ. તે એમ કે, મુસલ્માન સરદાર મહમ્મદના કેટલાક જાસૂસોને તેણે પોતાના પક્ષમાં કરી લીધા હતા, અને તેથી તેઓ એ રમણીને જેવી જોઇએ તેવી સહાયતા આપવાને રાત દિવસ તૈયાર હતા. પ્રેમના આવા પાશમાં સપડાઈ ગયેલો હોવાથી જે સમાચાર દરરોજ મોકલવા જોઇએ, તે સમાચાર વાળી બાપ્પાને આઠ આઠ દિને પણ મોકલતો નહોતો. એથી બાપ્પાના મનમાં ઘણો જ ક્રોધ વ્યાપી ગયો હતો. બાપ્પાના ક્રોધનું કારણ તેના નવીન તરુણ મિત્રના જાણવામાં આવતાં જ તે બાપ્પાને કહેવા લાગ્યો કે;—

"મહારાજ! જો આપની આજ્ઞા હોય, તો હું જઈને ત્યાંના સમાચાર લઈ આવી શકું એમ છે. આજકાલ, એ નષ્ટભ્રષ્ટ શિખાનષ્ટ યવનોના ગુપ્ત દૂતો અને સૈનિકો અચાનક ક્યાં કેવો પ્રપંચ કરશે, એનો નિયમ રહ્યો નથી. કદાચિત્ એવો જ કાંઈ બનાવ ત્યાં બની ગયો હોય તો? માટે આપણે ત્યાંના સમાચાર તો અવશ્ય મેળવવા જ જોઇએ!"

બાપ્પાએ વિચાર કરીને તેને ઇડર જવાની આજ્ઞા આપી. એટલે તરુણે પાછી વિનતિ કરી કે, "મહારાજ! જો કાંઈ ત્યાં વિગ્રહ જેવું જોવામાં આવે, તો સાથે સાહસી હશે, તે વધારે સગવડ થઈ પડશે, માટે એમને પણ જો ત્યાં આવવાની આજ્ઞા આપો તો મોટો ઉપકાર!"

"ભલે-સાહસીને પણ સાથે લેતા જાઓ. પણ કામ બહુ જ સંભાળીને અને સાવધ રહીને કરજો. જો કાંઇપણ દગો ફટકો જોવામાં આવે અને સૈન્યની આવશ્યકતા પડે, તો તરત મને લખી જણાવજો." બાપ્પાએ આજ્ઞા સાથે હિમ્મત પણ આપી.

રૂપરામ—એ નવા તરુણનું નામ રૂપરામ હતું—સાહસીને લઇને થોડાક સૈન્યસહિત ઇડર જવા નીકળ્યો. શ્રી એકલિંગજીનું દેવાલય એ સમયમાં બંધાઈ રહેવા આવેલું હોવાથી તેની વાસ્તુશાન્તિના વિચારમાટે બાપ્પા પોતે હારીતઋષિના આશ્રમપ્રતિ જવાને રવાનો થયો.

---

## પંચદશ કિરણ

### સમર અને સમાધાન

"दैवं फलति सर्वत्र न विद्या न च पौरुषम्।
समुद्रमथनाल्लेभे हरिर्लक्ष्मीं हरो विषम्." ॥

* * * * *

विपत्तौ किं विषादेन संपत्तौ हर्षणेन किम्?।
भवितव्यं भवत्येव कर्मणामीदृशी गतिः" ॥

રૂપરામ અને સાહસીને ઇડરમાં પહોંચતાં જ ભયંકર યુદ્ધ ચાલતું જોવામાં આવ્યું. તેમણે, તત્કાળ વાળીના મનુષ્યોમાંના જેટલા મનુષ્યો બહાર પડેલા દેખાયા, તેમને મહા સાવધ-

તાથી પાછા વાળીને તેમની પાસેથી જાણવાજેવી બધી હકીકત કઢાવી લીધી, અને તત્કાળ બાપ્પાને વધારે સૈન્ય મોકલી આપવામાટેનું પ્રાર્થનાપત્ર મોકલીને પોતે ત્યાં જ સોપચાસ માણસોની ટોળી કરીને મુખ્યતઃ જે સ્થાને યુદ્ધ ચાલતું હતું ત્યાં જઇને તે સ્થાનની આસપાસ ઘેરો નાખી દીધો. એટલામાં કેદખાનાનાં તાળાં ઉઘાડીને કોઇએ તેમાંના કેદીઓને મુક્ત કર્યા, અને વળી "બાળી ઠીક પંજામાં સપડાયો છે, માટે અત્યારે તમારે પોતાના અપમાન અને વેરનો બદલો લેવો જ જોઇએ." એ પ્રમાણે ભિલ્લરાજને સળગામણી પણ કરી દીધી. એથી ઉત્તેજિત થઇને અંગમાં વધારે શક્તિ નહોતી, તો પણ ભિલ્લરાજ પોતાના બે પુત્રો સહિત બાળીના મહાલયપર ધસી ગયો. તેને જોતાં જ સાહસીએ પ્રથમ તેની સાથે લડવાનો આરંભ કર્યો અને રૂપરામ દ્વારને સંભાળીને ઉભો રહ્યો. મહાલયના દ્વારને બરાબર બંધ કરીને રૂપરામે જાણીજોઇને તેમાંની માત્ર નાની બારી જ ઉઘાડી રહેવા દીધી હતી. દરવાજાના કડા અને નકૂચા વગેરેમાં દોરડાં બંધાવીને તેમને તાણીને બહારના ભાગમાં ઉભા રહેવાનો તેણે કેટલાક જવાનોને હુકમ આપી દીધો હતો. અંદરથી દરવાજો ઉઘાડીને બહાર ઉભેલા શત્રુઓપર ધસી જવામાટે અંદર પૂરાયલા પચીસપચાસ મુસલ્માનો જીવસટોસટનો પ્રયત્ન કરવા માંડ્યા. તેમને દ્વાર ઉઘાડવાના કાર્યમાં જ સર્વથા નિમગ્ન થયેલા જોઇને રૂપરામે એકદમ દોરી છોડી દેવાનો હુકમ આપી દીધો. દરવાજા એકદમ ઉઘડવાથી તેના આઘાતથી કેટલાક બહાર અને કેટલાક અંદર ઉંધા અને ચત્તા પડી ગયા, અને તેમના પડવા સાથે જ તેમનાપર બળપૂર્વક ધસારો કરીને તેણે ઘણાકોને ઠાર જ કરી નાખ્યા અને બાકી રહેલા પાંચ દશ શત્રુઓને બાંધી લેવાની વ્યવસ્થા કરીને રૂપરામે મહાલયના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો. પોતાના રાજાના છૂટવાની ખબર સાંભળીને ધીમે ધીમે કેટલાક ભિલ્લો સશસ્ત્ર થઇને દશ દશ ને વીસ વીસની ટોળીઓ કરી એ વેળાએ નગરમાં આવવા માંડ્યા હતા. પરંતુ સાહસીએ અપૂર્વ સાહસ કરીને તે ભિલ્લરાજને તેના બે પુત્રો સહિત પાછો પકડી લીધો અને પુનઃ કારાગૃહમાં પઠાવી દીધો. એટલે તે ભિલ્લોની આશાનો લય થવાથી તેઓ જેવા આવ્યા હતા, તેવા ને તેવા જ પાછા ચાલ્યા ગયા. અર્થાત્ ભિલ્લરાજના ભાગ્યમાં રાજ્યસુખ હવે નિર્માયલું જ નહોતું, એટલે તેના પક્ષવાળાઓનો વિજય થઈ જ ક્યાંથી શકે? મહા પ્રબળ ભાગ્ય-દૈવ-સમક્ષ યઃકશ્ચિત્ પુરૂષાર્થ અને પરાક્રમની તે શી શક્તિ! બાપ્પાનું ભાગ્ય એ સમયે મહાપ્રબળ હતું. અસ્તુ.

રૂપરામે અંતર્ભાગમાં પ્રવેશ કરતાં જ પ્રથમ ભિલ્લકન્યાને શોધવાનો પ્રયત્ન કર્યો. પ્રથમ તો તેને તે ક્યાંય પણ મળી નહિ. પરંતુ અંતે એક ઉત્તમ પ્રકારે શૃંગારેલા ઓરડામાં તે ઘાયલ થઇને તડફડતી પડેલી તેના જોવામાં આવી. તેની એક દાસી તેની પાસે ઉભી ઉભી તેના મનને ધૈર્ય આપ્યા કરતી હતી. રૂપરામને આવેલો જોતાં જ ભિલ્લબાળા એકાએક ઉઠી અને સલજ્જ થઇને એક ખૂણામાં ઉભી રહી. ત્યાંથી તે પોતાની દાસીને એ નવીન આવેલા ગૃહસ્થસાથે વાતચીત કરવામાટેનો ઇશારો કરવા લાગી. એટલે દાસીએ રૂપરામને ઉદ્દેશીને કહ્યું કે, "મહારાજ! આપ ભલે ગમે તે હો, પરંતુ અત્યારે અમારી આ સખીને પ્રાણદાન આપવામાટે જ ખાસ આપનું આગમન થયેલું હોય, એમ જ મને તો ભાસે છે. હવે કૃપા કરીને બાળી મહારાજનો શોધ કરીને તેનો અમારી આ રાજબાળાસાથે મેળાપ કરાવી આપો."

તે કાંઇક વધારે બોલવા જતી હતી, એટલામાં વચ્ચે જ તેને અટકાવીને રૂપરામ કહેવા

લાગ્યો કે, "વાળી મહારાજના શિરે આ ઘોરતમ સંકટ આવ્યું, તે તમારી આ સખીના જ પ્રતાપે, અને——"

તેને વચમાં જ રોકીને ચંપા પોતે જ કરૂણોત્પાદક સ્વરથી કહેવા લાગી કે, "મહારાજ! આ દાસી એ વિષયમાં તેમની અપરાધિની થઈ છે તો ખરી. તથાપિ જો મને તેમની ચરણ-સેવાનો લાભ નહિ મળે, તો ખાસ મારો આત્મહત્યા કરીને પ્રાણ ત્યાગવાનો નિશ્ચય થઈ ચૂક્યો છે. તેમનાં ચરણમાં નિષ્કપટ પ્રેમભાવના રાખી કેવળ એ શિખાનષ્ટોની સહાયતાથી મારાં માતા, પિતા અને બન્ધુઓને છોડવવાના લોભથી જ હું આ સાહસ કરવામાં પ્રવૃત્ત થઈ હતી. પરંતુ એ દુષ્ટ યવનોનો ઉદ્દેશ કાંઈક જૂદો જ હતો, એ હું જાણી શકી નહિ. અર્થાત્ હું તેમના પ્રપંચના જાળમાં ફસાઈ ગઈ અને પોતાના પ્રાણનાથના જીવપર સંકટ લાવવાનું કારણ થઈ પડી, અને વધારામાં માતાપિતાના છત્રથી પણ વિહીન થઈ ગઈ."

ચંપાનો એ બધો ખુલાસો શાંતિથી સાંભળી લઇને કેટલોક વિચાર કરી રૂપરામે તેને કહ્યું કે;–"વારુ–એ બધા ગોટાળાનો નિર્ણય તો થવાનો હશે, ત્યારે થઈ રહેશે; પરંતુ અત્યારે વાળી મહારાજને કયે સ્થાને શોધવા, તે સ્થાન મને બતાવો."

પોતાની દાસીને ચંપાએ તેની સાથે જવાનો ઇશારો કર્યો, અને રૂપરામ દાસીને લઇને વાળીના શોધ માટે ત્યાંથી ચાલતો થયો. એટલામાં અનેક જખમો લાગવાથી અશક્ત થઈ ગયેલો વાળી હસ્તમાં નગ્ન તલવાર લઇને "અરે દુષ્ટા! તેં જ મારી સાથે પ્રપંચ કર્યો? ઠીક છે–ઉભી રહે–હમણાં જ તને હતી નહોતી કરી નાખું છું!" એવો પોકાર કરતો ત્યાં આવી પહોંચ્યો.

રૂપરામે બહુ જ સાવધતાથી તેના હાથમાંની તલવાર લઈ લીધી અને તેને શાંત કરવાના હેતુથી કહ્યું કે, "આ બધો તમારો ભ્રમ છે. ચંપાનો આમાં કશો પણ અપરાધ નથી. આ સર્વ શિખાનષ્ટ યવનોનો જ પ્રપંચ છે. યવનોએ જ એ બિચારીને ઉંધું ચત્તું સમજાવીને આ સઘળો ખટાટોપ ઉપજાવી કાઢ્યો છે. એ વિષે આપણે પછી નીરાંતે વાતચીત કરીશું." એમ કહી તેને લઇને તે સાહસી પાસે ગયો, અને પોતા સાથેના એક માણસને ચંપાને પકડી લાવવામાટેનો તેણે હુકમ આપ્યો.

ત્યારપછી સાહસી અને રૂપરામે મળીને નગરમાં સ્વસ્થતા અને વ્યવસ્થા કરી નાખી. એક બે દિવસમાં જ બાપ્પા તરફથી મદદ આવી પહોંચતાં જ ઇડરમાં એક હજાર સૈનિક રાખીને વાળી અને ચંપાને લઈ બાપ્પાનો સંદેશો આવવાથી રૂપરામ અને સાહસી બન્ને શ્રી એકલિંગજીના અરણ્યમાં આવીને બાપ્પાને મળ્યા.

એકલિંગજી સમક્ષ આવતાં જ બાપ્પા અને રૂપરામે નાગડે જઇને કોઈ પણ ઉપાયે પ્રભાવતીને દુઃખમાંથી છોડવવાની પ્રતિજ્ઞા કરી, અને પાંચ છ દિવસ પછી આવતા મહાશિવરાત્રિના પર્વના દિવસે શ્રી એકલિંગજીના દેવાલયની વાસ્તુશાંતિનો સમારંભ થવાનો હોવાથી તે દિવસના આનંદમાં પ્રભાવતીના મળવાનો આનંદ પણ અવશ્ય મળવો જોઇએ, એવી બાપ્પાની પ્રબળ ઇચ્છા હોવાથી વાળી અને ચમ્પાના નિર્ણયનું કાર્ય પણ હાલ મુલતવી રાખવામાં આવ્યું. રૂપરામે પ્રભાવતીને છોડવી લાવવાનું કાર્ય પોતાને માથે લેતી વેળાએ બાપ્પા સાથે એવો કરાર કર્યો હતો કે, "જો હું પ્રભાવતીને સહીસલામત છોડવીને તમારી પાસે લઈ આવું, તો

તેના બદલામાં તમારી પાસેથી હું જે પણ વસ્તુ માગું, તે તમારે મને આપવી જ પડશે, અને જો હું મારા એ કાર્યમાં નિષ્ફળ થાઉં, તો મને શૂળીએ કે ફાંસીએ ચઢાવીને મારી નાખવાની તમને પૂર્ણ સત્તા છે.''

બાપ્પાએ, જો તે તેના કાર્યમાં સફળ થાય તો, તે જે કાંઈ પણ વસ્તુ માગે, તે આપવાનું વચન આપ્યું. એ પ્રમાણે બધો ઠરાવ નક્કી થયો અને આપણો ગાંધર્વવિદ્યાવિભૂષિત રૂપરામ ત્યાંથી બની શકે તેટલી ત્વરાથી–બલ્કે વીજળીના વેગે પ્રભાવતીના પિતા સોળંકીરાજની સભામાં જવામાટે માર્ગગામી થયો. પ્રભાવતીને બંધનમુક્ત કરીને અહીં લઈ આવવામાટેના પ્રયત્નોનો આરંભ કેવી રીતે કરવો? અને જો પ્રસંગ મળે, તો તેને મહાલયમાંથી બહાર કેવી રીતે લઈ આવવી? ઈશ્વર જો મારા મનની આશા પૂર્ણ કરવાનો હશે, તો અવશ્ય મને આ કાર્યમાં વિજય દેશે જ!'' એવા નાના પ્રકારના વિચારો તે માર્ગમાં કરતો જતો હતો.



# ષોડષ કિરણ

## રૂપરામનું સંગીત અને સર્વત્ર આનંદ

" सुभाषितेन गीतेन युवतीनां च लीलया ।
मनो न मुह्यति यस्य स योगी ह्यथवा पशुः " ॥

પ્રથમ રૂપરામે એક ઉત્તમ ગવૈયાનો વેશ ધારણ કર્યો, અને ત્યારપછી તે ઉત્તર હિન્દુસ્તાનના એક ગવૈયાના રૂપમાં જઇને સોળંકીની સભામાં ઉપસ્થિત થયો. એ સમયમાં પ્રભાવતીએ પોતાના પિતા સાથે વધારે લાડ પ્યારનું વર્ત્તન કરવા માંડ્યું હતું. તેણે પોતાના પિતાને જણાવી દીધું હતું કે, "મારો બાપ્પામાટે કશો પણ આગ્રહ નથી, પરંતુ બીજો જે કોઈ પણ રાજકુમાર મને પરણવા આવે, તેને મારે પસંદ કરવો જોઇએ. મારું મન માનશે, તેની સાથે જ હું લગ્નની પવિત્ર ગાંઠથી બંધાઇશ.'' આવું નિમિત્ત કાઢીને તેણે પુનઃ પોતાના પિતાનો વિશ્વાસ મેળવવાની ચેષ્ટા કરવા માંડી હતી. એટલે જે વેળાએ એ નવા ગવૈયાને ગાવાની આજ્ઞા આપવામાં આવી, તે વેળાએ રાણી અને બીજી સ્ત્રીઓ સાથે પ્રભાવતીને પણ ત્યાં બેસવાની છૂટ આપવામાં આવી હતી. ગવૈયાએ પોતાના સિતારના સ્વર મેળવીને સુમધુર કંઠથી નીચે પ્રમાણે ગાયનનો આલાપ કર્યો;—

આર્યા ગીતિ.

"એક વૃક્ષની શાખે, વસતાં, તાં બે કોમળ પક્ષિ અમે;
રમતાં'તાં રતિચારી, ઉપવનલીલા કરવી બહુ જ ગમે.
દ્વેષી વનમાળીની, રોષદૃષ્ટિ અતિ અમપર થાવાથી;
પડી પક્ષિણી પિંજર, દૂર થયો પક્ષિ બાલ્યવયસાથી.
શરીર ભિન્ન થયાં પણ, મદનજાળમાં મન એક સ્થાને;
પ્રિયા મળે શી રીતે? નિમગ્ન તે નિશિ દિન એના ધ્યાને.

એક અન્ય પક્ષીએ, ચંચુવતી તે પિંજરને કતરી;
પક્ષિપ્રાણુ રમાને, નિશશિનીને બંધનમુક્ત કરી.
હર્ષ થયો તે સમયે, પક્ષિપક્ષિણી મનમાં જે ભારી;
અવર્ણનીય હતો તે, મળ્યા વિયોગી વનમાં નરનારી.
હતાં વિયોગે દુઃખમાં, સંયોગે સુખ પામ્યાં એ પક્ષી;
તેમ સર્વ સુખ પામો, શિવશંકર સંકટે થજો રક્ષી!"

રૂપરામનું એ સંગીત સાંભળીને સોળંકીરાજ ઘણો જ પ્રસન્ન થયો અને ઇનામ તરીકે તેણે પોતાના ગળામાંનો કંઠો કાઢીને તે ગવૈયાના ગળામાં પહેરાવી દીધો. બે પ્રેમી પક્ષી અને પક્ષિણીનો વૃત્તાંત સાંભળીને પ્રભાવતીના મનમાં પોતાની ઉદ્યાનચેષ્ટાની નવીનતાથી સ્મૃતિ થઈ આવી, અને "કદાચિત્ એ ગવૈયાના સહવાસથી મારી વિરહવેદનામાં ન્યૂનતા થશે," એવી ભાવનાથી તેણે પોતાના પિતાને પ્રાર્થના કરી કે;—

"પિતાજી! આપ તો જાણો જ છો કે, संगीतसाहित्यकलाविहीनः साक्षात्पशुपुच्छविषाणहीनः' એટલે સંગીત અને સાહિત્યના જ્ઞાનવિનાનું મનુષ્ય તે પુચ્છ વિનાના પશુસમાન જ છે, અને તેમાં પણ સંગીત કળા ખાસ કરીને સ્ત્રીઓને વધારે ઉપયોગી થઈ પડનારી છે; માટે મને સંગીતકળાનું શિક્ષણ આપવામાટે જો આ ગવૈયાને આપણે ત્યાં રાખો, તો આપનો બહુ જ આભાર!"

"કોઈ પણ રીતે તારા મનનું સમાધાન થાય, અને તું સંતોષમાં રહે, એવી જ મારી ઇચ્છા છે. માટે હું આ ગવૈયાને અહીં રાખીને તેની પાસેથી સંગીતકળા શીખવાની તને પૂર્ણ આજ્ઞા આપું છું." સોળંકીરાજે ઉત્તર દીધું.

ગવૈયો પ્રથમ જે વેળાએ રાજકુમારીને ગાયન શીખવવા ગયો, તે વેળાએ પ્રભાવતીએ પ્રથમ તો પૂર્ણ ધ્યાનપૂર્વક તેનું અવલોકન કર્યું અને પછી શીખવા બેઠી. ગવૈયાની ચાલચલગત વિષે તેના મનમાં કાંઇક સંશય તો આવ્યો, પણ તે સંશયને તેણે પ્રકટ થવા દીધો નહિ. ગવૈયા આગળ સહજ સ્વભાવે તેણે બાપ્પાની વાતો કાઢીને તે અત્યારે ક્યાં છે? વગેરે બધી વાત પ્રભાવતીએ જાણી લીધી. તેની એ યુક્તિ કાંઈ ગવૈયાથી અજાણી તો નહોતી જ. પરંતુ તે જાણીજોઇને જ અજાણ્યો બની ગયો. હતો કારણ કે, એ ખબર આપવામાટે તો ખાસ તે અહીં સૂધી અનેક સંકટો વેઠીને આવ્યો હતો. એ પ્રમાણે લગભગ ત્રણ દિવસ વીતી ગયા.

તૃતીય દિવસે મધ્ય રાત્રિના અંધકારાવૃત ભયંકર સમયમાં દક્ષિણદેશીય સ્ત્રી પ્રમાણે કછોટો લગાવી મહાલયની બારીમાં દોરી બાંધીને એક સ્ત્રી નીચે ઉતરી અને અત્યંત ભયભરેલી દૃષ્ટિથી આસપાસ તાકીતાકીને જેવા લાગી. અંતે ત્યાં કોઇના પણ ન હોવાનો તેનો નિશ્ચય થઈ જતાં તે હાથમાં નાગી કટાર લઇને ધીમે પગલે આગળ વધવા લાગી. દરબારગઢના દ્વારપાળો નિદ્રામાં પડેલા હોવાથી દ્વાર પસાર કરી જવામાં કશો પણ પ્રત્યવાય આવ્યો નહિ. તે પચાસસાઠ પગલાં તો નિર્ભયતાથી ચાલી ગઈ, એટલામાં એકાએક સામેથી આવતા એક પુરુષપર તેની નજર પડી અને તેથી તે ત્યાંની ત્યાં જ સ્તબ્ધ થઇને ઉભી રહી.

"રાજકુમારી! આટલી મોડી રાતે આપ આમ એકલાં ક્યાં જાઓ છો? મહાલયમાં પાછાં

જાઓ." તે દૃષ્ટિગોચર થયેલા મનુષ્યે એકદમ સવાલ પૂછીને પાછી જવાબની વાટ ન જોતાં તત્કાળ હુકમ પણ આપી દીધો.

પ્રભાવતી એકદમ આવો સવાલ અને હુકમ સાંભળતાં જ ગભરાઈ ગઈ. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. તેની આવી સ્થિતિ જોઇને તે પુરુષના મનમાં દયા આવી ગઈ અને તેથી તેણે તે જ ક્ષણે તેને શાંત કરવાના હેતુથી પુનઃ નમ્રતાપૂર્વક કહ્યું કે, "રાજકુમારી! ગભરાશો નહિ. હું બીજો કોઈ જ નહિ, પણ આપને સંગીતનું શિક્ષણ આપવામાટે રહેલો નવો ગવૈયો જ છું. આપ અત્યારે કયાં જવા નીકળ્યાં છો, તે હું સારી રીતે જાણું છું. હું પણ બાપ્પાનો જ એક સેવક છું, અને અહીં ખાસ આપના સમાચાર જાણવાના હેતુથી જ મારું આગમન થયેલું છે. મારા સંગીતમાં મેં જે બે પક્ષીઓનું વર્ણન કર્યું હતું, તે પક્ષિણી આપ પોતે અને પક્ષી બાપ્પા મહારાજ! ચાલો હવે આપણે બન્ને સાથે જ જઇને સ્વામીની સેવામાં ઉપસ્થિત થઇએ અને આનંદનો આસ્વાદ લઇએ."

પ્રથમ તો પ્રભાવતીના મનમાં કેટલાક સંશયો આવ્યા, પણ પાછળથી કેટલાક પ્રશ્નોનાં તે ગવૈયાએ–રૂપરામે–સંતોષકારક ઉત્તરો આપતાં તેના સંશયોનો સંહાર થઈ ગયો. ઉભય પ્રવાસમાં ઉતાવળથી આગળ વધવા લાગ્યાં અને યોગ્ય સમયે બાપ્પા પાસે પહોંચી ગયાં.

"તમારાં પ્રભાવતી રાણીને લાવીને તમારા અંકમાં બેસાડી દીધાં છે; માટે હવે વચન પ્રમાણે હું જે વસ્તુ માગું, તે સત્વર આપવાની કૃપા કરશો જ." રૂપરામે આવતાંની સાથે જ બાપ્પા પાસેથી પોતાની ઇચ્છિત વસ્તુની માગણી કરતાં એ શબ્દો ઉચ્ચાર્યા.

"સિંહગમન, પુરુષવચન, કેળ ફળે એકવાર,' હું મારા વચન પ્રમાણે જે માગે, તે વસ્તુ આપવાને તૈયાર છું." બાપ્પાએ જવાબ આપ્યો.

"ત્યારે એક પ્રેમભાગિની જાણીને મને આપના હૃદયમાં સ્થાન આપો." એમ કહીને રૂપરામે પોતાના માથાપરથી દુપટ્ટો ઉતારી નાખ્યો અને બનાવટી મૂછો કાઢીને દૂર ફેંકી દીધી. કેશકલાપ કટિભાગ પર્યંત છવાઈ ગયો અને તે રૂપરામને બદલે કોઈ સોળ સત્તર વર્ષના વયની રૂપવતી રમણી હોય, તેવો ભાસ થવા લાગ્યો. પ્રભાવતીએ પોતાની સહચરી રોહિણીને તત્કાળ ઓળખી લીધી અને બન્ને એકબીજાને ગળે બાઝી પડી–બન્ને સહચરીઓ અનુપમ આલિંગનસુખનો આનંદ ભોગવવા લાગી. પ્રભાવતીની સંમતિથી બાપ્પાએ રોહિણીનો પણ પોતાની અર્ધાંગના તરીકે સ્વીકાર કર્યો. સર્વત્ર આનંદ અને આનંદનો જ પ્રસાર થઈ રહ્યો.

એવી રીતે માઘ માસના કૃષ્ણ પક્ષની દ્વાદશીને દિવસે રાત્રે ચંદ્રોદય વેળાએ પ્રભાવતી અને રોહિણીયુક્ત બાપ્પારૂપી પૃથ્વીનો ચન્દ્ર પણ અતીવ શોભવા લાગ્યો. એ આનંદના અવસરે રોહિણીના કંઠમાંથી જે અપ્રતિમ ગાયનનો આલાપ નીકળવા લાગ્યો, તે સાંભળીને ગાંધર્વો પણ લજ્જાથી અધોમુખ થઈ ગયા; ત્યારે બીજાઓ મોહ પામ્યા હોય, તેમાં તો આશ્ચર્ય જ શાનું હોય? એ જ આનંદના પ્રસંગનો લાભ લઇને ચમ્પા–ભિલ્લરાજની કન્યા–એકાએક આવીને બાપ્પાનાં ચરણોમાં પડી ગઈ અને કહેવા લાગી કે, "જો અભયવચન આપવામાં આવે, તો એક પ્રાર્થના કરવાની મારી ઇચ્છા છે."

"અભયવચન છે, જે ઇચ્છા હોય તે વ્યક્ત કર." બાપ્પાએ કહ્યું.

"વાળી સાથે મારો વિવાહસંબંધ સાંધી આપવાની કૃપા કરો." ચમ્પાએ અવનત મુખ કરીને શર્માતાં શર્માતાં પોતાની ઇચ્છા દર્શાવી.

અહીં જણાવવું જોઇએ કે, રોહિણીએજ સાહસીને સમજાવીને ચમ્પાને એ પ્રસંગે બાપ્પા પાસે મોકલી દેવાની પ્રથમથી જ સઘળી વ્યવસ્થા કરી રાખી હતી. અસ્તુ. એટલે પોતાનું વચન પાળવાના ઉદ્દેશને અનુસરીને બાપ્પાએ વાળી અને ચમ્પાનો હસ્તમેળાપ કરાવી આપ્યો, અને તે બન્નેને સુખી કર્યાં. અંતે એ આનંદના સ્મરણાર્થ ભિલ્લરાજને બંધમુક્ત કરવાની અને જો તેની ઇચ્છા હોય તો તેને ઇડરની સૂબેદારી આપવાની બાપ્પાએ આજ્ઞા કરી અને તે આજ્ઞાનુસાર સઘળી વ્યવસ્થા પણ તે જ સમયે કરી નાખવામાં આવી.

"પ્રભાવતીના પલાયનમાં કોઈ પણ રીતે બાપ્પાનો જ હાથ હોવો જોઇએ;" એવો સોળંકી-રાજના મનમાં સંશય તો હતો જ. એટલે તેણે એ વિષેનો શોધ કરવા માંડ્યો અને ધીમે ધીમે બધી વાત તેના જાણવામાં આવી ગઈ. "જે થયું તે સારું જ થયું," એમ માનીને તે બાપ્પાને મળ્યો અને તેની પાસેથી ઠાઠમાઠ સાથે પુનઃ લગ્નસમારંભ કરવાની તેણે આજ્ઞા મેળવી. જમાઈ-રાજને દાહેજમાં કેટલીક ભૂમિ આપીને મોટી ધામધૂમથી સોળંકીરાજે પોતાની પુત્રી પ્રભાવતીનો લગ્નમહોત્સવ સમાપ્ત કર્યો. ધનમાલ અને ભૂમિ સાથે પિતા તરફથી પુત્રીને કેટલીક દાસીઓ પણ આપવામાં આવી. એ લગ્નસમારંભ સાથે એકલિંગજીના દેવાલયની વાસ્તુશાંતિનો સમારંભ પણ ધામધૂમથી ચાલતો હતો. હારીતઋષિએ પોતાની જાણમાંના અનેક સાધુસંતોને એ પ્રસંગે બોલાવ્યા હતા. બાપ્પા અને સોળંકીરાજે તે સર્વનો બહુ જ સારો સત્કાર કર્યો, અને સર્વને સંતુષ્ટ કરીને તેમના પવિત્ર સુખકારક આશીર્વાદો લીધા. એ પ્રસંગે મહોત્સવને વિશેષ સુશોભિત કરવામાટે આદિગોરક્ષનાથ પણ કૃપા કરીને પધાર્યા હતા. તેમણે મંત્રવડે સિદ્ધ કરેલાં બે અલૌકિક *શસ્ત્રો બાપ્પાને આપ્યાં અને કહ્યું કેઃ–

"વત્સ! સમસ્ત ભારતવર્ષમાં દિગ્વિજય કરીને મ્લેચ્છોને આપણી પવિત્ર ભૂમિમાંથી એક-દમ બહાર હાંકી કાઢજે! યુદ્ધમાં તને સદાસર્વદા વિજય મળતો જ રહેશે. એવો તને મારો આશીર્વાદ છે!!"

પ્રભાવતી અને રોહિણી સાથે બાપ્પા એવી રીતે આનંદમાં પોતાના દિવસો વીતાડી રહ્યો હતો. ભલા એવા આનંદના દિવસો તે કોને ન ગમે વારુ? અર્થાત્ કોઇને પણ એ ઉત્સ-વનો કંટાળો આવતો નહોતો. જોતજોતામાં પંદર દિવસ વીતી ગયા, અને સોળમે દિવસે ત્યાં અચાનક ચિત્તોડથી એક રાજદૂત આવી પહોંચ્યો. તેણે એક પત્ર બાપ્પાના હાથમાં આપ્યું. તે પત્રમાં નીચે પ્રમાણેની વિગત લખેલી હતી;–

"મુસલમાનો ચિત્તોડગઢપર ચઢી આવવાની તૈયારીમાં છે, માટે લડાઈ માટે સૈન્યની વ્યવસ્થા કરવાની છે. આ પત્ર વાંચતાં જ એકદમ અહીં આવવા માટે ચાલતા થાઓ. જો જમીને ઉઠ્યા હો, તો પાણી અહીં આવીને પીજો. કોઈ પણ રીતે આપણી નિર્બળતા વ્યક્ત થવી ન જોઇએ. **મૌર્યરાજ માનસિંહ.**

---

* એ આદિગોરક્ષનાથે આપેલી તલવારની મેવાડના મહારાણાઓ આજ સુધી પણ પ્રતિવર્ષે વિધિપૂર્વક પૂજા કર્યા કરે છે.

બાપ્પાએ મહારાજાની આજ્ઞાને શિરસાવંદ્ય કરીને તત્કાળ ત્યાંથી પ્રયાણ કર્યું; અને બીજા બધાને પાછળથી આવવાની આજ્ઞા આપતો ગયો.



## સપ્તદશ કિરણ

## દ્વેષી સામંતમંડળ.

"Base Envy withers at another's joy,
And hates that excellence it cannot reach."

*Thomson.*

"Envy will merit as its shade pursue,
But, like a shadow, proves the substance true."

*Pope.*

યુદ્ધનો વિચાર કરવામાટે **મૌર્યકુલભૂષણ** **માનસિંહ** રાજાએ પોતાના સામંતોની એક ખાસ સભા ભરી. આપણી નવલકથાના સમયમાં રાજપૂતાનામાં સામંત પ્રથાનો ઘણો જ પ્રચાર હતો. રાજપૂત સામંત જનો મોટી મોટી જાગીરોનો ઉપભોગ લેતા હતા અને યુદ્ધના સમયમાં પોતપોતાની સેના લઇને **માનસિંહને** સહાયતા કરવામાટે આવી પહોંચતા હતા. પ્રથમ એ લોકો **માનસિંહ** ચક્રવર્તીના બહુ જ ભક્તિભાજન હતા અને એ પોતે પણ **માનસિંહને** બહુ જ માન અને સ્નેહની દૃષ્ટિથી જોતા હતા. પરંતુ જ્યારથી **બાપ્પા** રાજાનો પ્રેમપાત્ર થયો હતો, ત્યારથી સામન્તોમાંનો **માનસિંહનો** ભાવ કાંઇક ઓછો થવા લાગ્યો હતો. એટલે સામન્તોએ એવી કલ્પના કરી લીધી હતી કે, "આ અપ્રીતિ થવાનું મુખ્ય અને મૂળ કારણ **બાપ્પા** જ છે." એવી ધારણાથી વિનાકારણ તે સર્વ **બાપ્પાના** મહાભારત શત્રુ બની ગયા હતા અને અંતઃકરણમાં **બાપ્પાનું** અશુભ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી બેઠા હતા. સભામાં સર્વ સામન્તો આવીને પોતપોતાના સ્થાને વિરાજમાન થયા પછી વૃદ્ધ **માનસિંહ** ભૂપાલે તેમને ઉદ્દેશી કહેવા માંડ્યું કે;—

"વીર સામન્તો! આજે મેં જે પ્રયોજનથી આપ સર્વને આટલી બધી ઉતાવળથી અહીં બોલાવ્યા છે, તે પ્રયોજન એ છે કે, ભારતવર્ષની ધનધાન્યસમૃદ્ધ ભૂમિપર આજકાલ યવન તસ્કરોની દૃષ્ટિનો પાત થવા માંડ્યો છે. સિંધ અને પંજાબમાં તો તેમણે પોતાનો પગપેસારો કરી દીધેલો છે, અને હવે આ **મેવાડભૂમિને** પણ તેઓ પોતાના પ્રવેશથી અપવિત્ર કરવાની ધારણા રાખે છે. **ચિત્તોડપર** આક્રમણ કરવામાટે તે નીકળી ચૂકયા છે, અને આપણા ગુપ્ત રાજદૂતો દ્વારા મળેલા સમાચાર પ્રમાણે તેઓ બે ચાર દિવસમાં જ અહીં આવી પહોંચે તેમ છે. માટે આપણે તુમુલ યુદ્ધની તૈયારી કરવી જ જોઇએ, અને આપણી આ પવિત્ર જન્મભૂમિને યવનોના સ્પર્શથી ભ્રષ્ટ થવા ન જ દેવી જોઇએ. જો અત્યારથી જ એમનો વિજય થતો જશે, તો ભવિષ્યમાં કદાચિત્ સમસ્ત આર્યાવર્ત્ત એમના અત્યાચારનો શિકાર થઈ જશે. યુદ્ધમાં પ્રાણાન્ત પર્યંત ઝુંઝીને પણ એ મ્લેચ્છોનો પરાભવ કરવા માટે જ મેં આપને અહીં આવવાનો શ્રમ આપેલો છે. જ્યારે જ્યારે પણ આપણા દેશ અને આપણા રાજ્યપર આવા પ્રસંગો આવેલા

છે, ત્યારે ત્યારે આપના પૂર્વજોએ અમારા પૂર્વજોનો સાથ કોઈ કાળે પણ છોડ્યો નથી. મને આશા છે–પૂરેપૂરો દૃઢ નિશ્ચય જ છે કે, અત્યારે પણ આપ પોતાની પ્રાચીન રીતિનું પરિપાલન કરવામાં પોતાના પૂર્વજો સમાન કિંબહુના તેમનાથી પણ વધારે દૃઢ રહેશો જ. જ્યાં આપના જેવા શૂરવીર અને રણધીર સામન્તો સદા સર્વદા સહાયતામાટે કટિબદ્ધ હોય, ત્યાં ભીતિ રાખવાનું મને કશું પણ કારણ નથી જ. સામન્તો! આ સિંહાસનની પ્રતિષ્ઠા રાખવાનો ભાર સર્વથા તમારા શિરે જ રહેલો છે. કારણ કે, રાજ્યના મુખ્ય આધારભૂત સ્તંભો તમે જ છો!

નિત્યના નિયમ પ્રમાણે રાજાનું એ ભાષણ પૂરું થતાં જ સામન્તોનો જયજયકાર ધ્વનિ થવો જોઈતો હતો, પરંતુ તેને સ્થાને સર્વત્ર મૌન્ય અને સ્તબ્ધતાની જ છાયા પ્રસરેલી જોઇને રાજા માનસિંહ એકાએક ગંભીર વિચારમાં પડી ગયો. થોડીવાર રહીને તે પુનઃ કહેવા લાગ્યો કે;—

"હું નથી સમજી શકતો કે, શૌર્યથી ભરેલા સામન્તોના હૃદયમાં આજે આવી યોગી સમાન શાંતિએ આવીને કેમ નિવાસ કરેલો છે. જયજયકાર ધ્વનિથી આકાશ પણ કંપાયમાન થતું જોઇએ, ત્યાં મૌન્યનું સામ્રાજ્ય વિસ્તરેલું કેમ જોવામાં આવે છે? શું કોઇને કાંઈ પણ મારા તરફથી અસંતોષનું કારણ મળ્યું છે?"

થોડીવાર સુધી સર્વ સામન્તો એક બીજાના મોઢા સામું જોઈ રહ્યા, સંકેતમાં જ કેટલીક વાતોચિતો પણ કરી અને ત્યાર પછી એક સર્વથી મોટી પદવી ધરાવતા સામન્તે ઉઠીને કાંઇક તિરસ્કારયુક્ત મુદ્રાથી રાજાને જણાવ્યું કે;–"કૃપાનિધાન! આપના પૂર્વજોના સમયમાં બાપ્પા જેવા કોઈ પણ અલૌકિક યોદ્ધાઓ ચિત્તોડની સભામાં નહિ આવ્યા હોય, અને તેથી જ અમારા પૂર્વજોનું માન જળવાયું હશે. આજે જ્યારે આવા દિગ્વિજયી સુભટ તૈયાર છે, ત્યારે વિનાકારણ અમારા જેવા ક્ષુદ્ર સામન્તોને આપે શામાટે પરિશ્રમ આપવો જોઇએ વારુ? જે બાપ્પાને આપે આટલો બધો આસમાનપર ચઢાવી દીધો છે, તેને જ યુદ્ધમાં લડવામાટે મોકલો, એ વધારે સારું છે."

અહા! દ્વેષનો અગ્નિ કેટલો બધો ભયંકર હોય છે! એની કલ્પના થવી પણ અશક્ય છે. જ્યાં દ્વેષ અને ક્લેશનું બીજ રોપાયું, ત્યાં વિનાશવૃક્ષની જ ઉત્પત્તિ થવાની! દ્વેષનો અગ્નિ દ્વેષી મનુષ્યને બાળી જાળીને નષ્ટ કરી નાખે છે, પણ પોતે બળવા પૂર્વે દ્વેષી મનુષ્ય સમસ્ત વિશ્વને બાળીને ભસ્મીભૂત કરી નાખવાની ચેષ્ટા કરે છે. મનુષ્યના મનમાં જે જે વિકારો અને દુર્ગુણો હાનિકારક ગણવામાં આવે છે, તેમાં સર્વ કરતાં પ્રચંડ અને ભયંકર દુર્ગુણ તે એ દ્વેષ છે. બીજા વિકારોના ઉદ્ભવવાનું તો કાંઈ પણ કારણ હોય છે, પરંતુ દ્વેષ કારણવિના જ ઉત્પન્ન થાય છે. બીજાની ઉન્નતિ દેખી ન શકવી અને પોતે તે પદને યોગ્ય ન છતાં પણ તે પદ મેળ-વવામાટેની મહત્ત્વાકાંક્ષા રાખવી, એનું જ નામ દ્વેષ અને એ જ એનું મૂળ કારણ. દ્વેષી સામન્તો પણ દ્વેષના અગ્નિમાં જ બળવા માંડ્યા હતા, એટલે સારાસારવિચારની શક્તિનો તેમના મસ્તિ-ષ્કમાંથી સર્વથા લોપ જ થઈ ગયેલો હતો. આવી સ્થિતિ જોઇને રાજા ઘણો જ ચિન્તામાં પડી ગયો. તે કરુણોત્પાદક દૃષ્ટિથી બાપ્પા અને સાહસીના મુખનું અવલોકન કરવા લાગ્યો. જાણે તે "આ બધું તમારા કારણથી જ અસમાધાન થયું છે, માટે તમારે તો સહાયતા આપવી જ જોઇએ;" એવી સંકેતિક માગણી કરતો હોયની! એ પ્રમાણેનો પ્રત્યક્ષ ભાસ થતો હતો.

બાપ્પા લેશમાત્ર પણ ઉત્સાહહીન થયો નહિ, નેત્રસંકેતથી જ તેણે પોતાના મિત્રો સાથે યુદ્ધ વિશેની વાતચિત કરી લીધી, અને ઘણા જ વિનયથી તે રાજાને પ્રાર્થના કરતો કહેવા લાગ્યો કે;–"મહારાજાધિરાજ! આ શૂરવીર સામન્તો જેટલી તો મારામાં અને મારા મિત્રોમાં લડવાની શક્તિ નથી જ, છતાં પણ જ્યારે રાજ્યના સ્તંભો ડગમગી ગયા છે, તો વાંકાચુંકા લાકડાના ટેકાથી પણ ઇમારતને ટકાવી રાખવી, એ આપણો ધર્મ છે, એમ જાણીને જ હું અને મારા મિત્રો જ્યાંસુધી અમારા શરીરમાં રક્તનો એક બિન્દુ પણ અવશેષ હશે, ત્યાંસુધી આ ચિત્તોડ રાજ્યના રક્ષણમાટે રણભૂમિમાં લડવાને તૈયાર છીએ. મેં આજ સુધીમાં કોઇનું કાંઈ પણ બગાડ્યું નથી, છતાં પણ મારાપર જે આટલો બધો દ્વેષ રાખવામાં આવે છે, તે માટે એ દ્વેષીઓનો હું બહુ જ ભારી આભાર માનું છું. પણ હું સમજી નથી શકતો, કે મારા વિશેના દ્વેષને લીધે આવા કટાકટીના સમયમાં સામન્તો રાજ્યની હાનિ કરવાને શામાટે તૈયાર થયા છે! રાજ્યનું અશુભ કરવું, તે મારું અશુભ નથી. અત્યારે દ્વેષભાવ રાખવાનો સમય નથી. પછી તો જેવી સર્વની ઇચ્છા. જાગીરોનો ભોગવટો કરવો, આનંદમાં ભાગ પડાવવો અને સંકટના સમયમાં દૂર થઈ જવું, એ શૂરવીરોનો સ્વભાવ અને રણધીરોનો ધર્મ નથી!"

બાપ્પાના એ વીરશ્રીયુક્ત ભાષણના શ્રવણથી સર્વ સામન્તોના હૃદયમાં લજ્જાનો વળી એક નવીન અગ્નિ પ્રજ્વળવા લાગ્યો. તત્કાળ તેઓ ઉભા થઈ ગયા અને કહેવા લાગ્યા કે:– "જાગીરોના ભોગવટામાટે અમને જે ભરી સભામાં મેણું મારવામાં આવ્યું છે, તે જાગીરોનો ભોગવટો અમે આજથી જ છોડી દેવાને તૈયાર છીએ. છતાં પણ અમારા શિરે કાયરતાનો કલંક ન લાગે, એટલા માટે અત્યારે તો યવનો સાથેના યુદ્ધમાં અમે અમારા સૈન્ય સહિત લડીશું અને ઈશ્વરની કૃપાથી વિજય પણ મેળવીશું. પરંતુ હવે પછી અમારો આ રાજ્ય સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રહેલો નથી. માટે અમારી મહારાજાધિરાજને એ જ પ્રાર્થના છે કે, ભવિષ્યમાં રાજ્યના રક્ષણમાટેની સઘળી વ્યવસ્થા હવે પછી તેમણે કરી લેવી."

જો કે, મહારાજા માનસિંહને સામન્તોનું આવું વર્ત્તન જરાયે ગમ્યું નહિ; તોપણ અત્યારનો પ્રસંગ જળવાયલો જોઇને તેના મનમાં આનંદનો કાંઇક આવિર્ભાવ થયો. નિરાશાના આકાશમાં કિંચિત્ આશારૂપ દ્વિતીયાના ચંદ્રનો ઉદય થયો. સર્વ શૂરવીરોને સંબોધીને તે કહેવા લાગ્યો કે, "બન્ધુજનો! અત્યારે આપ સમાધાનપર આવી ગયા, તે જોઇને મારા મનમાં જે આનંદ થાય છે, તેનું વર્ણન કરવાની મારામાં અથવા મારા મુખમાંથી નીકળતા શબ્દોમાં શક્તિ નથી. હવે આપણે એનો વિચાર કરવો જોઇએ કે, યવનો સાથે યુદ્ધ કયા ધોરણપર કરવું અને આપણાપર ઘેરાઈ આવેલાં વાદળાંને વિખેરી નાખીને રાજ્યરૂપ આકાશને સ્વચ્છ કેવી રીતે બનાવવું!"

માનસિંહના પ્રશ્નનો કોઈ સામન્તે જવાબ ન આપવાથી અંતે બાપ્પાએ કહ્યું કે, "મારો તો એવો વિચાર છે કે, આપ કેટલાક ચુંટી કાઢેલા યોધાઓને પોતા પાસે રાખીને નગરમાં જ દુર્ગની રક્ષામાટે બેઠા રહો, અને હું તથા આપણા આ સઘળા સામન્તો સૈન્યસહિત જઇને યવનોના આવવાના માર્ગમાં છાવણી નાખીને પડીશું અને તેમને આ તરફ આવતા અટકાવી ત્યાં જ તેમની સાથે યુદ્ધ કરીશું. હું દૃઢ પ્રતિજ્ઞા કરીને કહું છું કે, જ્યાંસુધી આ શિર કાયમ છે ત્યાં સુધી તો મહમ્મદ ચિત્તોડનાં દર્શન પણ કરવા નહિ પામે."

બાપ્પાની એ સલાહ અને એ પ્રતિજ્ઞા સાંભળીને સામન્તો વિના બીજા કેટલાક સર્વ સાધારણ જનો સભામાં ઉપસ્થિત હતા, તે સર્વે મુક્ત કંઠથી બાપ્પાની બુદ્ધિ અને શૂરવીરતાની પ્રશંસા કરવા લાગ્યા. યોદ્ધાઓની આનંદગર્જનાથી સભાસદન ગાજી ગયું અને સૈનિકોએ કહ્યું કે, "બાપ્પા સાહેબે જે યુદ્ધમાટેની યુક્તિ દર્શાવી છે, તે સર્વથા યોગ્ય અને પ્રશંસનીય છે. જો પરમાત્મા સ્વયંભૂની કૃપા થશે, તો અવશ્ય રણાંગણમાં વિજયશ્રી આપણા કંઠમાં જ વરમાળા આરોપશે."

મહારાજાને પણ એ યુક્તિ બહુ જ ગમી અને પોતાના ખાસ સૈનિકોને તેણે બાપ્પાની આજ્ઞા પ્રમાણે વર્તવાનો આદેશ કર્યો. સામન્તોએ પણ પોતપોતાની સેનાને લઇને બાપ્પા સાથે યવનદલને રોકવા અને મારી હટાવવામાટે જવાનો—એટલે કે યુદ્ધમાટે ત્યાંથી પ્રયાણ કરવાનો સ્વીકાર કર્યો.

બીજે દિવસે પ્રાતઃકાળમાં જ સર્વ સેનાપતિઓ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા અને પોતપોતાના સૈન્યને યુદ્ધમાટે સુસજ્જિત કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયા. બાપ્પા પણ સાહસી, વાળી, અને દેવ આદિ પોતાના મિત્રો સાથે મળીને યુદ્ધમાટેની સઘળી તૈયારીઓ કરવા લાગ્યો. ઘોર સ્વરથી યુદ્ધનો ડંકો વગડાવીને બાપ્પાએ યોદ્ધાઓને સાવધાન કર્યા અને પોતે યુદ્ધમાટે તત્પર થયો.

ત્રીજે દિવસે પ્રભાતના રમણીય સમયમાં ચિત્તોડની સેના આનંદ અને હર્ષના ગગનભેદક ધ્વનિ સહિત ચિત્તોડના દ્વારમાંથી બહાર નીકળી. બાપ્પા ઇત્યાદિને જોવામાટે નાગરિક સ્ત્રી પુરુષોની દ્વાર પાસે જબરી ભીડ જામેલી હતી. બ્રાહ્મણોએ આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવી અને સૌભાગ્યવતી સ્ત્રીઓની શુભ ઇચ્છાના શકુન લઇને વીરવર્ય બાપ્પા રાવળ સૈન્ય સહિત ત્યાંથી રણભૂમિમાં જવામાટે પ્રસ્થાન કરી ગયો.

---

## અષ્ટાદશ કિરણ

### ભયંકર યુદ્ધ

રાત્રિનો અંધકાર લેશમાત્ર પણ જોવામાં આવતો નહોતો. ચંદ્રદેવે પોતાના નિર્મળ અને શીતળ પ્રકાશવડે આખા જગતને પ્રકાશિત કરી નાખ્યું હતું. રાત્રિવિહારી પશુઓ આનંદપૂર્વક અહીં તહીં વિચરતાં જોવામાં આવતાં હતાં, અને સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વિસ્તરી ગયું હતું. માત્ર ક્વચિત્ ક્વચિત્ ક્યાંક વનપશુઓનો ધ્વનિ જ સંભળાતો હતો. એવા સમયમાં ચિત્તોડથી લગભગ દશેક ગાઉના અંતરે એક વિશાળ મેદાનમાં એક વિશાળ સૈન્ય પોતાની છાવણી નાખીને પડ્યું હતું. છાવણીના મધ્ય ભાગમાં વારંવાર અગ્નિનો જે એક પ્રકારનો પ્રકાશ થયા કરતો હતો, તે અજવાળી રાત હોવાથી દૂરદૂર સુધી જોવામાં આવી શકતો હતો. સૈનિકોના બોલવા ચાલવાથી રાત્રિની શાંતિનો કેટલેક અંશે ભંગ થઈ જતો હતો. પ્રકૃતિના પ્રકાશ સાથે શિબિરસ્થ દીપકોનો પ્રકાશ આવી મળવાથી નિશા હોવા છતાં પણ દિવસ હોવાનો ભ્રમ થઈ જતો હતો. મુસલ્માનોના આવવાની વાટ જોતો બાપ્પા જ પોતાના ક્ષત્રિયસૈન્ય સહિત એ સ્થાને છાવણી નાખીને પડેલો હતો.

ચાલો, ત્યારે વાંચકો! આપણે પણ એ છાવણીમાં પ્રવેશ કરીએ, અને ક્ષત્રિયશિબિરનું બની શકે તેટલું અવલોકન કરી લઇએ. જે મહાવીર બાપ્પા રાવળે ચિત્તોડની વિજયપતાકાને પોતાના વસ્ત્રસદન (તંબૂ)ના શિખરભાગે સ્થાન આપીને આ ભયંકર પ્રસંગ ઉપસ્થિત કરેલો છે, તે વીર નર બાપ્પાનો આપણે તેના યુદ્ધવેશમાં સાક્ષાત્કાર કરીએ. જે યવનોના અત્યાચારથી સિંધુ અને પંજાબની ભૂમિ કંપાયમાન થઈ ગઈ હતી, તે દુર્દાન્ત યવન સરદારને સંહારી નાખવા-માટેની જેણે ભીષ્મ પ્રતિજ્ઞા કરેલી છે, તે વીર મૂર્ત્તિનું ફરી એકવાર દર્શન કરીને આપણે આપણાં નેત્રોને કૃતાર્થ કરીએ.

શિબિરની આસપાસના ભાગમાં કેટલેક સ્થાને અગ્નિ બળ્યા કરતો હતો અને સૈનિકો સ્થાને સ્થાને એકડા બેસીને યુદ્ધ વિશેનો જ વાર્ત્તાલાપ કર્યા કરતા હતા. એકે કહ્યું કે, "જોઇએ હવે મહમ્મદ કેટલું મોટું લશ્કર લઇને આવે છે તે!" ત્યારે બીજાએ કહ્યું કે, "ભાઈ! કદાચિત્ આપણી આવી તૈયારીના સમાચાર તેના જાણવામાં આવી જશે, તો ભયને લીધે આવવાનું માંડી જ વાળશે." એક ત્રીજાએ પોતાનો એવો વિચાર જણાવ્યો કે, "ઈશ્વર કરેને એ દુષ્ટ મુસ-લમાનો આવે, તો બહુ જ સારું થાય; કારણ કે, આ કટાઈ ગયેલાં શસ્ત્રોનો કાટ તો ઊતરે અને શત્રુઓને પણ જણાઈ રહે કે, રાજપૂતોના બાહુમાં હજી આટલું બધું બળ છે!" ચોથો બોલ્યો કે, "ભાઈ! શત્રુઓના માથાં ધડપરથી જૂદાં કરી નાખવામાટે મારા હાથોમાં ખજવાળ આવ્યા કરે છે." એવી રીતે અનેક ઉત્સાહપૂર્ણ વાક્યોથી તે મેદાનમાંની શાંતિનો ક્ષણે ક્ષણે ભંગ થયા કરતો હતો. કેટલેક સ્થળે સૈનિકો પોતાનાં શસ્ત્રાસ્ત્રોને ઘસીને તીક્ષ્ણ બનાવવાના કાર્યમાં રોકાયલા જોવામાં આવતા હતા. સાધારણ સર્વ તંબૂઓના મધ્યમાં એક બધાથી મોટો તંબૂ ઊભો કરેલો હતો, તેના અન્તર્ભાગમાં એક ઉન્નત અને સુંદર આસન ગોઠવેલું હતું અને તે આસને જગત્પ્ર-સિદ્ધ વીર બાપ્પારાવળ વિરાજમાન થયેલા હતા. તેના મુખ સમક્ષ સર્વ સેનાપતિઓ એકઠા થઇને બેઠા હતા. કેટલીકવાર સુધી પોતપોતામાં ધીમે ધીમે કેટલીક વાતચીત કરીને અંતે કેટલાક ગુપ્તચરોને યવનસેનાના સમાચાર મેળવવામાટે આગળ મોકલવાની અને યોધાઓને પ્રતિક્ષણે યુદ્ધમાટે તૈયાર રાખવાની વ્યવસ્થા કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. કારણ કે, કપટકળા-વિશારદ યવનો અચાનક આવીને કયે વખતે હલ્લો કરશે, એનો નિશ્ચય નહોતો, અને તેથી પ્રથમથી જ સાવધ રહેવું વધારે સારું છે, એવી તેમની ધારણા હતી. મોડી રાત સુધી એ બધા યુદ્ધ વિશેની ચર્ચા કરીને પછી સર્વ પોતપોતાના તંબૂમાં વિશ્રાંતિ લેવામાટે ચાલ્યા ગયા.

પ્રાતઃકાલીન મંદ સમીર સૌરભયુક્ત થઇને મત્ત કુંજર સમાન વનમાં યથેચ્છ ગમન કરી રહ્યો હતો. પક્ષિયો પોતાનો કલરવ કરવામાં લીન થયેલાં હતાં. ભગવાન્ અરુણદેવ પોતાના શત્રુ નિશાંધકારને મારી હટાવીને સંસારમાં પોતાના પ્રભાવનો વિસ્તાર કરવાની ચેષ્ટા કરતા હોયની! તેવો ભાસ થતો હતો. શિબિરના મધ્યમાં પ્રભાત થતાં જ ક્ષત્રિયોના પ્રબળ રણવાદ્યનો ગંભીર ધ્વનિ નીકળવા લાગ્યો અને સામરિક ગાયકવૃન્દ રણધીર વીરોનાં યશોગાનનો ભૈરવ સ્વરમાં આલાપ કરવા લાગ્યા. સૈનિકો શય્યામાંથી ઊઠી નિત્ય કર્મથી નિવૃત્ત થઈ શસ્ત્રાસ્ત્ર સજીને અહીં તહીં વિચારવા લાગ્યા. એટલામાં એક અશ્વારોહી મનુષ્ય પોતાના અરબી અશ્વને દોડાવતો ઉત્તર દિશામાંથી કોઈ પણ પ્રકારના અવરોધવિના સામો સેનાના મધ્ય ભાગમાં ચાલ્યો આવ્યો અને

સર્વ સૈનિકોની દૃષ્ટિનું તે જ કેન્દ્ર બની ગયો. તે આવનાર અશ્વારોહી બાપ્પા રાવળના તંબૂમાં આવીને નીચે પ્રમાણે સમાચાર નિવેદન કરવા લાગ્યો;–

"મહમ્મદ કાસિમ તે સિંધનો સૂબેદાર બહુ જ ઠાઠમાઠથી આપણી તરફ આવે છે, અને તેની સાથે વિશાળ યવનસેના પણ વેગપૂર્વક આગળ વધતી આવે છે. પરંતુ લડવાની સામગ્રી તેમની પાસે જોઇએ તેવી સારી અને વિપુલ હોય એમ દેખાતું નથી. જો આપણા સૈન્યને સારી રીતે ઉત્તેજન આપવામાં આવશે, તો અવશ્ય રણભૂમિમાં આપણો, આપણો અને આપણો જ જય થશે. ચિત્તોડ જ યશોભાગી થશે."

જાસૂસના મુખમાંથી એ સમાચાર સાંભળતાં જ બાપ્પારાવળે પોતાના યોધાઓને હથિયાર બાંધીને ઘોડાપર સ્વાર થવાની આજ્ઞા આપી દીધી. આજ્ઞા મળતાં જ ક્ષત્રિયસેના યવનસેના સમક્ષ લડવામાટે ક્ષણના પણ અર્ધભાગ જેટલા સમયમાં તત્પર થઈ ગઈ. રાજપૂતો એવી રીતે પોતાની તૈયારીમાં રોકાયલા હતા, એટલામાં ઉત્તર દિશામાંથી ભયંકર ઝંઝાવાત પ્રમાણે પૃથ્વી અને આકાશને એકાકાર કરતી યવનસેના પ્રબળ કોલાહલ સહિત નજીકમાં આવી પહોંચી. જ્યારે ઉભય સેનાઓની એકબીજાપર દૃષ્ટિ પડી, ત્યારે મહમ્મદે આશ્ચર્યચકિત થઇને પોતાના સૈનિકોને પૂછ્યું કે, "માર્ગ રોકીને અહીં જંગલમાં આ બીજી સેના કોની પડેલી છે?" જાસૂસોદ્વારા જવાબ મળ્યો કે, "એ સેના ચિત્તોડના રાજાની છે, ને તે આપણને માર્ગમાં જ રોકવામાટે અહીં છાવણી નાખીને પડેલી છે. એ સૈન્યનો સેનાપતિ બાપ્પારાવળ નામનો એક સુકુમાર રાજપૂત યુવક છે."

મહમ્મદે પોતાના એક સરદારને પ્રતિનિધિ તરીકે બાપ્પાની છાવણીમાં મોકલ્યો. તે પ્રતિનિધિ બાપ્પા સમક્ષ આવીને કહેવા લાગ્યો કે;–"મહારાજ! અમારા સરદાર સાહેબે કહેવડાવ્યું છે કે, આપ માર્ગ રોકીને શામાટે પડ્યા છો? અમને જવાનો–આગળ વધવાનો માર્ગ આપો!"

"આમ આપને માર્ગ મળી શકે તેમ નથી. જો આપને આગળ વધવું હોય, તો અમારા સૈન્યને ખસેડીને ભલે આગળ વધો." બાપ્પાએ ઉત્તર આપ્યું.

"અમે કાંઈ આપની સાથે લડાઈ કરવાને નથી આવ્યા. અમારે તો ચિત્તોડના રાજા સાથે યુદ્ધ કરવાનું છે. માટે આપ વૃથા શામાટે વિગ્રહનું બીજ વાવો છો વારુ?" પ્રતિનિધિએ પાછો પોતાનો કાર્યક્રમ આગળ ચલાવતાં કહ્યું.

"તમારા સરદારને જઇને કહો કે, પ્રથમ તમારા સુલ્તાનને તુર્કસ્તાનમાંથી અહીં બોલાવો, એટલે બન્ને રાજાઓ દ્વંદ્વયુદ્ધ કરી શકશે. તમારી રાજા સાથે લડવાની યોગ્યતા જ શી છે? તમે જેવા એક સેનાપતિ છો, તેવો જ હું પણ ચિત્તોડનો સેનાનાયક છું અને તેથી તમારે અમારી સાથે જ યુદ્ધમાં ઊતરવું પડશે." બાપ્પાએ એકદમ તિરસ્કારયુક્ત મુદ્રાથી ઉત્તર વાળ્યું.

"અમારી સેના કેટલી બધી પ્રચંડ છે, એનો પણ આપે કોઇવાર વિચાર કર્યો છે ખરો કે?" યવન પ્રતિનિધિએ પોતાના ગૌરવનું દર્શન કરાવ્યું.

"તમારી સેના ગમે તેટલી પ્રચંડ હોય, તોપણ અમારે તેથી ડરવાનું કશું પણ કારણ નથી. એક લાખ બકરાં એક સાથે મળીને આવે, તો તેથી શું મૃગપતિ વનરાજ સિંહ ડરી જાય

છે? કદાપિ નહિ. ક્ષત્રિય સિંહો સમક્ષ યવન શૃગાલો યુદ્ધ ભૂમિમાં ક્ષણ માત્ર પણ ટકી શકવાના નથી જ, એવો અમારો દૃઢ નિશ્ચય છે. અહીંથી જાઓ અને સામર્થ્ય હોય, તો તમારા સરદારને યુદ્ધ કરવાનું કહો!" બાપ્પાએ કોપસહિત પોતાનો અંતિમ નિશ્ચય જણાવી દેતાં એ વચનો ઉચ્ચાર્યાં.

યવન પ્રતિનિધિ પામી ગયો કે, 'એ શૂરવીર ક્ષત્રિયપુત્ર કોઇપણ રીતે સમજે તેમ તો નથી જ.' એટલે તે ત્યાંથી પાછો પોતાની છાવણીમાં ચાલ્યો ગયો અને મહમ્મદને બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. મહમ્મદે પાછું કહેવડાવ્યું કે, "વ્યર્થ તમે દીપકમાં પતંગ સમાન બળી મરવાને શામાટે તૈયાર થયા છો? સહસ્રાવધિ શૂરવીર રાજપૂતોનાં માથાં વિનાકારણ શામાટે કપાવી નાખો છો?"

મહમ્મદનો આ સંદેશો સાંભળીને બાપ્પા કોપના આવેશથી લાલચોળ બની ગયો, અને અત્યંત તુચ્છકારપૂર્વક તે યવન દૂતને કહેવા લાગ્યો કે, "તું તારા સરદારને જઇને કહે કે, તારી આવી ધમકીઓથી ડરી જાય એવા આ ક્ષત્રિયો કાચાપોચા નથી. જો તારે અહીંથી જવું હોય, તો કાંઈ આમ આંખ બતાવવાથી અમે હટવાના નથી. જો તારી તલવારમાં જોર હોય, તો તલવારના જોરથી માર્ગ મેળવી લે. તારા સૈન્યમાં જ પાણી નથી, તેથી આવી ધમકીઓથી કામ કાઢી લેવાનો વિચાર કર્યો લાગે છે! લડવાની સત્તા ન હોય, તો મોઢામાં ઘાસ લઇને પાછા સિંધમાં ચાલ્યા જાઓ."

બાપ્પાનું આવું કર્કશ ઉત્તર સાંભળીને સરદાર મહમ્મદે પોતાના જંગી જવાનોને ક્ષત્રિય સૈન્યપર તૂટી પડવાની આજ્ઞા આપી દીધી. સરદારનો હુકમ સાંભળતાં જ યવનસેના યુદ્ધના આકારમાં ગોઠવાઇને પ્રબળ વેગપૂર્વક આગળ વધી. રાજપૂતો તો પ્રથમથી જ તૈયાર થઈ ઉભા હતા; કારણ કે, તેઓ તો ખાસ લડવામાટે જ અહીં આવીને પડેલા હતા; એટલે પછી શી ખામી રહે વારુ? ઉભય પક્ષના સૈનિકોએ એકબીજાનાં શરીરોપર શસ્ત્રાસ્ત્રના પ્રહારો કરવા માંડ્યા અને તુમુલ યુદ્ધનો આરંભ થયો. એક તરફ હઠવાદી મુસલમાનોની સેના અને બીજી તરફ વિખ્યાત ક્ષત્રિય વીરોનું દળ; એક તરફ તુર્કસ્તાનના સુલ્તાનની સેના, અને બીજી તરફ ક્ષત્રિયોનું અચલ વીર સૈન્ય, એક તરફ મુસલ્માની ધર્મનો ઇસ્લામી ઝુંડો આકાશમાં ઊડી રહ્યો હતો અને બીજી તરફ ચિત્તોડનો સૂર્યાકૃતિથી ચમકતો રક્તવર્ણ ઝુંડો વાયુમાં વિહરતો દૃષ્ટિગોચર થતો હતો. એક તરફ યવનોની પ્રબલ વિજયલાલસા અને બીજી તરફ ક્ષત્રિયકુળની ચિરપ્રતિષ્ઠિત પ્રતિષ્ઠા અને બાપ્પારાવળની પ્રતિજ્ઞા ત્રાજવામાં પડેલી હતી. એક તરફથી યાવની સૈન્ય 'અલ્લાહો અકબર'નો ધ્વનિ કરીને આગળ વધ્યું અને બીજી તરફથી વીર રાજપૂતો 'હરહર મહાદેવ' અને 'શ્રી એકલિંગજીનો જય!' એવા ધ્વનિ સહિત યવન સૈનિકોના શરીરપર સિંહ સમાન ગર્જના કરીને તૂટી પડ્યા! ઉભય પક્ષનું એક અત્યંત ઘોર અને ભયંકર યુદ્ધ આરંભાયું; અને તેથી દશે દિશાઓ કંપાયમાન થવા લાગી.

વિસ્તીર્ણ ક્ષેત્રભૂમિ મુસલ્માન અને રાજપૂત યોધાઓથી ઉભરાઈ જવા લાગી, અનેક પ્રકારની પતાકાઓ હવામાં ઉડવા લાગી, નાના પ્રકારનાં રણવાદ્યો વગાડીને સૈનિકોને ઉત્તેજન આપવાની ચેષ્ટાઓ થવા લાગી અને ઉભય પક્ષના વીરો પોતપોતાના સ્થાનમાં અચળ રહીને

યુદ્ધનો ઉત્સવ ઉજવવામાં લીન થયા. એક પંક્તિમાં ઊભા રહીને રાજપૂત યોધાઓ મહા સાવધતાથી અને ચપળતાથી અસિચાલન કરતા અને પોતાના સમૂહને શત્રુના પ્રહારથી બચાવતા જતા હતા. તુર્કલોકો બહુ જ આવેશથી તેમનાપર તૂટી પડતા હતા, પરન્તુ રાજપૂતોના અચલ પર્વત સમાન સમૂહ આગળથી સમુદ્રની લહરી પ્રમાણે ટક્કર ખાઇને તેઓ વારંવાર પાછા હટી જતા હતા. કોઇવાર રાજપૂત યોધાઓ પોતાના સ્થાનને છોડીને એકાએક શત્રુસૈન્યપર ધસી જતા હતા અને પોતાના અતુલ સાહસના પ્રતાપે તેમનાં માથાં ધૂળમાં રગદોળીને પાછા પોતાના સ્થાનમાં આવીને ઊભા રહેતા હતા. એક પછી એક અનુક્રમે સર્વ યોધાઓ-ક્ષત્રિય વીરો પોતાના સૈનિક નાયકના મુખ સમક્ષ એવી તો કુશળતાથી યુદ્ધમાં લીન થયા હતા કે, શત્રુઓ એમના અદ્દ્ભુત રણકૌશલ્યને જોઇને એકાએક આશ્ચર્યચકિત જ થઈ જતા હતા. જો કે મુસલમાનો વારંવાર પોતાના વિશાલ દલ સહિત તેમનાપર ધસી જતા હતા, પરંતુ રાજપૂતોના અચલ પરાક્રમ આગળ તેમનો કશો પણ ઉપાય ચાલી શકતો નહોતો.

બાપ્પારાવળ પોતાના સૈનિકોના આવા અદ્વિતીય ઉત્સાહ અને અસીમ સાહસને જોઇને વીરશબ્દો ઉચ્ચારતો તેમના શૌર્યને વધારવાનો પ્રયત્ન કર્યા કરતો હતો. જો પંક્તિમાંથી કોઈ યોધો રણશાયી થઈ જતો, તો તત્કાળ તેના સ્થાને બીજાની સ્થાપના કરવામાં આવતી હતી. એનો હેતુ એ હતો કે, કોઇપણ રીતે પોતાની નિર્બળતા શત્રુઓના જોવામાં ન આવે. કવચિત્ શત્રુઓના વેગથી યોધાઓ આઘાપાછા થતા, તો બાપ્પા પોતે જ અગ્રભાગે આવીને મહા દૃઢતા અને સાહસથી યવનોને રોકવાનો યત્ન કરતો હતો. રાજપૂત સેના પોતાના ઉત્સાહપૂર્ણ સેનાપતિને જોઇને બમણા પરાક્રમ અને શૌર્યથી શત્રુના વારને ચૂકવીને તેમને પાછા હટાવી દેતી હતી. તેઓ પાછા હટ્યા કે, ઘોર ગર્જના કરીને રાજપૂતો તેમનાપર ધસી જતા હતા અને અનેકોને મારીને ધૂળ ચાટતા કરી નાખતા હતા. મહમ્મદ બિન કાસિમ રાજપૂતોના આવા પરાક્રમનું અવલોકન કરીને પોતાના અસંખ્ય સૈનિકોને અને સેનાનાયકોને વારંવાર ઉત્તેજિત કરવાની ચેષ્ટા કર્યા કરતો હતો, પરંતુ અતુલ બળશાળી અને પ્રાણપર પણ ઉદાર થયેલા સાહસી રાજપૂત યોધાઓ સમક્ષ તેમના શૌર્યનો કશો પણ ઉપયોગ થઈ શકતો નહોતો. તેમનાથી એક બે પગલાં પણ આગળ વધી શકાતું ન હોતું.

ધીમે ધીમે મધ્યાહ્નકાળ થયો. ભાસ્કર પોતાનાં પ્રખર કિરણોના પ્રતાપે સંસારને ઉત્તપ્ત કરવા લાગ્યો, અને તે સાથે વીરોના હૃદયમાંનો રણોત્સાહ પણ ઉષ્ણ થવા લાગ્યો. ઉભય પક્ષના યોધાઓ રણમદવડે ઉન્મત્ત થઇને પોતાના યુદ્ધના કાર્યમાં લયલીન થઈ ગયા. સહસ્રાવધિ વીરો પૃથ્વીપર પટકાઇને સ્વર્ગમાં જવાની તૈયારી કરવા લાગ્યા. સૈનિકોના પોકાર, અશ્વોનું હણહણવું, હથિયારોનો ઝણકાર, ધનુષ્યનો ટંકાર અને ચારણ અને ભાટોનાં ઉત્તેજક સ્તુતિસ્તોત્રોના ગગનભેદક સ્વર તથા વીરોની યુદ્ધગર્જનાથી ત્યાં થઈ ગયેલો સામયિક ભયંકર આદર્શ, મધ્યાહ્નકાળના સૂર્યતાપમાં મહા પ્રલયકાળનો ભાસ કરાવતો હતો.

દ્વિપ્રહરના વિષમ તાપથી વિકળ પશુકુળ સુશીતળ વૃક્ષાવલિનો આશ્રય લઇને પોતાનાં કલાન્ત શરીરોને પ્રસારી સુષુપ્તિના સુખનો ઉપભોગ લેવામાં નિમગ્ન થયેલાં હતાં. સમસ્ત સંસાર એ નિયમિત કાળમાં થોડેઘણે અંશે પણ આરામમાં પડેલો હતો; પરંતુ યુદ્ધમાં મચેલા વીરોને એ આનંદનું સ્મરણ માત્ર પણ હતું નહિ. તેઓ તો અવિશ્રાન્ત પરાક્રમપૂર્વક પોતાના કાર્ય-

સાધનમાં જ દત્તચિત્ત થઈ ગયા હતા. એમ કરતાં કરતાં સંધ્યાનો સમય થવા આવ્યો. સહસ્રાવધિ વીરોના પ્રાણ સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા, અને સૂર્યનારાયણ આ સંસારમાંથી અસ્તાચલમાં પ્રયાણ કરી ગયા. દિવસકૃત્ય, રણશાયી યોધજનોના આત્મા સાથે સંસારથી ભિન્ન થયું. રાત્રિએ અધિકાર લઇને વિશ્વમાં પોતાનો પ્રભાવ વિસ્તારવા માંડ્યો–અર્થાત્ અંધકારનો પ્રસાર વધારે અને વધારે પ્રસરવા લાગ્યો. આખો દિવસ મહા કઠિન પરિશ્રમ કરવા છતાં પણ મહમ્મદ પોતાના મનોરથને સફળ કરી શકયો નહિ. રાજપૂતોએ જરાપણ પાછાં પગલાં કર્યાં નહિ. પોતાના સિપાહીઓને બહુ જ થાકેલા જાણીને મહમ્મદ કાસિમે સાયંકાળ થતાં જ લડાઈ બંધ કરવાનો ઝંડો ચઢાવ્યો. ધર્મયુદ્ધપ્રિય રાજપૂતોએ પોતાની તલવારોને મ્યાન કરી લીધી અને રાત્રિને માટે યુદ્ધ બંધ કરવામાં આવ્યું. ઉભય પક્ષની સેનાઓ વિશ્રાંતિ લેવામાટે પોતપોતાની છાવણીમાં ચાલતી થઈ.

બીજા દિવસનો સૂર્ય ઊગ્યો. પૂર્વ દિશામાં રક્તવર્ણની છટા દૃષ્ટિગોચર થવા લાગી. બાપ્પા-રાવળ અરુણોદય થતાં જ પોતાની સેનાસહિત આવીને રણભૂમિમાં ઉપસ્થિત થઈ ગયો હતો, એટલે યાવનીસેના પણ આવીને સમરક્ષેત્રમાં ઊભી રહી. બાપ્પા આજે બમણા ઉત્સાહથી લડતો હતો; કારણ કે, રાજા માનસિંહ સમક્ષ તેણે જે ભીષ્મપ્રતિજ્ઞા કરી હતી, તેનું તેને જરાપણ વિસ્મરણ થયું નહોતું. રાતના સમયે પણ તે શત્રુઓથી પૂર્ણ સાવધ થઈ રહ્યો હતો. વિશ્વાસઘાતક મુસલ્માનો દગાથી આવીને છાવણીપર છાપો ન મારી દે, અથવા તો રાતના અંધકારનો લાભ લઇને પલાયન ન કરી જાય, એટલામાટે રાત્રે પણ તેણે પોતાના સૈનિકોને શસ્ત્ર બાંધીને જ સૂઈ જવાની આજ્ઞા આપેલી હતી. કેટલાક સૈનિકોને શત્રુની ચર્ચા જોવામાટે ખાસ જાગતા રાખ્યા હતા અને બેચારવાર અશ્વારૂઢ થઇને તે પોતે પણ શિબિરની આસપાસમાં ચક્કર લગાવી આવ્યો હતો. રાતના સમયે પણ જે બાપ્પાએ આટલી બધી સાવધતા રાખી હતી, તેને યવનો દિવસના પ્રકાશમય સમયમાં ભૂલથાપ આપી જાય, એ તો સર્વથા અશક્ય અને અસંભવનીય જ હતું. ભીમ વિક્રમનો પ્રકાશ કરીને શ્રી એકલિંગજીનો જયધ્વનિ કરી બાપ્પાએ યવનદલપર હલ્લો કર્યો. મુસલ્માનોએ પણ શસ્ત્રાસ્ત્ર ચલાવવા માંડ્યાં અને યુદ્ધનો પૂર્વવત્ આરંભ થયો. રાજપૂતોના પ્રબળ વેગથી વસુંધરા કંપાયમાન થવા લાગી, સેંકડો માથાં કપાઈ કપાઇને પૃથ્વીપર પડવા લાગ્યાં અને મરણોન્મુખ વીરોના આર્ત્તનાદ, અસ્ત્રોનો ઝણકાર અને સૈનિકોના જયધ્વનિથી સમસ્ત વનપ્રદેશ એકદમ ભરાઈ ગયો.

બંન્ને પક્ષો એકસરખા જ રહ્યા અને યુદ્ધ ચાલતું જ હતું, એટલામાં આજે પણ પાછો વળી સંધ્યાસમય થઈ ગયો. સંધ્યા થતાં સુધી બંન્ને પક્ષના વીરો મહા આવેશયુક્ત લડવામાં પ્રવૃત્ત રહ્યા. ઉભયપક્ષના અસંખ્ય સૈનિકો રણમાં રોળાયા, તોપણ કોઇએ પણ પાછા હટવાનું નામ સુદ્ધાં પણ ઉચ્ચાર્યું નહિ. મુસલ્માનોની આટલી બધી વિશાળ સેના હોવા છતાં અને આટલો બધો પરિશ્રમ વેઠવા છતાં પણ તેમનો મનોરથ સફળ થયો નહિ. એટલે કાંઇક ઉદાસ થવાથી તેમનું શૌર્ય મંદ પડવા લાગ્યું. આખા દિવસના મારને લીધે રાજપૂતો પણ પોતાનું સ્થાન છોડી શકયા નહિ. આવી અવસ્થા જોઇને મુસલ્માનોએ વિચાર કર્યો કે, "આ લડાઇનો અંત સત્વર આવે એમ દેખાતું નથી જ." સંધ્યાકાળ થવાથી પાછી લડાઈ બંધ કરવામાં આવી. આજના યુદ્ધનું પણ કાંઈ નિશ્ચિત પરિણામ આવ્યું નહિ.

આજે ત્રીજો દિવસ હતો. સૂર્યદેવનો ઉદય થવામાં અદ્યાપિ વિલંબ હતો, તોપણ યુદ્ધ-ભૂમિ યોદ્ધાઓથી ખાલી હતી નહિ. જો કે શાંત માનવકુળ રાત્રિદેવીની આરાધનાની સમાપ્તિ કરી ચૂકયાં નહોતાં, તોપણ રણપ્રમત્ત યોદ્ધાઓ પોતાના કર્ત્તવ્યપાલનમાં તત્પર થઈ ગયેલા જોવામાં આવતા હતા. અનન્તસુખદાયિની વિભાવરીએ પોતાના અંત સાથે કેટલા બધા વીર નરોની માનવલીલાનો અંત કરી નાખ્યો હતો, એ તો ઈશ્વર જ જાણતો હશે. નિત્ય પ્રમાણે ભયંકર સંગ્રામનું મંગલાચરણ કરવામાં આવ્યું અને યુદ્ધપ્રિય વીરસમૂહે પોતાના કાર્યનું સંપાદન કરવા માંડ્યું. યુદ્ધરૂપી અવસ્કંદથી વ્યાપ્ત સમુદ્રમાં વિજય–આશા રૂપિણી નૌકાની આજે કાંઇક વિચિત્ર સ્થિતિ જ થયેલી જોવામાં આવતી હતી.

પ્રિય પાઠક! આજનું યુદ્ધ પ્રથમના બે દિવસ જેવું સાધારણ નહોતું. પ્રત્યેક યોદ્ધાઓના મુખને જોવાથી એવો જ ભાસ થતો હતો કે, આજે અવશ્ય તેઓ યુદ્ધનો અંત લાવી નાખશે. પ્રત્યેક યોદ્ધો અત્યન્ત બળપૂર્વક શત્રુનો પરાજય કરવાના ઉદ્દેશથી શીઘ્ર શીઘ્ર શસ્ત્રાસ્ત્ર ચલાવતો હતો. બન્ને સેનાઓ પાસે પાસે આવી ગઈ, મારામારી અને કાપાકાપી ચાલવા લાગી, મડદાં-ઓનો મોટો ઢગલો જામી ગયો, તોપણ મહા આવેશથી તે મડદાંઓની છાતીપર ચઢીને પણ રણશૂર યોદ્ધાઓ શત્રુઓનો સંહાર કરવામાટે આગળ વધીને લડવા લાગ્યા. નરરક્તથી રંગાઇને રણભૂમિ રક્તવર્ણ થઈ ગઈ અને તેનાપર બાલ રવિનાં રશ્મિનું પતન થવાથી તે સ્થાન સુવર્ણરેખા પ્રમાણે ચમકવા લાગ્યું.

મુસલ્માન સેના પણ આજે જીવજાનથી લડવામાં પ્રવૃત્ત થયેલી હતી. “જો ચિત્તોડ આપણા હાથમાં ન આવ્યું અને આપણી આશા પૂર્ણ ન થઈ શકી, તો આપણા બધા પરિશ્રમો અને સર્વ પ્રયત્નો વ્યર્થ જ જવાના. માટે આજે ગમે તેમ કરીને પણ રાજપૂતોને નસાડવા અથવા મારીછૂંદી જ નાખવા જોઇએ. એમ કરવાવિના છૂટકો જ નથી.” એવી ધારણાથી સમસ્ત મુસલ્માન સૈનિકો એક સાથે મળીને ‘અલ્લાહો અકબર’ના ધ્વનિ સહિત રાજપૂત સૈન્યપર તૂટી પડ્યા. રાજપૂત વીરો પણ તેમના વેગને તોડી નાખવામાટે તૈયાર થઇને જ ઊભા હતા. બાપ્પાએ પોતાના વીર સૈનિકોને ઉદ્દેશી કહ્યું કે;—

“ચક્રવર્તી ચિત્તોડાધીશનું સન્માન, તે જ આપણા જીવનવૃક્ષનું એક દુર્લભ ફળ છે. આપણા જાતીય ધર્મ અને ચિત્તોડ નરેશના સન્માનના રક્ષણનો આધાર આપણી આ તલવારની ધાર-પર જ અવલંબેલો છે. માટે વધો આગળ અને એ દુષ્ટ યવનોને સંહારી આપણી પવિત્ર જન્મ-ભૂમિને પાપમુક્ત કરો.”

પ્રત્યેક રાજપૂત યોદ્ધાના હૃદયમાં એ શબ્દનો પ્રતિધ્વનિ થવા માંડ્યો અને તેમણે પણ સામો મુસલ્માનોપર હલ્લો કર્યો. બન્ને સૈન્ય સામસામાં અથડાયાં. મુસલ્માનોની એવી ઇચ્છા હતી કે, એક જ ધસારા સાથે રાજપૂતોના બળનો નાશ કરી નાખવો; અને રાજપૂતોની એવી ભાવના હતી કે, જ્યાંસુધી એકપણ ક્ષત્રિય વીર આ રણભૂમિમાં જીવતો ઊભો હશે, ત્યાંસુધી તો મુસલ્માનો એક પગલું પણ આગળ વધી શકશે નહિ જ. બન્ને પક્ષના વીરો પોતપોતાની ધૂનમાં લાગી ગયા હતા. પરંતુ રાજપૂતોનું માન જળવાયું. મુસલ્માનો વિજય મેળવી ન શકયા. મુસલ્માનોએ આટલા વેગપૂર્વક ધસારો કરવા છતાં પણ રાજપૂતો પોતાના સ્થાનપરથી જરા પણ

ખસ્યા નહિ. ધન્ય–સહસ્ત્રાવધિ કિંબહુના લક્ષાવધિ ધન્ય છે એવા ક્ષત્રિયોની વીરતાને અને તેમની માતૃકુક્ષાને!!

રાજપૂત સેનાને મુસલ્માનોના એ આક્રમણને લીધે અસહ્ય હાનિ ખમવી પડી. મુસલ્માન પોતાના અગણિત વીરોને ખોઇને પાછા હટયા, પરન્તુ એથી કાંઈ તેમના વિશાળ દલમાં લેશ માત્ર પણ ભંગાણ પડ્યું નહિ. એ સમયે રાજપૂતોના એટલા બધા સૈનિકો કામ આવી ગયા હતા કે, તેમની ન્યૂનતા સ્પષ્ટ વ્યક્ત થવા લાગી. જેટલા યોદ્ધાઓનો પ્રથમના બે દિવસોમાં સંહાર થઈ નહોતો શકયો, તેના કરતાં પણ વધારે વીરોનો આજના એક દિવસમાં જ નાશ થઈ ગયો. હવે યવનોની બરાબરીમાં રાજપૂત લશ્કર બહુ જ ઓછું દેખાવા લાગ્યું. રાજપૂત સેનાનો ત્રણ ચતુર્થાંશ ભાગ રણભૂમિમાં વિલીન થઈ ગયો.

સૈન્યના મધ્યમાં ઊભો ઊભો બાપ્પા વિચાર કરવા લાગ્યો કે, "આપણા યોદ્ધાઓની સંખ્યા ઘણી જ ઓછી થઈ ગઈ છે. મુસલ્માનો પણ હદપર આવી ગયા છે અને આપણા સૈન્યની ન્યૂનતા સ્પષ્ટતાથી સર્વના જોવામાં આવી શકે તેમ છે. જો આવી જ પ્રબળતાથી યવનો બીજો ધસારો કરશે, તો અવશ્ય આપણો પરાભવ થઈ જશે." વિચાર કરતાં કરતાં સામંતોના દ્વેષનું અને પોતાની પ્રતિજ્ઞાનું એકાએક તેને સ્મરણ થઈ આવ્યું. પોતાના અસંખ્ય વીરોને સમરભૂમિમાં કપાયલા અને મરેલા પડેલા જોઇને કોપથી તેનું મુખમંડળ તપ્ત સુવર્ણ પ્રમાણે લાલચોળ બની ગયું, અને તેથી તે વેગસહિત પોતાના અશ્વને દોડાવીને શત્રુના સૈન્ય તરફ ચાલતો થયો. રાજપૂત યોદ્ધાઓ પણ પોતાના સેનાનાયકના સંરક્ષણમાટે રોષસહિત ભીષણ ગર્જના કરતા આગળ વધ્યા અને તે સર્વ શત્રુઓના અત્યંત નિકટમાં આવી ગયા. બાપ્પારાવળે પોતાના યોદ્ધાઓને સાથે લઇને શત્રુઓના સૈન્યમાં પ્રવેશ કર્યો. જો કે મુસલ્માન સેનાએ તેમને રોકવાનો યત્ન તો કર્યો જ, પણ જીવપર આવી ગયેલો બાપ્પા તેમને મારી કાપીને હટાવતો આગળ વધતો જ ગયો. તે ઠેઠ મહમ્મદ પોતે અશ્વારૂઢ થઇને પોતાના સૈનિકોને ઉત્સાહ આપતો ઊભો હતો, ત્યાં આવી પહોંચ્યો અને તેની પાછળ તેના અંગરક્ષકો પણ યવન સરદારના અંગરક્ષકોને મારતા ત્યાં આવી લાગ્યા. એ ક્ષણે એ થોડાક રાજપૂત વીરોના પરાક્રમને દિગ્મૂઢતાથી જોતું યવનસૈન્ય સર્વથા વિક્ષિપ્ત થઈ ગયું. બાપ્પાએ પોતાના તીક્ષ્ણ ભાલાના એક જ પ્રહારથી યવન સરદારના અશ્વને તો મરણશરણ કરી દીધો, અને જેવો તે મહમ્મદના પોતાના શરીરપર ભાલો ચલાવવા જતો હતો, તેવો જ કંપાયમાન થતો અને આર્જવતા કરતો દીનતાથી મહમ્મદ કાસિમ બાપ્પાને કહેવા લાગ્યો કે;—

રાજપૂતોની વીરતાને આજે હું સારી રીતે જોઈ શકયો. મારો પરાજય તો થઈ ચૂકયો છે. માટે હવે મને મારી નાખવાથી આપને વધારે તે શો લાભ થવાનો છે? હું ક્ષમા માગું છું, શરણાગત છું, માટે કૃપા કરીને મને આ વેળાએ જીવનદાન આપો!"

"તમારા જેવા પ્રબળ શત્રુને મારીને અત્યારે અમારા માર્ગને નિષ્કંટક બનાવી નાખવો, એ જ સર્વથા અમને ઉચિત છે, અને તારા જેવા એક દુર્દાન્ત અત્યાચારીનો અંત કરી નાખીને પોતાના દેશનો ભાર ઊતારી નાખવો, એ જ અમારો ધર્મ છે. પરંતુ શરણાગતને જીવનદાન આપવામાં ક્ષત્રિય વીરો કોઇકાળે પણ અનુદાર થતા નથી. એટલામાટે હું તને અત્યારે તો જીવતો જ જવા દઉં છું. પરંતુ તારા અત્યાચારયુક્ત શાસનથી દેશને લાભ થવાનો સંભવ તો

નથી જ. એટલામાટે તું તારા પવિત્ર કુરઆનના શપથ ખાઇને એ પ્રતિજ્ઞા કર કે, 'હવે પછી કોઈ વેળાએ પણ હું **ચિત્તોડ** અને તેનાં આધીન રાજ્યોપર કોઈ પણ કારણથી ચઢાઈ કરીશ નહિ.' સિંધમાં અને પંજાબમાં તને ગમે તે કર્યા કરજે." **બાપ્પારાવળે** શત્રુપર દયા કરીને એ પ્રતિજ્ઞા કરવાનું કહ્યું.

જો કે એ પ્રતિજ્ઞાનું કાર્ય **મહમ્મદ કાસિમ**ની પ્રકૃતિથી સર્વથા પ્રતિકૂલ જ હતું, તોપણ પોતાના પ્રાણસંરક્ષણનો બીજો કોઇપણ ઉપાય ન જોવાથી પ્રત્યુત્તરમાં તેણે **બાપ્પા**ને પૂર્વ પ્રમાણે જ નમ્રતાયુક્ત જણાવ્યું કે;—

"હું કુરઆને શરીફના કસમ ખાઇને પ્રતિજ્ઞા કરું છું કે, હવે પછી કોઇપણ કારણથી કોઈ પણ સમયે **મેવાડ** અને તેના આધીન રાજ્યોપર આક્રમણ કરીશ નહિ. માટે હવે આપ યુદ્ધની સમાપ્તિ કરીને પોતાની સેનાને પાછી વાળો અને અમને પણ જવાની આજ્ઞા આપો."

સર્વ મુસલ્માન યોધાઓએ તલવાર નમાવીને વિજેતા **બાપ્પા**ને મુજરો કર્યો. **બાપ્પા** વિજયગર્જના કરતો પોતાના સૈન્યમાં આવી પહોંચ્યો. તે જ સમયે મુસલ્માન સરદાર પોતાની છાવણી ઉઠાવીને ત્યાંથી ચાલતો થયો. તેની પાછળ ચારપાંચ જાસૂસોને રવાના કરી, **બાપ્પા**એ પોતાના સૈનિકોને જણાવ્યું કે;—

"આજની રાત આપણે હજી અહીં જ વિશ્રાંતિ લઇશું અને આવતી કાલે **ચિત્તોડ** જવામાટે નીકળીશું. માત્ર બે મનુષ્યોને **ચિત્તોડ**માં આપણા વિજયના સમાચાર આપવાને મોકલી આપો."

**બાપ્પા**ની આજ્ઞા પ્રમાણે બે ઘોડેસ્વારો **ચિત્તોડ** તરફ ચાલ્યા. છાવણીમાં વિજયનાં ચિહ્ન તરીકે રાગરંગ થવા લાગ્યા. મૃત વીરોને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો અને ઘવાયલાઓને **ચિત્તોડ** લઈ જવામાટેની વ્યવસ્થા કરવામાં આવી. સર્વ દ્રોહી સામંતોના મુખ કાળાં પડી ગયાં, ને **બાપ્પા**ના હર્ષનો પાર રહ્યો નહિ.

બીજે દિવસે વિજયડંકો વગાડીને રાજપૂત સેનાએ **ચિત્તોડ** તરફ ઉત્કંઠાપૂર્વક અને ઉતાવળથી પ્રયાણ કર્યું.



## ઉપસંહાર

**બાપ્પારાવળ** વિજય મેળવીને રાજધાની **ચિત્તોડ** નગરમાં આવી પહોંચ્યો. સર્વ નાગરિકો **બાપ્પા**ને ધન્યવાદ આપવાને એકઠા થયા. પચ્ચીસ હજાર સૈનિકોમાંથી માત્ર દશ હજાર વીરો જ પાછા આવ્યા હતા, અને બાકીના યુદ્ધમાં કામ આવી ગયા હતા. નગરવાસી જનો તેમને મહા આનંદપૂર્વક નગરમાં લઈ આવ્યા અને નગરની નારીઓ મંગળગીત ગાઇને યુદ્ધમાંથી વિજય મેળવીને પાછા પધારેલા યોધાઓનાં યશોગાન ગાવાની સાથે તેમના શિરે પુષ્પની વૃષ્ટિ વર્ષાવવા લાગી. સર્વ સરદારો સભામંડપમાં પધાર્યા અને **બાપ્પા**ની વીરતાની પ્રશંસા કરીને પોતપોતાને સ્થાને બેસી ગયા. સભામંડપ સરદારો અને નગરના સંભાવિત ગૃહસ્થોથી ઉભરાઈ જવા લાગ્યો. આજે અનેક મહાભારત વીરોનાં સ્થાનો ખાલી પડેલાં જોવામાં આવતાં હતાં. કારણ કે, **ચિત્તોડ**પતિના માનનું સંરક્ષણ કરતાં યુદ્ધમાં તેમણે પોતાના પ્રાણનું વિસર્જન કરી

દીધું હતું. સર્વ જનો તેમની વીરતા અને અલૌકિક સ્વામિભક્તિનું સ્મરણ કરીને તેમની સહસ્ર મુખે સ્તુતિ કરવા લાગ્યા. **બાપ્પાએ** પોતાની પ્રતિજ્ઞા પૂરી કરતાં કેટલો બધો પરિશ્રમ વેઠયો હતો અને અંતે તેણે **મહમ્મદને** ઘેરીને તેની પાસેથી કેવી રીતે વચન લીધું, ઇત્યાદિ વૃત્તાંત સાંભળીને સર્વ જનો અત્યંત પ્રસન્ન થયા અને રાજા તથા પ્રજા ઉભયના ધન્યવાદને **બાપ્પા** આજે એકસરખો પાત્ર થયો. એટલામાં જે ચારણ યુદ્ધક્ષેત્રમાં સાથે હતો, તે સભામાં આવી પહોંચ્યો. વીરપુંગવ **બાપ્પાના** દુર્દમનીય નિ:સીમ સાહસ અને અદ્ભુત વીરત્વનું તેણે પ્રત્યક્ષ દર્શન કરેલું હોવાથી તે સમરલીલાનું તે ચારણ મહાગંભીર સ્વરથી વર્ણન કરવા લાગ્યો. ઉલ્લાસને લીધે તેનું મુખ લાલ થઈ ગયું અને તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો. તેના ઉચ્ચ સ્વરથી સભાભવન પણ ગાજી ઊઠયું. પોતાની અને **બાપ્પાની** વીરતાના યશનું શ્રવણ કરીને સર્વ સૈનિકોનાં હૃદય ઉત્સાહથી પરિપૂર્ણ બની ગયાં. લડાઇમાં આટલા બધા યોધાઓ કપાઈ ગયા હતા, તે માટેનો કોઇના હૃદયમાં કશો પણ શોક છવાયલો જોવામાં આવતો નહોતો; કિન્તુ તેમને વીરગતિને પામેલા જાણીને સર્વના મનમાં સામો આનંદ જ થયા કરતો હતો. જેટલા વીરો સભામાં ઉપસ્થિત થયા હતા, તે સર્વનાં શરીરોમાં યુદ્ધનાં ચિહ્નો સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થતાં હતાં. કોઇના વિશાળ વક્ષ:સ્થળમાં, કોઇના બાહુમાં તો કોઇના લલાટમાં અનેક તલવાર, બર્છા અને બાણોના જખમો થયેલા હતા. યોધાઓ એ વીરતાનાં ચિન્હોને પોતાના ગૌરવનાં ચિન્હો માનતા હતા અને યુદ્ધમાં હણાયલા અનેક વીર ક્ષત્રિયોની રણકુશળતાની મુક્ત કંઠે વારંવાર પ્રશંસા કરતા જતા હતા. **બાપ્પા, સાહસી, વાળી,** અને દેવ સર્વને પુન: યોગ્ય પારિતોષિકોથી અને પદવીદાનથી સંતોષવામાં આવ્યા. સર્વ સ્થળે આનંદનું જ સામ્રાજ્ય વ્યાપી ગયું.*

* * * * * *

ત્યાર પછી કેટલાક દિવસે **બાપ્પા** પોતાની અનન્તજયકારિણી સેનાને લઇને નીકળ્યો, તે ઠેઠ **ગજની** સુધી જઈ પહોંચ્યો. **ગજની** નગર તે વેળાએ એક મ્લેચ્છ રાજા **સલીમના** અધિકારમાં હતું. **બાપ્પાએ** તેની પાસેથી રાજ્ય છીનવી લઇને સૌરવંશીય એક સામંતને ત્યાંના સિંહાસનપર બેસાડ્યો. માર્ગમાં એક યુદ્ધમાં **સાહસી** પરલોકવાસી થયો. **બાપ્પાએ** પોતાના એ મિત્રના સુકુમાર પુત્રને સિંધુદેશના સિંહાસનપર બેસાડીને રાજ્યકાર્યભાર તેની સ્ત્રી રાજકુમારીના હાથમાં સોંપ્યો અને **વાળીને** સિંધનો સેનાનાયક અને સંરક્ષક નીમ્યો. એ સર્વ કાર્યો કરી દિગ્વિજય મેળવીને તે પાછો **ચિત્તોડમાં** આવી પહોંચ્યો. **ગજનીમાં બાપ્પાએ** મ્લેચ્છ

---

* 'ઇતિહાસ તિમિર નાશક' નામના ઇતિહાસ ગ્રંથમાં એ યુદ્ધ વિશે નીચે પ્રમાણેનો ઉલ્લેખ કરેલો છે;—

ઇ. સ. ૭૧૧ માં **વલીદ ખલીફો** હતો. મુસલ્માનોના સૈન્યે બહુ જ ઉપદ્રવ મચાવ્યો હતો, સમસ્ત સિંધુ દેશને પોતાના કબ્જામાં કરી લીધો હતો, અને ઘણાક રાજાઓ પાસેથી ખંડણી પણ લીધી હતી. એના સૈન્યના સેનાપતિ **કાસિમના** પુત્ર **મહમ્મદે** ત્રણ વર્ષ પછી પુન: હિંદુસ્તાનપર ચઢાઈ કરી અને ગુજરાતમાં વિજય મેળવીને **ચિત્તોડપર** તેણે હલ્લો કર્યો, પરંતુ **બાપ્પાના** હાથે શિકસ્ત ખાઇને–પરાજય પામીને વીલે મોઢે તેને ત્યાંથી ન્હાસી જવું પડ્યું.

સલીમની પુત્રી સાથે વિવાહસંબંધ કર્યો હતો, અને તે પોતાની નવી રાણીને પણ પોતાની સાથે જ લેતો આવ્યો હતો.

બાપ્પાના પરદેશમાં ગયા પછી બધ્યા જબ્યા સામંતો માનસિંહથી રુષ્ટ થઇને ચિત્તોડ છોડી ચાલ્યા ગયા હતા. રાજાને એથી ઘણો જ ખેદ થયો અને તેમને પાછા બોલાવવામાટે તેણે અનેકવાર દૂતો મોકલ્યા, પરંતુ તેઓ કોઈ પણ રીતે પાછા ન જ આવ્યા. અર્થાત્ સામન્તોએ પોતાનો દ્વેષભાવ છોડ્યો નહિ અને સમાધાન કર્યું નહિ. તે એટલે સુધી કે, ગુરુનું વચન પણ તેમણે માન્ય કર્યું નહિ. જે દૂતો તેમને બોલાવવામાટે ગયા હતા, તેમને તેમણે એવો જવાબ આપ્યો કે, “અમે ચિત્તોડપતિનું નિમક ખાધું છે, માટે એક વર્ષ સુધી તો કશો પણ બદલો લઇશું નહિ; પણ ત્યાર પછી જેમ અમારી ઇચ્છામાં આવશે, તેમ કરવાને અમે સર્વથા સ્વતંત્ર છીએ !” તેઓ પોતાની નીચ દુરાકાંક્ષાને સિદ્ધ કરવામાટે કોઈ યોગ્ય અને ઉપયોગી અધિનાયકનો શોધ કરવા લાગ્યા. જે બાપ્પાના દ્વેષને લીધે તેમની આવી અવસ્થા થયેલી હતી, તે બાપ્પાને જ અંતે તેના અલૌકિક શૌર્ય અને ગુણગૌરવથી લાચાર થઇને પોતાનો નાયક બનાવવો પડ્યો. રાજ્યલોભ કેટલો બધો ભયાનક અને ભયંકર હોય છે, એનું હવે બાપ્પાને દર્શન થવા માંડ્યું ! ધનના અને અધિકારના લોભમાં પડેલા મનુષ્યને સારાસારનો વિવેક રહેતો નથી અને ધર્મનો વિચાર પણ તેના હૃદયમાંથી લુપ્ત થઈ જાય છે. માત્ર સત્તામાં જ તેનું સર્વ ધ્યાન લાગી જાય છે !! બાપ્પાની પણ એવી જ દશા થઈ. માનસિંહ તેનો મામો થતો હતો, અને જેના અનુગ્રહથી બાપ્પાની ઉન્નતિનાં દ્વાર ખુલ્લાં થયાં હતાં, તેમ જ બાપ્પાના કારણથી જ જે રાજા સામંતોના દ્વેષાગ્નિની જ્વાળામાં પડી ગયો હતો, તે મામા માનસિંહના બધા ઉપકારોને ભૂલી જઇને હૃદયને પાષાણનું રૂપ આપી અને વીરધર્મને તિલાંજલિ દઇને તેને મારી નાંખીને બાપ્પા રાવળ સામન્તોની સહાયતાથી ચિત્તોડના સિંહાસનપર બેઠો. રાજ્યાભિષેક વેળાએ તેને ‘આર્ય આદિત્ય,’ ‘રાજગુરુ’ અને ‘ચક્કવૈ’ અર્થાત્ ચક્રવર્તી ઇત્યાદિ માનદર્શક પદવીઓ આપવામાં આવી.

ત્યાર પછી વીરવર્ય બાપ્પા પોતાની જન્મભૂમિ, સંતતિ અને કુટુમ્બને છોડીને ખુરાસાનમાં ચાલ્યો ગયો અને ત્યાંના રાજાને જિતીને ત્યાં પણ કેટલીક મ્લેચ્છ સ્ત્રીઓ સાથે વિવાહસંબંધ કર્યો. એ સ્ત્રીઓના યોગે તેને પુત્ર અને પુત્રી આદિ ઘણી સંતતિ થઈ.

પૂર્ણ એક સો વર્ષનું આયુષ્ય ભોગવીને વીરકુલતિલક બાપ્પા રાવળે પોતાના મનુષ્યદેહનો ત્યાગ કર્યો. દેલવાડાના રાજા પાસે એક પુરાતન ઇતિહાસ છે, તેમાં આપેલા ઉલ્લેખ પ્રમાણે બાપ્પાએ ઇસ્પહાન, કંધાર, કાશ્મીર, ઇરાક, તૂરાન અને કાફીસ્તાન ઇત્યાદિ દેશોના રાજાઓને જિતીને તેમની પુત્રીઓ સાથે વિવાહસંબંધ કર્યો હતો અને અંતે તપસ્વી થઇને સુમેરુની તળેટીમાં પોતાનું શેષ જીવન વીતાડ્યું હતું. તેણે જીવતાં જ સમાધિ લેવાનું પણ કેટલેક સ્થળે સાંભળવામાં આવે છે. એ મ્લેચ્છ સ્ત્રીઓના સંયોગથી તેને એકસોને ત્રીસ પુત્રો થયા, કે જે બધા ‘નૌશેરા પઠાણ’ના નામથી વર્તમાન કાળમાં પ્રસિદ્ધ છે. એ સર્વ પુત્રોએ પોતપોતાની માતાના નામથી એક એક સ્વતંત્ર વંશ ચલાવ્યો હતો. બાપ્પાની હિન્દુ સ્ત્રીઓના ગર્ભથી બધા મળીને અઠ્ઠાણું પુત્રો થયા હતા, અને તે સર્વ ‘અગ્ન્યુપાસક સૂર્યવંશીય’ના નામથી અત્યારે વિખ્યાત છે.

ભટ્ટગ્રંથમાં એક બીજી પણ વિચિત્ર વાર્તા લખવામાં આવી છે. કહે છે કે, બાપ્પાના મરણ પછી તેના હિન્દુ અને મ્લેચ્છ સંતાનોમાં એક મોટો ઝઘડો ઊભો થયો. હિન્દુસંતાનો શબને

બાળવાનું કહેતા હતા અને મુસલ્માનો શબને ભૂમિદાહ કરવાનો–દાટવામાટેનો–હઠ પકડી બેઠા હતા. મૃત શરીર બહુવાર સુધી એમનું એમ પડ્યું રહ્યું, અને મતભેદનો કશો પણ નિર્ણય થયો નહિ. અંતે બાપ્પાને ઓઢાડેલું વસ્ત્ર ઊઘાડવામાં આવ્યું, ત્યારે મૃત શરીરને સ્થાને ત્યાં શ્વેત કમળનાં પુષ્પો પડેલાં દેખાયાં. એ પુષ્પોને ત્યાંથી ઊપાડીને માનસસરોવરમાં પધરાવવામાં આવ્યાં.

સિંધના અમરલાલ, પંજાબના ગુરુ નાનક અને કાશીના કબીરજી ઇત્યાદિ અનેક મહાપુરુષોનાં મૃત શરીરોના સંબંધમાં અને પારસી વીર નૌશેરવાં આદિલના મરણ પછી તેના શરીરની સ્થિતિ વિશે પણ એની એ જ આખ્યાયિકા સાંભળવામાં આવે છે. માટે એમાં તથ્યાંશ કેટલો છે, તે નિશ્ચયપૂર્વક કહી નથી શકાતું. અસ્તુ.

બાપ્પાનો જન્મ સંવત્ ૭૬૯ માં થયો હતો, અને જ્યારે તે ચિત્તોડમાં સિંહાસનારૂઢ થયો, ત્યારે તેનું વય માત્ર પંદર કે સોળ વર્ષનું જ હતું. એટલે કે, તે સંવત્ ૭૮૪–ઈ. સ. ૭૨૮–માં સિંહાસનારૂઢ થયો હતો. બાપ્પાનાં બાપ્પ અને શિલાધીશ એવાં બીજાં પણ બે ચાર નામો ક્યાંક ક્યાંક જોવામાં આવે છે.

થયું; આપણી નવલકથાની સમાપ્તિ થઈ ચૂકી છે, માટે ચાલો, આપણે પણ 'આર્ય–આદિત્ય'ની શય્યારતી કરીને વિશ્રાંતિ લઇએ.



# સસ્તું સાહિત્ય-"ગુજરાતી"ના ગ્રાહકોને જ



| | પુસ્તકનું નામ | કિ |
|---|---|---|
| ૧ | જૂનું નર્મગદ્ય-વધારા ને કવિની છબી સાથે ... ... ... | ૧- |
| ૨ | ગુજરાત સર્વસંગ્રહ-કવિ નર્મદનો રચેલો અને સરકારે છપાવેલો ... | ૧- |
| ૩ | દેશવ્યવહારવ્યવસ્થા-કવિ નર્મદનો ન છપાયલો અર્થશાસ્ત્રનો ઉત્તમ ગ્રંથ. | ૦- |
| ૪ | ધર્મવિચાર-અદ્વિતીય નિબંધોનો સંગ્રહ... ... ... ... | ૦- |
| ૫ | નર્મકવિતા-સુરત મીશન પ્રેસમાં છપાયલી. ... ... ... | ૦- |
| ૬ | નર્મકવિતા-સુરત સોદાગર પ્રેસમાં છપાયલી ... ... ... | ૦- |
| ૭ | રામજાનકી દર્શન (નાટક) ... ... ... ... ... | ૦- |
| ૮ | સારશાકુન્તલ (નાટક) ... ... ... .. ... | ૦- |
| ૯ | બાળકૃષ્ણવિજય (નાટક) ... ... ... ... ... | ૦- |
| ૧૦ | ગંગા-ગુર્જર વાર્તા (શિવાજીની સુરતની લૂટ) ... ... ... | ૦- |
| ૧૧ | ઘાસીરામ કોટવાલ-પેશ્વાના વખતની બહુ રમુજી ચાનક અને જ્ઞાન આપનારી વાર્તા | ૦- |
| ૧૨ | વેદોક્ત ધર્મપ્રકાશ-વિષ્ણુબાવા બ્રહ્મચારી કૃત. એ ગ્રંથમાં ધર્મના ઘણા ગૂઢ વિષયોના સાદી ભાષામાં એવા સચોટ ખુલાસા આપ્યા છે કે, જેવા બીજે સ્થળે ભાગ્યે જ વાંચવામાં આવશે ... ... ... ... | ૦-૧ |
| ૧૩ | ધાતુસંગ્રહ-ટેલર અને વ્રજલાલ શાસ્ત્રીનો રચેલો અને સરકારે છપાવેલો... | ૦- |
| ૧૪ | એમ. એ. બનાકે ક્યોં મેરી મીટ્ટી ખરાબકી ... ... ... | ૧- |
| ૧૫ | આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા ... ... ... | ૧- |
| ૧૬ | વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ... ... ... ... | ૧- |
| ૧૭ | ભાગવત એકાદશસ્કંધ-મૂળ-ભાષાંતર-ચિત્ર. પાકું પુઠું. સુંદર કાગળ ... | ૦- |
| ૧૮ | ૨૫૦૦ વર્ષ પૂર્વનું હિન્દુસ્તાન... ... ... ... ... | ૦- |
| ૧૯ | બોધવચન-પરમહંસ રામકૃષ્ણનાં ... ... ... ... | ૦- |
| ૨૦ | શુક્રનીતિ ... ... ... ... ... ... ... | ૧- |
| ૨૧ | જનાનખાનાની બીબી. ... ... ... ... ... | ૦- |
| ૨૨ | મુક્તમાળા ... ... ... ... ... ... ... | ૦- |
| ૨૩ | રાસેલાસ ... ... ... ... ... ... ... | ૦- |
| ૨૪ | હિનાર્બસ ... ... ... ... ... ... ... | ૦- |
| ૨૫ | મુરખો ... ... ... ... ... ... ... | ૦- |
| ૨૬ | ચતુરસિંગ ... ... ... ... ... ... ... | ૦- |
| ૨૭ | સવિતા સુંદરી ... ... ... ... ... ... | ૦- ૪ |
| ૨૮ | હાથના કર્યાં હૈયે વાગ્યાં ... ... ... ... ... | ૦-૧૨- |
| ૨૯ | મિસરની મહારાણી ... ... ... ... ... ... | ૦-૧૨-૦ |